# કર્મ-બન્ધન.

યાને

# વિધવાની કર્મકથા.



પ્રયોજક:

**નટવરલાલ ત્રિકમલાલ મહેતા.**

રાયપુર ભાઉની પોળ—અમદાવાદ.




પ્રકાશક:

**હરિભાઇ દલપતરામ પટેલ.**

શહાપુર—અમદાવાદ.



સોલ એજન્ટ:

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.




કિમ્મત રૂ. ૧-૮-૦.

# સ્નેહ સમર્પણ.

પરમ પૂજ્ય માતુશ્રી !

ત્હેં જીવનદાન આપી, સંસારની અનેક આફતો સુખેદુ:ખે સહન કરી નિ:સ્વાર્થભાવે-અલૌકિક અને અમૂલ્ય ભાવનાઓ દર્શાવી મ્હારા અસંખ્ય ગુન્હાઓ તરફ દુર્લક્ષ્ય કરી મ્હારા હૃદયમાં જે સદ્‌ભાવનાઓની પ્રેરણા કરી છે તેનો બદલો કોઇ પણ રીતે વાળી શકાય તેમ નથી; છતાં ત્હારા પવિત્ર સ્મરણાર્થે આ નવલકથા ત્હારા ચરણે સપ્રેમે સમર્પણ કરી કંઇક અંશે કૃતાર્થ થાઉં છું.

ચરણરજ રંકબાળ.

નટવર.

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા લખવાના ઉદ્દેશ માટે મ્હારે જણાવવું પડશે કે, નસીબ આ વિશ્વ-રહસ્યના અજ્ઞાત્ નિયમાનુસાર જીવાત્માઓ પ્રત્યે કોઈ કોઇવાર વિમુખ તો કોઇ કોઇવાર કૃપાવાન જણાય છે. તેમાં એટલું તો ખરૂંજ કે, આ વિચિત્રતાના મૂળ રૂપ કર્મફળનું એકાદ સૂત્ર ગુંથાએલું છે; અને તે વિશ્વવ્યાપી વ્યોમની માફક જન્માન્તરના સંસ્કારના એક પ્રકારના આછા આવરણથી છવાઈ રહેલું છે;-આ વિચિત્રતાને આ કર્મસૂત્રની ગતિને પુરૂષાર્થ દ્વારા અન્ય રસ્તે દોરી શકાય કે કેમ તેની આલોચના કરવામાં આવેલી છે.

આ નવલકથા આધુનિક જનસમાજનું તાદ્રશ ચિત્ર છે. જન સમાજની ઉન્નતિને માટે શા શા ઉપાયો યોજવા જોઇએ વિધવાઓને પુંનર્લગ્ન નહિ કરાવતાં બ્રહ્મચર્ય-વ્રતની શિક્ષા કેમ અને કેટલે અંશે લાભદાયી છે, સ્વાર્થી સગાંઓની સ્વાર્થાંધ વૃતિઓથી એક નિરાધાર અબળાને કેટલું કષ્ટ પડે છે, ઉચ્ચ શિક્ષા પ્રાપ્ત કરેલા નાસ્તિક યુવકની પરલોક, પુનર્જન્મ, અને કર્મફળ પ્રત્યે અશ્રદ્ધા હોવા છતાં, મરણ પથારી પર પડી એ સઘળું કબુલ કરવાની શા માટે ફરજ પડે છે, સ્વામીસેવામાંથી વંચિત થનાર સ્ત્રીને કેટલું કષ્ટ પડે છે, પૈસા કમાવાને અર્થે નવો નવો ધંધો શોધી કાઢી બદમાસો બિચારા ગરીબોને ગળે કેવી ફાંસી નાંખે છે, બ્રહ્મચર્ય ધર્મનું પ્રતિપાલન કરી એક અનાથ વિધવા કેટલી કેટલી આફતો ઓળંગી છેવટે સમાજની ઉન્નતિ કરવા માટે તત્પર થાય છે. પ્રેમ શું છે, એક મનુષ્યનો બીજા મનુષ્ય સાથે શો સંબંધ હોય છે, વગેરે અનેક વિષયોનો

સમાવેશ કરી આ નવલકથા લખવામાં આવેલી છે; મ્હારે એટલું તો કહેવું પડશે કે, શૃંગારરસને પ્રધાન સ્વરૂપ આપી, વાંચકોની વૃત્તિઓ ઉશ્કેરવા કરતાં તેમને કંઇક ધર્મનું તત્વ મળી આવે, પોતાની તેમજ પોતાના કુટુંબીજનોની ઉન્નતિ કરી શકે, ખરૂં અને ખોટું શું છે તેની તુલના કરવા જેટલી શક્તિ મળી આવે, તોજ મ્હારો શ્રમ વાસ્તવિક રીતે ફળિભૂત થયો કહેવાય, એવી મ્હારી માન્યતા હોવાથી શૃંગારરસને અધીક પ્રમાણમાં આલેખ્યો નથી.

યુરોપના પ્રખ્યાત સમાલોચક ( Methew Arnold ) મીથ્યુ આરનોલ્ડે કહ્યું છે કે, " સમય આવતાં આપણે સમજી શકીશું કે, કાવ્યજ જીવન-મરણની સમાલોચના કરી, આપણા હૃદયમાં આશા અને ઉત્સાહનો સંચાર કરે છે-સાન્ત્વના રૂપી સુધાનું સિંચન કરે છે-કાવ્યના અભાવે વિજ્ઞાનની પૂર્ણતા થતી નથી. "

તેજ ચેષ્ટાથી, તેજ આશાથી આ નવલકથાની રચના કરવામાં આવેલી છે. જો કે વિષય ઘણો ગંભીર છે; પરંતુ આલોચના કરવામાં કંઇ આપત્તિ નથી એમ ધારીનેજ આ સાહસ કરવામાં આવેલું છે.

અંતે વાંચક વર્ગને એટલીજ વિનંતી છે કે, કોઇ પણ કાર્ય દોષ શૂન્ય હોતું નથી, તેમ મ્હારા આ કાર્યમાં પણ કદાચ દોષો રહી ગયા હશે તો તે પ્રત્યે દુર્લક્ષ્ય કરી તત્વ ગ્રહણ કરી કૃતાર્થ કરશો.

| | |
|---|---|
| અમદાવાદ. | સાહિત્ય સેવક. |
| તા. ૧૫-૮-૧૯૧૮ | નટવરલાલ ત્રિકમલાલ મહેતા. |

# કર્મ-બન્ધન.

कार्यकारण-कर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुख-दुःखानाम् भोक्तृत्वे हेतुरुच्यते ॥
पुरुषः प्रकृतिस्थोहि भुङ्क्ते प्रकृतिजान् गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनि-जन्मसु ॥

## ખંડ પહેલો

ॐ तत्सत्परमात्मने नमः

# કર્મ-બન્ધન

## યાને

# વિધવાની કર્મકથા.



## ખંડ ૧ લો.



## પ્રકરણ ૧ લું.



### દંપતિની નિરાશા!

અશ્રુપૂર્ણ નેત્રે કિશોરીએ કહ્યું:–"મ્હારી ચાલ એવી છે, તેમાં હું શું કરૂં, કાકી?"

કાકીએ તેના મ્હોં સ્હામું જોઇને કહ્યું–"બ્હેન, ત્હારી ચાલ એવી તો નથી; મ્હને લાગે છે કે, ભય અને લજ્જાથી એ પ્રમાણે બન્યું હશે."

"તેમાં મ્હારો વાંક શો?" આટલું બોલતાં બોલતાંમાં તો કિશોરી રડી પડી. તેનાં બન્ને નેત્રોમાં ભરાઇ રહેલાં અશ્રુજળે આ વખતે સરી પડીને તેના સુકોમળ કપોળપ્રદેશને ભીંજાવવા નાંખ્યો.

કિશોરીની કાકીએ કહ્યું:–"હવે એમાં શું થઇ ગયું? રોઇશ નહિ."

તો પણ કિશોરી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. તેણે રડતાં રડતાં કહ્યું:-"બાપાજી કેટલો બધો સંતાપ કરવા લાગ્યા. માએ મ્હને ધમકાવી કહ્યું, 'કિશોરી, તું મરી જા એટલે અમને નિરાંત થાય.' હેં કાકી, શું હું વિવાહ વિવાહ કરીને રોઉં છું ?"

કિશોરીની કાકીએ પોતાના વસ્ત્રના પાલવવડે કિશોરીની આંખ્યોમાંના અશ્રુજળને સાફ કરતાં કરતાં કહ્યું:-'બાનો તો સ્વભાવજ એવો છે ! અણસમજુ બાળક અજાણ્યા માણસો પાસે અને તેમાં વળી ખાસ કરીને વિવાહ કરવાને માટે આવ્યા હોય તેમના સ્હામે ચાલીને જતાં ભય અને લજ્જાથી જડસડ બની જાય અને તેથી તેનો પગ જરા ઉંચો નીચો થઈ જાય એમાં એટલું બધું શું છે ? ! તે વળી મુઆ કહે છે કે, કન્યા તો લંગડી છે-ખોડવાળી છે. મરી શું કરવા જાય ! આવી દેવીરૂપ કન્યા તેમના ઘરમાં કેટલી હશે તે તેમના રૂપ અને બાંધા ઉપરથીજ જણાઈ આવે છે. જા બ્હેન ! તું ત્હારો રૂમાલ ભર."

કાકીનાં આવાં સહાનુભૂતિસૂચક વચનો સાંભળી કાંઈક શાન્ત થઈને કિશોરી ઉન અને સોઇયો શોધવાને ઘરમાં દોડી ગઈ; પરન્તુ જે રૂમમાં તેનાં માતા પિતા વાતચિત કરતાં બેઠાં હતાં તેજ રૂમમાં તેનાં ઉન અને સોઇયો હતાં. તેણે વિચાર્યું કે, માતા પિતા મારા વિવાહ સંબંધી વાતચિત કરી રહ્યાં છે, તેથી ત્યાં જવું સારૂં નથી. તે જાણુતી હતી કે, આ બાબતમાં જેટલો અપરાધ છે તે મારો પોતાનોજ છે તેથી તે રસોડાના ઉમરા નજીક-જ્યાં તેની બિલાડી બેઠી બેઠી ઉંઘતી હતી ત્યાં આગળ જઈ પહોંચી અને બિલાડીની પીઠ ઉપર હાથ મૂકી બીજા હાથે તેના મ્હોં ઉપર એક થપ્પડ મારી પોતાના સઘળા અભિમાનને તેણે સમાવી દીધું.

અચાનક આમ થપ્પડ વાગવાથી અર્ધખૂલ્લાં નેત્રે ઉંચું મ્હોં

કરીને અતિ કરૂણ–મૃદુસ્વરે બિલાડી "મ્યાંઉં મ્યાંઉં" કરવા લાગી. આથી પ્રહાર કરનારીના કોમળ હૃદયમાં આઘાત થયો. તેણે રસોડાના ઉમરા ઉપર બેસી પગ લંબાવીને બિલાડીને પોતાના ખોળામાં સુવાડી તેના મ્હોં ઉપર સો સો વાર ચુંબન કરી શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં "દૂધ આપું? ખાવાનું આપું?" વગેરે આહાર સંબંધીના સવાલો પૂછી તે તેનો આદર કરવા લાગી. બિલાડી આ સઘળા સવાલોનો મર્મ સમજી શકી કે કેમ, તે જણાયું નહિ; તો પણ તે આતુરદૃષ્ટિથી ચારે પગ પહોળા કરી કથા કહેનાર મહારાજને ઢોળાતા ચમ્મરની માફક પોતાની પૂંછડી ધીમે ધીમે હલાવી જે અપૂર્વ સુખનો અનુભવ લેતી હતી તે ઉપરથી સ્પષ્ટ માલૂમ પડી આવતું હતું કે તે પાછી આનંદમાં આવી ગઈ હતી.

કિશોરી ખેડા જીલ્લામાં આવેલા માતર ગામના રામશંકર શાસ્ત્રીની એકની એક પુત્રી હતી. કિશોરીની ઉમ્મર લગભગ તેર વર્ષની હતી. શરદૃતુના પ્રત્યાગમનથી વસન્તના રોમાંચકર આવિર્ભાવની માફક કિશોરીના દેહ ઉપર યૌવનની અપૂર્વ સુન્દરતાનો વિકાસ થઇ રહ્યો હતો. સૂર્યના તેજથી વિકાસી રહેલા કમળપુલ સમાન કિશોરી સુંદર હતી. તેના સુકોમળ અવયવો કૌમાર્યાવસ્થાની છેલ્લી ધ્વજા ફરકાવી રહ્યા હતા. તેનો મુખચંદ્રમા પદ્મની પ્રીતિનું નિવાસસ્થાન હતું. મસ્તક પરનો કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર છવાઇ જઈ ચમ્મર સમાન મનોહર લાગતો હતો; પરંતુ આજના જમાનામાં કન્યાનો વિવાહ–કન્યાના સૌન્દર્ય, સુશિક્ષણ, સદ્ગુણ કે પુખ્ત ઉમ્મરથી થતો નથી એટલે કે; ટુંકમાં કન્યાના પોતાનામાં રહેલા ગુણો વડે કન્યા પરખાતી નથી–પણ પરખાય છે માત્ર પહેરામણીના પૈસા ઉપરજ.

રામશંકર શાસ્ત્રી પાસે પહેરામણીમાં આપવાના રૂપિયાની ખોટ હતી, તેથી કિશોરી સમસ્ત સદ્ગુણસંપન્ન હોવા છતાં તેઓ તેનો

વિવાહ કરી શકતા નહોતા. કિશોરીની દશ વર્ષની ઉમ્મરથી માંડીને તે અત્યાર સુધી તેઓ કોઈ પણ પાત્ર સ્થિર કરી શક્યા નહોતા. તેમને પાત્ર મળી આવતું નહોતું એમ નહિ પરંતુ પહેરામણીના ભાવમાં બનતું નહોતું. જેઓના ઘરમાં અનાજના સાંસા હોય, તેઓ પાંચસો રૂપિયાનો આંક માંડીને બેસતા. ઘરડો બીજવર હોવાથી ઘડીઆળ કે અછોડાનો દમ ના ભરાવી શકે તેથી બીજી પહેરામણીઓમાં પૈસા સાથે ઘડીઆળ અને અછોડાની પાંચ દશ સોનામહોરો ઉમેરીનેજ વાત કરતા હતા. જે પાત્રનો પિતા પોતે કરજ કરીને છોકરાની માને ઘેર લાવ્યો હોય તે અત્યારે કરજ વાળવા ખાતર પહેરામણીની ફરમાશ કરીને બેસતો. જે કુળમાં શાસ્ત્રી મહાશયના બાપદાદાઓએ પોતાની કન્યાઓને ઉતારી ના હોય તે કુળનાં પાત્રો શોધવા જતાં ત્યાં પણ પહેરામણીની વાત સાંભળી આંખે અંધારાં આવવાથી તેમને પાછા ફરવું પડયું હતું; પરંતુ હવે ચાલે તેમ નહોતું. પુત્રીનો વિવાહ કર્યા સિવાય તેને છ મહિના પણ રાખી શકાય તેમ નહોતી.

ન્યાતના લોકો પણ એ સંબંધી ચર્ચા કરી રહ્યા હતા. કિશોરીની માતા દિવસમાં દશ વાર કહેતી કે, "તમારામાં તે કંઇ અક્કલ છે કે નહિ ? કિશોરીને ક્યાં સુધી કુંવારી રાખશો ? તમે જાણતા નથી કે, એનો કન્યા કાળ વીતી જાય છે ? !"

શાસ્ત્રીજી બધુંએ સમજતા હતા—જાણતા હતા; પરંતુ ઉપાય શો? તેમણે મામલતદારની કચેરીમાં કારકુનનું કામ કરી અત્યાર સુધીમાં ત્રણસોએક રૂપિયા બચાવ્યા હતા, પરન્તુ પોતાનું અસલી મકાન પડી ગયેલું હોવાથી કેટલીક માટીની ભીતો ચણાવી તેને રહેવા લાયક સ્થિતિમાં લાવવું પડયું હતું, નાના ભાઇને પરણાવ્યો હતો, તેમાં પોતાની પત્ની તથા ભ્રાતૃવધૂને માટે કેટલાક દાગીના કરાવવા પડયા હતા, ઉપરાંત ઘરનું ખર્ચ પત્ર ચલાવવું પડતું હતું.

શાસ્ત્રી મહાશય ઘણા કરકસરવાળા હતા. આ સઘળું ખર્ચપત્ર બાદ કરતાં તેમણે સો દોઢસો રૂપિયા તો બચાવ્યાજ હતા. પરંતુ તેમના કમનસીબે તે રૂપિયા પણ ખોઈ બેસવા પડયા હતા. કેટલાક અદેખા જ્ઞાતિજનોના સપાટામાં સપડાઇ જવાથી તેમના ઉપર એક ફોજદારી ગુન્હાનો આરોપ મૂકાયો હતો. તે વખતે કચેરીમાંથી તેમને કંઈ પણ સહાયતા મળી નહોતી તેથી પોતાના મહા મહેનતે એકઠા કરેલા રૂપિયાનો આ કેસમાં તેમને ભોગ આપવો પડયો હતો. ત્યાર પછી કેટલાક ઉપરી કારકુનોની ઇર્ષ્યાથી તેમને નોકરી છોડી દેવી પડી હતી. ભાગ્યચક્રના અદસ્ય શ્રાપથી તેમણે અનેક ઠેકાણે રખડી રઝળી અત્યંત મહેનત કરી; પરંતુ અત્યાર સુધીમાં તેમને કંઈ પણ નોકરી મળી આવી નહિ. તેથીજ તેઓ અત્યારે ગરીબ કંગાલ હાલતમાં—ખાલી હાથે કિશોરીનો વિવાહ કરી શકતા નહોતા.

શાસ્ત્રી મહાશય મનમાં વિચાર કરતા હતા કે, પત્નીના જે થોડા ઘણા દાગીના છે, તે ભંગાવી નાંખીને કિશોરીને જોઈતાં ઘરેણાં કરાવીશું અને થોડા ઘણા રોકડા રૂપિયા આપી વિવાહનું કાર્ય આટોપી લઇશું. તેમને આશા હતી કે, નાનો ભાઈ અત્યારે બે પૈસા કમાતો હોવાથી રોકડા રૂપિયા માટે તે જરૂર મદદ કરશે. તેમને મોટી મોટી પરીક્ષાઓ પસાર કરેલી હોય એવા અથવા તો બે ત્રણ માળના મકાનવાળા પૈસાદાર પાત્રની જરૂર નહોતી. માત્ર જમાઇની ઉમ્મર નાની હોય—જરા ભણેલો ગણેલો હોય અને છોકરી લુગડાંથી કે રોટલાથી દુઃખી થઇ પોતાને ઘેર રડતી ના આવે તેવાજ પાત્રની જરૂર હતી! પરંતુ એવું પાત્ર પણ ક્યાંથી મળે! તેવા પાત્રની પહેરામણીનો ભાર પણ કાંઇ તેમનાથી અપાય તેમ નહોતો!



## પ્રકરણ ૨ જું.

### નિરાશામાં આશા કે આશામાં નિરાશા ?

આજ સાત દિવસ થયા, શાસ્ત્રી મહાશયના એક સ્નેહીએ તેમને પત્ર લખ્યો હતો કે, "તમે કાગળ વાંચીને તરત અહિંયાં આવજો, એક સરસ મુહુરતિયો છે અને તે વળી આપણા સંબંધીઓમાં છે. આપની કન્યામાં કંઇ કહેવા જેવું છેજ નહિ—તે તેવીજ કન્યાની શોધમાં છે. આપવા લેવાની વાત બધી અત્રે આવ્યાથી નક્કી થઇ જશે."

ખરા મધ્યાનકાળના દાવાનળ રૌદ્ર સમયે મેઘનું દર્શન થતાં ચાતક પક્ષી જેમ આનંદાવેશથી નાચી ઉઠે છે, તે પ્રમાણે શાસ્ત્રી મહાશયનું ચિત્ત ચાતક પણ પાત્ર રૂપી મેઘની ઉદય સંભાવનાથી નાચી ઉઠતાં તેજ દિવસે તેઓ પત્ની પાસેથી રજા લઇને ત્યાં જઇ પહોંચ્યા.

તેમના આ સ્નેહીના ગામે રેલ્વે મારફતે જવાનું હતું. તેનું ભાડું માત્ર દશ આના હતું. શાસ્ત્રી મહાશય બરાબર ત્રણેક વાગ્યાને સુમારે તેમના સ્નેહીને ત્યાં જઇ પહોંચ્યા. તેમના સ્નેહીએ તેમને ખાવા પીવાને માટે આગ્રહ કર્યો, પરન્તુ તેમણે જણાવ્યું કે, "આવીને સહુ થશે. પહેલાં ચાલો આપણે ત્યાં જઇ આવીએ."

બન્ને જણા તે મુહુરતિયાના મકાને આવી પહોંચ્યા. તે મકાન અસલી ઘાટનું હતું, તો પણ ઘણું મ્હોટું અને એક માળનું હતું. મકાનના ખંડ ઘણા ન્હાના ન્હાના હતા;—માત્ર ચારજ ખંડ હતા. તે પૈકી એક દિવસે બેઠકખાના તરીકે અને રાત્રે મુહુરતિયાના પિતા માટે સુવાના કામમાં વપરાતો હતો. બીજા ત્રણમાંના એકમાં તેમનો મ્હોટો પુત્ર સુઇ રહેતો હતો. બીજા એકમાં તેમની વિધવા બ્હેન,

બે છોકરીઓ અને ત્રણ છોકરાં સુઈ રહેતાં હતાં અને બાકીનો એક રસોડા તરીકે વપરાતો હતો. તેમનું નામ ગૌરીશંકર શર્મા હતું. તેઓ ડેપ્યુટી મેજીસ્ટ્રેટના હેડકલાર્ક હતા. અત્યારે તેમને પચાસ રૂપિયાનું માસિક પેન્સન મળતું હતું.--તેમનો મ્હોટો છોકરો નોકરીની ઉમેદવારી કરતો હતો. વચલા છોકરાએ ગામની નિશાળમાં ગુજરાતી સાતમા ધોરણની પરીક્ષા આપી હતી. હજી પરીક્ષાનું પરિણામ બ્હાર પડયું નહોતું–એ મહિનાની વાર હતી.

ગૌરીશંકરની ઈચ્છા, પરીક્ષાનું પરિણામ બ્હાર પડતા પહેલાં પુત્રના વિવાહનું કાર્ય આટોપી લેવાની હતી. કારણકે, તેમના વંશમાં કોઇ વખત કોઇએ થર્ડગ્રેડની પરીક્ષા પસાર કરી નહોતી. તેમનો વચલો પુત્ર તેમાં પસાર થશે તેવી તેમને આશા પણ નહોતી; કારણકે, અત્યારસુધીમાં પ્રત્યેક વર્ષે તેમણે સિપારશ કરીને પુત્રને ઉંચા ધોરણમાં ચડાવ્યો હતો. છોકરાએ થર્ડગ્રેડની પરીક્ષા આપી છે, પાસ થશે, ત્યારપછી ઈંગ્રેજી ભણી બી. એ. ની પરીક્ષા આપશે–છેવટે અમલદારે યાતો વકીલ થઇ સારા પૈસા પેદા કરશે, ગાડી ઘોડામાં ફરશે,–તે સર્વ સુખ તમારી છોકરીનેજ છેને, આતો કળિકાળ છે–તે વખતે શું તે અમને યાદ કરશે–ઈત્યાદી ભવિષ્યવાણી સૂચવીને હાલ જે પ્રમાણે કન્યાના બાપને વાસ્તવિક રીતે કહી શકાય તે પ્રમાણે પરીક્ષામાં નાપાસ થાય તો કહેવાય નહિ, તેથી પરીક્ષાની બી ભરી, ગૌરીશંકરે પુત્રના વિવાહ માટે ચારે બાજુએ જાહેરખબર ફેલાવી દીધી હતી; એ જાહેરખબર ન્યુસપેપર કે સૂચીપત્રમાં આપવામાં આવી નહોતી પરન્તુ લોકોને મ્હોંડે મ્હોંડે કહેવામાં આવી હતી.

ગૌરીશંકર તેમના તે બેઠકખાનામાં એકાદ તકીઆને અઢેલીને બેઠા હતા. તેઓ તેમના કામકાજથી પરવારી જો કે કયારનાએ નવરા થઇ ગયા હતા તો પણ ચારે બાજુએ ખબર ફેલાવવામાં આવેલી હો-

વાથી, કદાચ કોઇ નહિ ને કોઇ કન્યા-ભારથી પીડાતી વ્યક્તિ તેમને ઘેર આવી પહોંચ્યા સિવાય રહેશે નહિ એમ વિચારી તેઓ આખો દિવસ સવળાં કપડાં અને કાગળીયાં સાથે દિવાનખાનામાંજ બેસી રહેતા હતા.

શાસ્ત્રી મહાશય પોતાના સ્નેહીની સાથે ગૌરીશંકરને ત્યાં આવી પહોંચ્યા કે તરત ગૌરીશંકર શર્મા બોલ્યા, "પધારો, પધારો. કોણ, ભોળાશંકર ભાઇકે ! કહો કેમ છો, આ સાથે કોણ છે ?"

ગૌરીશંકરની એક બાજુએ બેસીને ભોળાશંકરે કહ્યું:-"તે દિવસે હું તમને પેલા માતરવાળા શાસ્ત્રી મહાશયની વાત કરતો હતો, તેજ આ રામશંકર શાસ્ત્રી."

ગૌરીશંકર:-(ગંભીરાઇથી) ઓહ ! પેલી વિવાહની વાત. બેસો ભાઇ બેસો, કુંવારા પુત્ર કે પુત્રીને માટે પાંચસો ઠેકાણે પૂછપરછ કરવી પડે છે.

ગૌરીશંકરનાં આવાં નિરાશાજનક વાક્યો શ્રવણ કરવાથી કન્યા-ભારથી પીડાતા રામશંકર શાસ્ત્રીનું ગળું સુકાઇ ગયું. તેમણે વિચાર્યું કે, અહિં કંઇ ચોકઠું બેસે તેમ લાગતું નથી.

ભોળાશંકર:—તેમની સ્થિતિ સાધારણ છે, માટે તમારે તેમના ઉપર કૃપાદૃષ્ટિ રાખવી પડશે.

ગૌરીશંકર:—જુઓ ભોળાશંકરભાઇ ! પહેરામણીના પૈસા લઇ કોઇ તવંગર થયું નથી અને થતું પણ નથી. ઇશ્વર ઇચ્છાથી "મ્હારા પાસે જે કાંઇ બે પૈસા છે તેજ જો છોકરાઓ સાચવીને રાખશે તો તેમને કોઇને ઘેર જવું પડે તેમ નથી."

અત્રે અમારે અમારા પાઠક બન્ધુઓને જણાવવું પડશે કે, તે બાબત છુપી રીતે તપાસ કરતાં અમને માલૂમ પડયું છે કે, પોષ્ટ ઑફિસના સેવીંગ્સ બેન્ક એકાઉન્ટમાં તેમના નામ ઉપર બસોસત્તર

રૂપિયા તેર આના સાત પાઈ આજ સુદ્ધાં જમે છે. તે ઉપરાંત, તેમની પત્નીના શરીર ઉપર બસોપીસ્તાળિશ રૂપિયાનાં ઘરેણાં છે; અને આવક માંહીને પચાશ રૂપિયાનું પેન્શનજ છે !

આટલી જુજ રકમ હોવા છતાં આટલું મ્હોટું ગપાટક હાંકીને તવંગરના દીકરાની માફક શાસ્ત્રી મહાશયના સ્હામું જોઇ ગૌરીશંકર મૂછો મરડવા લાગ્યા.

ભોળાશંકરઃ—આપના જેવી ઉદાર વૃત્તિવાળા માણસો આજકાલ બહુ થોડા હોય છે—અરે સમૂળગા નથી કહીએ તોપણ ચાલે. તે વાત તો મ્હેં રામશંકરને પત્રમાં પણ જણાવી હતી.

શાસ્ત્રી મહાશય જાણે કેટલાયે અપરાધ કર્યા હોય ને ! સેંકડો દોષથી દોષિત થયા હોય ને ! તે પ્રમાણે ગૌરીશંકરના સ્હામું જોઈ રહ્યા હતા. તેમણે આટલીવારે અવસર મળતાં હાથ જોડીને કહ્યુંઃ- “ મ્હોટા લોકોનો જ ગરીબોને આશ્રય હોય છે. હું કન્યાનો બાપ થઇ મહા મુસિબતમાં આવી પડયો છું. આપ દયા કરીને......”

વાકય પુરૂં કરતા પહેલાં શાસ્ત્રીજીને બોલતાં અટકી જવું પડયું, કેમકે ગૌરીશંકરે કહ્યુંઃ—“ આપને એવું તેવું કંઇપણ કહેવાની જરૂર નથી. આપની કન્યા તો સારી છે ને ? ”

રામશંકરઃ-તે આપ જોજોને.

ગૌરીશંકરઃ—કન્યા સારી હોવી જોઇએ. પૈસા કોઈના આપ્યા મૂક્યા જન્મારો પહોંચતા નથી. કદાચ બે પાંચ વધતા ઓછા થતાં કોઈ ન્હાનું મ્હોટું થઇ જતું નથી. વારૂ, તમારે છોકરાને જોવો છે ?

શાસ્ત્રીજીએ માથું હલાવીને સંમતિ દર્શાવી કે તરત ગૌરીશંકરે “ નારાયણ નારાયણ ” કહીને તેમના પુત્રને હાંક મારી. થોડીવારમાં હાથ હલાવતો, ઝુલતો ઝુલતો એક ભૈયાજીની માફક શરીરપર પહેરણ પહેરીને નારાયણ ત્યાં આગળ આવી પહોંચ્યો.

શાસ્ત્રી મહાશયને મુહુરતિયો પસંદ આવ્યો નહિ. નારાયણનો રંગ કાળો, ભારે મ્હોં, જાડા હોઠ અને વાત કરતાં કરતાં મ્હોંમાંથી લાળ નીકળી પડતી હતી. તેમણે મનમાં વિચાર કર્યો કે, મ્હારી સુવર્ણપ્રતિમા સમાન કિશોરીને માટે આ અયોગ્ય છે! નારાયણ ચાલ્યો ગયો એટલે ગૌરીશંકરે કહ્યું:—"કેમ, શાસ્ત્રીજી, છોકરો પસંદ આવ્યોને ?"

શાસ્ત્રી મહાશયે ચાણક્યનીતિનું સ્મરણ કરી ગૌરીશંકરને કહ્યું:— "છોકરાનું રૂપ વિદ્યા અને ગુણમાં સમાયલું હોય છે."

"અરે એમાં તો કંઇ કહેવું પડે તેમ છેજ નહિ! આ પેલા મુળશંકરનો છોકરો શીવો, તે પણ નારાયણના જેટલીજ ઉમ્મરનો છે, જોઇએ તો જાણે લાલચુંદ જેવો છે પરન્તુ હજુ ગુજરાતી પાંચમા ધોરણમાં છે." ગૌરીશંકરે તકીઆ ઉપરથી જરા ટટાર બેસીને કહ્યું.

ત્યારપછી વાત એ ગાલી કે શાસ્ત્રી મહાશયે પહેરામણી કેટલી આપવી પડશે. ગૌરીશંકરે તે બાબત અત્યંત ઉદારતા દર્શાવીને કહ્યું:— "પહેલાં જેને માટે વાત થાય છે તેને જોવી જોઇએ, ત્યારપછી લેવડદેવડની વાત."

શાસ્ત્રી મહાશયને અત્યાનંદ થયો. તેમણે વિચાર્યું કે, અત્યાર-સુધી કોઇને મ્હોંડેથી આવી વાત તો સાંભળી નથી.

ત્યારપછી કૃપાભાવે શાસ્ત્રીજીના મકાને ગૌરીશંકરની પધરામણી ક્યારે થશે તે વાત પણ નીકળી. ગૌરીશંકરે બે દિવસ પછી આવવાનું કહ્યું. ભોળાશંકર અને શાસ્ત્રી મહાશય ઉઠીને ચાલ્યા ગયા.

તેજ દિવસે રાતની ગાડીએ શાસ્ત્રી મહાશય તેમને ઘેર ચાલ્યા ગયા અને સઘળી વાતથી તેમની પત્નીને વાકેફ કરી ત્યારે તેમને નિરાંત વળી. તેમની પત્નીએ સત્યનારાયણ દેવતાની માનતા માની કે, 'હે સત્યનારાયણ ભગવાન! જો આ કાર્ય નિર્વિઘ્ને પાર પડશે તો હું

તમારી કથા કહેવડાવીશ !'

યથાસમયે ગૌરીશંકર શાસ્ત્રીજીના મકાને આવી પહોંચ્યા. તેમની સાથે બીજા પણ ત્રણ ચાર માણસો હતા. કોઇ પણ પ્રકારે તેમનો આદર સત્કાર કરવામાં ખામી ના આવે એ માટે શાસ્ત્રીજીએ ઘી, ગોળ, શાક, પાંદડું વગેરે સર્વ પ્રકારની પહેલેથી ગોઠવણ કરી રાખી હતી. શાસ્ત્રીજીની પત્નીએ સ્હવારથીજ રસોડામાં જઇને યથોચિત યત્નપૂર્વક રસોઇ તૈયાર કરવા માંડી હતી. તેની ધારણા એવી હતી કે, તેની રસોઈ કરવાની નિપુણતા ઉપરજ જાણે કિશોરીના વિવાહનો આધાર હતો. ગમે તેમ હોય પરંતુ નિપુણતા એટલે સુધી દર્શાવવામાં આવી હતી કે, સર્વ પ્રકારથી શાસ્ત્રી મહાશય અને તેમની પત્નીએ ગૌરીશંકર અને તેમના સાથીઓનું મન સંતુષ્ટ કર્યું.

જમી રહ્યા પછી કન્યા જોવાને માટે ગૌરીશંકર અને તેમના સાથીઓ બેઠકખાનામાં બિરાજ્યા. એક ઘરડી નોકરડી કિશોરીને કપડાં પહેરાવીને તેમની સન્મુખ લઈ આવી. તેનો કેશકલાપ છુટો હોવાથી, પવનના સપાટાથી વિખરાયેલાં આષાઢ માસનાં નવાં વાદળાંઓની માફક તેની પીઠ પર ઝુલી રહ્યો હતો. સુવર્ણ સમાન સુન્દર મ્હોં ઉપર શરમના ચિહ્ન સ્વરૂપ ગુલાબી રતાશ ચઢી ગઇ હતી. હરિણી સમાન ચંચળ દૃષ્ટિથી, રાજહંસણીની ચાલથી, નોકરડીના હાથ ઉપર પોતાના દેહનો ભાર નાંખી અત્યંત સંકોચ સહિત કિશોરી તેમની સન્મુખ આવીને ઉભી રહી.

ગૌરીશંકર અને તેમના સાથીઓ કિશોરીનું રૂપ જોઇ દિંગમૂઢ બની ગયા. તેઓ મનમાં એમજ કહેવા લાગ્યા કે, 'ગરીબની કન્યાનું આવું સરસ રૂપ ! જાણે સાક્ષાત્ લક્ષ્મીજી !'

"બેસ બા, અહિંયાં બેસ." ગૌરીશંકરે કહ્યું.

નોકરડીએ તેનો હાથ પકડીને તેને ત્યાં બેસાડી. પછી ગૌરી-

શંકરે તેને પૂછયું:-" ત્હને કંઈ લખતાં વાંચતાં આવડે છે ?"

"આ તો ન્હાનું ગામડું છે-અહિંયાં કન્યાશાળા હોય તેમ લાગતું નથી. લખતાં વાંચતાં તો નહિ જાણતી હોય." તેમનો એક સાથીદાર તરતજ બોલી ઉઠયો.

કિશોરી:-( મસ્તક હલાવીને ) હા, જાણું છું.

ગૌરીશંકર:-આ ગામમાં શું કન્યાશાળા છે ?

કિશોરી:-" હા."

ગૌરીશંકર:-તું શું શીખી છે ?

કિશોરી:-ગુજરાતી ત્રણ ચોપડીઓ.

ગૌરીશંકર:-ઠીક, જા બહેન.

કિશોરીએ ઉઠીને ચાલવા માંડયું. તે આવતી વખતે જેટલી ધીમેથી આવી હતી તેટલી જતી વખતે ધીમેથી ગઇ નહિ. જાણે કે તે ત્યાંથી પલાયન કરે તોજ બચે તેમ હતી

શાસ્ત્રી મહાશય અત્યાર સુધી શાન્ત બેસીને મનમાં માતાજીનો જપ કરી રહ્યા હતા. તેઓ હવે ગૌરીશંકરનો અભિપ્રાય સાંભળવા માટે તેમના મોટી મૂંછોવાળા શ્યામવર્ણના મુખમંડળ સામે દીનદષ્ટિથી તાપમાં અકળાઈ ગયેલા ચાતક પક્ષીની માફક જોઈ રહ્યા. ગૌરીશંકરના મ્હોંમાંથી એક પણ શબ્દ બહાર નીકળે તે પહેલાં તેમના એક સાથીદારે કહ્યું:-" હા, કન્યા તો ઘણી સારી છે."

ગૌરીશંકર પોતાના સાથીદારના આ સલાહ માટે મનમાં અત્યંત ક્રોધે ભરાયા. કારણ તેમાં એકાદ ખોડ રાખીને બોલવું જોઇએ. તેમણે ગંભીર સ્વરે કહ્યું:-" કન્યા રૂપવતી તો છે, પરંતુ એક સહજ ટેવ છે. તેની ચાલ સારી નથી, પગ જરા લંગડાય છે."

આ સાંભળી શાસ્ત્રી મહાશયનો આત્મા દુભાયો. તેમની આંખોમાંથી આંસુઓ નીકળી પડયાં. પરન્તુ અશ્રુઓને સાફ નહિ કરતાં

તે બોલ્યા:—" ના મહાશય, કિશોરી પગે લંગડી નથી. તેમ તેની ચાલ પણ વાંકી નથી. કદાચ લજ્જાને લીધે તે એ પ્રમાણે ચાલી હશે. જો આપનો વિચાર હોય તો એક વાર ફરીથી બોલાવું, આપ બરાબર જુવો."

ગૌરીશંકર:—( ગંભીર મુખે ) ના, ના, હવે ફરીથી બોલાવવાની કંઈ જરૂર નથી. મ્હેં તેને બરાબર જોઇ છે.

જ્યારે તેઓ ફરીથી જોવાને ખુશી નથી તોપછી શાસ્ત્રી મહાશય બીજું શું કરે ! હવે તેઓ મુખ્ય વાત ઉપર આવી પહોંચ્યા.

ગૌરીશંકર:—કન્યા જો કે રૂપવતી તો છે પરંતુ પગમાં ખોડ છે. હશે, હવે પહેરામણીની વાત થવા દ્યો.

શાસ્ત્રી મહાશયને આથી ઘણું લાગી આવ્યું પરન્તુ કન્યાના બાપ થઈ વરના બાપના મોં આગળ પોતાની વિરક્તિનો ભાવ કેવી રીતે પ્રદર્શિત કરી શકે ? બિચારા બ્રાહ્મણની કન્યાના બાપ કરતાં વધારે અધમ જીવ આ દુનિયામાં બીજો કોઈ પણ હશે નહિ.

શાસ્ત્રી મહાશય:—આપજ દયા કરીને સર્વ વાત કહી દ્યો. મ્હારી સ્થિતિથી આપ સર્વ પ્રકારે વાકેફ છો.

ગૌરીશંકર સહજ સ્મિતહાસ્ય કરીને પાસે બેઠેલા એક મિત્રના મ્હોં સ્હામે જોઇ આંખનો ઇશારો કરી બોલ્યા:—" અવસ્થા દેખીને કંઈ વ્યવસ્થા થાય છે ? શું આપી શકશો તે કહી દ્યો."

શાસ્ત્રી મહાશય:—( કરજોડીને ) મ્હારે તો આપવું ના પડે તોજ સારૂં, કારણ કે મ્હારી સ્થિતિનો વિચાર કરતાં પહેરામણી આપવી મ્હને ભારે થઇ પડે તેમ છે.

ગૌરીશંકર:—ઠીક ત્યારે ! જો તમારો ચારસો રૂપીઆ અને અહિંનું સમસ્ત ખર્ચ આપવાનો ઇરાદો હોય તો કદાચ હું સંમત્ત થાઉં ખરો; કારણ કે કપડવણજવાળા જાની ચારસો કહી ગયા હતા

પરંતુ મ્હારી તેમની પાસે પાંચસોની માગણી હતી.

શાસ્ત્રી મહાશય માથે હાથ દઈને બેસી ગયા. દોઢસો બસો હોય તો કદાચ તે હા પણ કહી શકે પરંતુ આ તો ચારસો! તેમની સમસ્ત મિલકત વેચી નાંખે તો પણ એટલો સવડ થાય તેમ નહોતો. ઘણી આનાકાની કર્યા પછી જ્યારે ગૌરીશંકર ચારસોથી નીચે ઉતરી શકયા નહિ ત્યારે શાસ્ત્રી મહાશયે "હું અશક્ત છું," એટલુંજ કહ્યું.

ગૌરીશંકર અને તેમના સાથીદારો વિદાય થયા. પરંતુ જતી વખતે શાસ્ત્રી મહાશય પાસેથી આવતા જતાનું ગાડીભાડું લેવાનું ચૂક્યા નહિ.

રસ્તે ચાલતાં ચાલતાં ગૌરીશંકરના મિત્રે તેમને કહ્યું:-તમે કન્યાની ચાલ લંગડી કહેતા હતા પણ મ્હને તો એવું કંઇપણ જણાયું નહિ. કેવા કુસુમ સમાન કોમળ પગ, કેવી હંસના જેવી ચાલ! કન્યા તો એજ કહેવાય. જો કદાચ મ્હારે છોકરો હોત તો હું એક પૈસો પણ પહેરામણી નહિ લેતાં તેને પુત્ર-વધૂ તરીકે મ્હારે ઘેર લઇ જાત.

ગૌરીશંકરઃ-( સ્મિત હાસ્ય કરીને ) પૈસાની માયાનો ત્યાગ કરવો એ કંઇ સહજ વાત નથી. મ્હારી ઇચ્છા જો ચારસો રૂપીઆ આવે તો બીજું એકાદ ઘર વેચાણ લેવાની યાતો મ્હારી સ્ત્રીને માટે એકાદ જોડ સોનાની બંગડીઓ બનાવવાની છે. માટેજ હું વધારે પહેરામણીની માગણી કરતો હતો.

ગૌરીશંકરનો મિત્રઃ-તમે જાણો છો કે એ બિચારો ગરીબ છે. એટલાબધા રૂપિયા આપવાની તેની શક્તિ નથી. એવી આશા રાખવી વ્યર્થ છે. ગરીબ બ્રાહ્મણને બિચારાને કેટલું તો ખર્ચ હશે.

ગૌરીશંકરઃ-જો સાંભળ, પ્રત્યેક કાર્યમાં કપટ તંત્રની આવશ્યકતા હોય છે. આપણે કયાં એને ત્યાં સંબંધ કરવો હતો, તે તેની ગરીબાઇનો વિચાર કરીએ? પેલા કપડવણજવાળા જાની પોતાની પૌત્રીનો

વિવાહ કરવાને ફાંફાં મારે છે, પાસે પૈસા પણ છે, પરંતુ ચારસોથી વધારે વધતા નથી. આ વખતે હું માતર વિવાહ કરવા આવ્યો છું એ સાંભળી એ પાંચસો રૂપિયા સુધી તો વધારશેજ.

આ બાજુ રામશંકર શાસ્ત્રી કેવળ દુઃખિત અંતઃકરણે પત્ની પાસે આવી પહોંચ્યા અને ગદ્ ગદ્ કંઠે બોલ્યા;–" સર્વ મ્હારા ફુટેલા નશીબનોજ દોષ છે, કિશોરી કોણજાણે કેવી રીતે ચાલી કે ગૌરીશંકરે તેને લંગડી કહી, અને તેથીજ વાત અચકી ગઇ; નહિતો જ્યારે હું એમને ત્યાં ગયો હતો ત્યારે તેમણે મ્હને સ્પષ્ટ કહ્યું હતું કે, કન્યા પસંદ આવશે તો પહેરામણીને માટે અચકી રહેશે નહિ."

પત્નીની નિરાશા ક્રોધના રૂપમાં બદલાઇ ગઇ, અને તે ક્રોધના અગ્નિની આહુતિ કિશોરી થઇ પડી. તેણે લાલચોળ મ્હોં કરીને કહ્યું કે, "કિશોરી, તું મરીજા એટલે અમને નિરાંત થાય."

આજ સ્નેહમયી જનનીના ભગ્ન હૃદયમાંથી કન્યા ઉપર શ્રાપનો વરસાદ વરસતો હતો. સર્વસ્વ અર્પણ કરતાં, માલ મિલકત વેચી દેતાં, જ્યારે ત્હારો વિવાહ થઈ શકતો નથી, ભૂખનું અન્ન મ્હોંમાં મૂકતાં ત્હારૂં મ્હોં જોઇને તે અન્ન હાથમાંથી જમીનપર પડી જાય છે, ઘેરે ઘેર ત્હારા પિતા લોકોને આજીજી કરે છે છતાં ત્હારો વિવાહ થઈ શકતો નથી ત્યારે બીજું શું કરવું? આટલા માટેજ શ્વાસથી ઉછળતી છાતી ઉપર હાથ મૂકીને શોકના નિરાશાજનક શ્વાસે કિશોરીની મા કહેતી હતી કે, "કિશોરી તું મરીજા, એટલે અમને નિરાંત થાય."

શાસ્ત્રી મહાશય હતાશ બની જઇ જમીન તરફ દ્રષ્ટિ રાખીને કહેવા લાગ્યા કે, "બીચારી નિર્દોષ બાળિકાનો અપરાધ શો? તું તેને કેમ ગાળો દે છે? તેનો વિવાહ નહિ થાય તો સુવર્ણમયી કિશોરીને સાધ્વી બનાવી દઇશું."



## પ્રકરણ ૩ જું.

## સ્વાર્થી ભાઈ !

આગળ વર્ણવેલી ઘટના પછી બીજો એક માસ પસાર થઇ ગયો. શાસ્ત્રી મહાશય કિશોરીનો વિવાહ કોઇપણ ઠેકાણે સ્થિર કરી શકયા નહિ. તે દરમ્યાન બીજી એક ચિંતાએ આવીને તેમના ભગ્ન હૃદયને વધારે દુખિત બનાવી દીધું. શાસ્ત્રી મહાશય આંતરિક વેદનાથી અસ્થિર બની ગયા છે. તેમનો આહાર નિદ્રા વગેરે કમી થઈ ગયાં છે. સમસ્ત રાત્રિમાં તેમને માત્ર એકાદ બે કલાક નિદ્રા આવતી પરંતુ તેમાં પણ ભયંકર અને દુઃખદાયક સ્વપ્નોનો ભાસ થતો હતો.

રાત્રિ પૂરી થઇ ન્હોતી તે પહેલાં તેઓ ઉઠીને હતાશ નેત્રે બ્હારની બાજુએ જોઇ રહી કંઇ વિચાર કરી રહ્યા હતા. હજી અરૂણોદય થવાની વાર હતી, ઉષાનો ઢાંક પીછોડો મુક્ત થયો ન્હોતો. શાસ્ત્રી મહાશયની નજરે એ ઉષાના આલોકથી પરિપૂર્ણ અખિલ વિશ્વ જાણે અંધકારમય લાગતું હતું. સમસ્ત પૃથ્વી જાણે અત્યંત વેગથી ગોળ ફરતી હતી. તેમના મકાનનાં સમસ્ત બારી બારણાંઓ અને દિવાલોએ જાણે અગ્નિનો તાપ સમાવી રાખ્યો હોય તેમ લાગતું હતું. બ્હારની ઉષાના પૂર્વરાગથી ઉદ્ભાષિત્ થયેલાં સૌન્દર્ય માધુર્ય પણ જાણે તેમની નજરે ભયંકર દાનવી દ્રશ્ય સમાન લાગતાં હતાં. જેનું મન સુખી હોય છે તેજ જગતને સુખી જોઇ શકે છે. સુખ હૃદયમાં હોય છે. બાહ્ય જગત્માં સુખ નામનો એકે સ્વતંત્ર 'પદાર્થ નથી. અંતઃકરણના ઉંડા અંતરપટમાં સમાઇ રહેલી એકાદ તૃપ્તિની આકાંક્ષા પહેલાં અંતઃકરણને તૃપ્ત કર્યું હોય તોજ બાહ્ય જગત્ સુખમય લાગે છે. અંતઃકરણમાં જો શાન્તિ ના હોય તો બાહ્ય જગત્ કોઇપણ રીતે

સુખમય લાગતું નથી. આપણા શાસ્ત્રી મહાશયનું હૃદય પણ એ પ્રમાણે આજે શાન્ત ન્હોતું.

આકાશમાં ચંદ્રમા પ્રકાશી રહ્યો છે. સમસ્ત પૃથ્વી જ્યોત્સ્ના-પૂર્ણ છે. તરંગિણીની તરલ સલિલધારા ચંદ્રમાનાં કિરણોથી રજતમય દેખાય છે. ધીમે ધીમે વાતો મલય તે ચંદ્રાલોકિત રજતધારાને ચુંબન કરીને આમ તેમ વાયા કરે છે. કોઇ ઠેકાણેથી પપૈયું વૃક્ષની ડાળીઓ ઉપરનાં પાંદડાંઓની ઘટામાં છૂપાઇ રહીને 'પીયુ' 'પીયુ' કરી રહ્યું છે, સમયને અનુસરીને કોકિલે તેના અવાજને તાન આપવા માંડયું છે. પપૈયાના કાતર અવાજ સાથે કોકિલનો વિલાસ–સ્મૃતિપૂર્ણ પંચમનો રાગ એકત્ર થઇ રહ્યો છે. ત્હારા અંતઃકરણમાં સુખ નથી, મ્હોટો દાવાનળ સળગી રહ્યો છે. પ્રકૃતિનું આ બીન અનુભવી સ્વર્ગીય સૌન્દર્ય ત્હારે માટે અરૂચિકર થઇ પડશે. જગતના સેંકડો લોકો, સેંકડો સ્થાને આ સૌન્દર્ય જોઇને આત્મભાન ભૂલી ગયા છે, મશગુલ થઈ ગયા છે, પોતાના આત્માને સુખમય માન્યો છે; પરન્તુ તું ? તું હૃદયમાં અનંત જ્વાળાનું પોષણ કરીને જગત્ અને પ્રકૃતિનો તિરસ્કાર કરે છે ! આટલા પુરતુંજ ત્હને કહું છું કે, સુખ અંતઃકરણમાં છે, બાહ્ય પ્રકૃતિમાં નથી. સુખ હૃદયમાં છે, બાહ્ય જગત્માં નથી. બાહ્ય જગત્માં જે જે વસ્તુઓ ભોગ્ય છે તે સર્વે અંતઃકરણની આકાંક્ષાને અનુસરતી હોય તોજ સારી લાગે છે.

શાસ્ત્રી મહાશય ચિંતાનો પ્રચંડ દાવાગ્નિ વ્હોરી લઇને ઉભા રહ્યા છે, એવામાં તેમની પત્નીએ ઉઠીને તેમના તરફ નજર કરીને કહ્યું:–"હેં ? તમે ત્યાં આગળ કેમ ઉભા રહ્યા છો ? વિચાર કરી કરીને શું મરી જવું છે કે શું ?"

ચિંતા–દહનના પ્રચંડ શ્વાસનો પરિત્યાગ કરીને શાસ્ત્રી મહાશયે કહ્યું:–"મૃત્યુ ! શું મ્હારે માટે મૃત્યુ છે ?"

"કેમ? શું થયું છે? આમ શાનો વિચાર કરી રહ્યા છો? ભગવાને જે ધાર્યું હશે તે થશે!" એમ કહી શાસ્ત્રી મહાશયનો હાથ પકડી તેમની પત્નીએ તેમને બિછાનામાં લાવીને બેસાડ્યા.

બિછાનામાં બેસીને શાસ્ત્રી મહાશયે કહ્યું:-"ભગવાન કોઈ પણ કાર્યની વ્યવસ્થા કરતોજ નથી. આપણાં આત્મકૃત કર્મોજ આપણને ફળદાન કરે છે. હું જેવાં કર્મો કરીને આવ્યો છું, તેવાં ઉપયુક્ત ફળ પ્રાપ્ત કરૂં છું."

"તો પછી એમાં આટલી બધી ચિંતા શા માટે કરો છો? આપણે માત્ર એકજ છોકરી છે! તેનો વિવાહ કરી પરવારીશું ત્યાર-પછી આપણા બન્નેનું ગુજરાન શું નહિ ચાલી શકે?"

"હું એનો વિચાર કરતો નથી, એ તો જે નશીબમાં લખ્યું હશે તે થશે. પરંતુ ગોપાળ-ગોપાળ છે ને, તે જુદો રહેવા માગે છે."

"શું કરવા માગે છે?"

"એનું માથું કરવા માગે છે. એની અક્કલ તો જો! બાલ્યા-વસ્થામાં પિતાશ્રી મરી ગયા, મ્હેં તેને ઉછેરી મ્હોટો કર્યો, પારકે ઘેરથી ભીક્ષાવૃત્તિ કરી બે પૈસા લાવી અન્ન વસ્ત્ર વડે તેનું પોષણ કર્યું, એને ભણાવ્યો ગણાવ્યો, પરણાવ્યો, તેની સ્ત્રીના અંગ ઉપર જે બે ચાર દાગીના છે તે પણ મ્હેં કરાવી આપ્યા છે, પરન્તુ અત્યારે મ્હારી આ આફત જોઇ, મ્હારે કન્યાદાન દેવાનું હોવાથી તેને અત્યારે જુદા નીકળવું એ તેનું કર્તવ્ય કહેવાય કે?"

"કદાચ એ જુદા નીકળશે તો તમે શું કરશો?"

"મ્હને મ્હોટી આશા હતી કે-આપણી કિશોરીના લગ્નમાં રોકડા રૂપિઆની જે જરૂર પડશે તે મ્હારો વ્હાલો ભાઇ ગોપાળજ આપશે."

" એ રૂપિયા આપશે ? અત્યારથીજ આડા થયા છે એ જુઓ છો ને ! તેમની રીતભાત પરથી તમને માલૂમ પડતું નથી ?"

" ખરેખરા સંકટમાં સપડાયો છું. પૈસા ક્યાંથી લાવીશું ?"

" તમારી છોકરીના વિવાહના રૂપિઆની બ્હીકે તો તેઓ જુદા રહેવા માગે છે."

" કેમ, કદાચ એનાથી ના બની શકે અથવા એની પાસે રૂપિઆ ના હોય તો ભય શો છે ? હું એની પાસે જોરજુલમથી તો માગતો નથી. તો પછી જુદા શા માટે નીકળે ? ગોપાળ ઉપર મ્હારો અત્યંત પ્રેમ છે—હું એને કંઈ પણ જણસ ખવડાવ્યા સિવાય મ્હારા મ્હોંમાં મૂકી શકતો નથી."

" તમે કિશોરીના લગ્નમાં રૂપિઆની સવડ કરી ના શકો તો મ્હારી દેરાણીનાં ઘરેણાં ગિરવી મૂકી આવોને એજ એમની ચિંતા છે !"

" નારાયણ ! નારાયણ ! શું હું દીવાનો છું ? કિશોરી અને એની વહુ બન્ને મ્હારે મન તો સરખાં છે. એ બિચારીનાં ઘરેણાં હું ગિરવી મૂકું ખરો કે ?"

" કદાચ ઘર ગિરવી મૂકી આવો તો ?"

" રૂપિઆની સવડ ના થઈ શકે તો ઘર ગિરવી મૂકવું પડે પરન્તુ પુત્રીનો વિવાહ થઈ ગયો કે તરત હું કોઈ પણ ઠેકાણે પરદેશમાં જઇને એકાદ નોકરી ચાકરીનો બંદોબસ્ત કરી નાંખીશ, અને ઘરને છોડાવી લાવીશ."

" કિશોરીના વિવાહ માટે તેઓ એમના ભાગનું ઘર કેમ ગિરવી મૂકવા દે ?"

" નહિ મૂકવા દે તો નહિ, પરન્તુ જુદા થઇને વળી પાછી એક ચિંતા ઉભી કરી મ્હારા કન્યાભારગ્રસ્ત ભગ્ન હૃદયને બાળી નાંખે એ સારૂં કહેવાય કે ? હાં, હાં એને પણ એક પુત્રી છે ને ?"

"એ તો અત્યારે બે પૈસા કમાય છે. દશ રૂપિઆ બચાવશે ત્યારે કન્યાનો વિવાહ કરશે."

શાસ્ત્રી મહાશયે એક નિરાશાસૂચક ઉંડો નિશ્વાસ મૂક્યો; અને અત્યંત મ્લાન મૂખે કહ્યું–"તેઓ ભલે ખાય પીએ ને લ્હેર કરે પરંતુ જુદાં શા માટે નીકળે? મ્હને શા માટે હેરાન કરે?"

દંપતિનાં કથનોપકથનોમાં રજની પસાર થઈ ગઇ અને પ્રાતઃ-કાળ થયો. શાસ્ત્રી મહાશય ઘેરથી નીકળીને બારોબાર પાડોશના પ્રવીણ હરિશંકર શાસ્ત્રીને ઘેર ગયા. અત્યારના પહોરમાં શાસ્ત્રી મહાશયને પોતાને ત્યાં આવેલા જોઇ હરિશંકરે કહ્યું:–"કેમ, રામશંકર! આજ કંઇ અત્યારમાંજ અત્રે પધાર્યા છો? કંઇ નવાજુની છે?"

"નવાજુનીમાં અમારો ગોપાળ અમારાથી જુદો નીકળવા માગે છે." રામશંકરે ઉદાસ ચહેરે કહ્યું.

હરિશંકરઃ–હાં, એજને. ભાઇ છે એટલે જુદો નીકળે, તે માટે તમે આમ શોક કરીને શું કરશો?

રામશંકરઃ–એ મ્હારો ન્હાનો ભાઇ છે. હું એને મ્હારા જીવ કરતાં પણ વધારે ચાહું છું. તે જુદો રહેવા જાય, મ્હારા પાડોસી તરીકે ઓળખાય, એ સર્વ મ્હને અત્યંત દુઃખ ઉત્પન્ન કરે છે.

હરિશંકરઃ–પરંતુ તેમાં હવે તમે શું કરશો? ગઇ કાલે તે મ્હારી પાસે આવ્યો હતો, અને મ્હને કહ્યું હતું કે, આપ વચમાં રહીને અમને બરાબર ભાગ વ્હેંચી આપો. જે વાસણકુસણ, જમીનજગ્યા વગેરે છે તે જરા આવાને વ્હેંચી જાઓ, પરન્તુ મ્હેં તેને અનેક રીતે સમજાવ્યો હતો અને કહ્યું હતું કે, જુદા રહેવામાં કાંઇ સાર નથી ત્હારા મ્હોટા ભાઇનું ત્હારા ઉપર અત્યંત હેત છે, નકામો જુદો રહીને શા માટે એમનો જીવ દુખાવે છે?

રામશંકરઃ—પછી, એના જવાબમાં તમને એણે શું કહ્યું.

હરિશંકરઃ—ભાઇ, એણે મ્હને જે જે કહ્યું છે તે ના કહેવામાંજ સાર છે. તમે તેને ભીખ માગતો કરી નાંખવા માગો છો. તમારી પાસે રૂપિઆ હોવા છતાં તમે તમારી પુત્રીના વિવાહ માટે કરજ કરવા જાઓ છો—એવી એવી અનેક વાતો તે કહેતો હતો.

રામશંકરે દિર્ઘ નિશ્વાસ નાંખીને કહ્યું:—આ કળિયુગજ આવ્યોને.

હરિશંકરઃ—આમ નાહક શોક કરવામાં તમારૂં શું વળે તેમ છે. જ્યારે એની જુદાજ રહેવાની મરજી છે તો પછી ભાગ વ્હેંચી આપો.

રામશંકરઃ—જો તેનો દૃઢ નિશ્ચય એવોજ હોય, અને કોઇપણ પ્રકારે ના માને તો પછી તેની મરજી; છતાં આપને કરગરીને કહું છું કે, આપ જરા સાંજના સમયે અમારે ઘેર આવીને એને સમજાવી જોજો, ઉપરાંત એ પણ કહેજો કે અમારી કિશોરીના વિવાહ માટે ત્હારે એક પણ પૈસો આપવો પડશે નહિ.

હરિશંકરઃ—વારૂં નક્કી આવીશ.

રામશંકરઃ—એના ભાગની જમીનના અનાજ બાબત તેણે કંઇ કહ્યું હતું ?

હરિશંકરઃ—એ પણ વ્હેંચી આપવાનું કહેતો હતો.

રામશંકરઃ—ભલે, વ્હેંચી આપજો, પરન્તુ મ્હેં થોડું ઘણું અનાજ વેચીને ડાંગર ખરીદી, કિશોરીના વિવાહના ખરચ માટે ચોખા તૈયાર કરાવી ભરી મૂકયા છે.

દુઃખિત્ અંતઃકરણે રામશંકર શાસ્ત્રી કેટલીક વાર સુધી હરિશંકરને ઘેર બેસીને આશરે દશેક વાગ્યાને સુમારે ઘર તરફ આવી પહોંચ્યા.

રામશંકરની પત્ની બારણામાં બેસીને એકાદ કપડું શીવતી હતી. રામશંકરે ત્યાં આગળ આવી પહોંચીને કહ્યું:—"અત્યારે કપડું શીવવાનો

વખત છે, રસોઇને માટે શું કર્યું છે? આજ ત્હારી દેરાણી રસોઇ કરે છે કે શું?"

પત્નીઃ–હા, એ રાંધે છે તો ખરી, પરન્તુ એમના મકાનમાં.

રામશંકરઃ–કંઈ સમજાતું નથી. એમના મકાનમાં એટલે?

પત્નીઃ–જે ઓરડામાં તેઓ શયન કરે છે, તેમાં તેઓએ આજ નવું રસોડું બનાવ્યું છે.

રામશંકરઃ–કેમ, એમ કેમ કર્યું?

પત્નીઃ–એ તો એ જાણે. તેમણે સઘળાં જોઈતાં વાસણો લઇ લીધાં છે.

રામશંકરે નિરાશ થઇને કહ્યુંઃ–ત્યારે શું તેઓ ખરેખર જુદાંજ નીકળ્યાં?

પત્નીઃ–હું શું કરૂં? તમારી પાસેથી એજ સાંભળવાને માટે હજી મ્હેં રસોઇની તૈયારી કરી નથી.

રામશંકરે સહજ વિચાર કરીને ગંગા, ગંગા કહીને નોકરડીને બૂમ મારી. ગંગા આવી પહોંચી એટલે શાસ્ત્રીજીએ તેને પૂછ્યુંઃ– "ગોપાળ ક્યાં છે?"

ગંગાએ અસ્વભાવિક રીતે મ્હોં મરડીને કહ્યુંઃ–"ન્હાનાં શેઠાણી રાંધે છે અને તેઓ શાક સમારે છે."

રામશંકરઃ–ગંગા, તું જા અને એમને જઇને કહે કે, હું તેમને ત્યાં ખાવા આવવાનો છું.

ગંગા ચાલી ગઇ એટલે રામશંકરની પત્નીએ કહ્યુંઃ–"ત્યાં શું કરવા ખાવાનું કહેવરાવો છો?"

"અરે એક વાર જોવા તો દે–કદાચ ગોપાળનું મન ફરે છે." રામશંકરની વાત પૂરી ના થઇ તે પહેલાં તો ગંગાએ આવીને કહ્યુંઃ–

તમારા ન્હાના ભાઇએ કહેવરાવ્યું છે કે,-" રસોઈ માત્ર બે જણનીજ કરવામાં આવેલી છે. ત્રીજાનો સવડ થઇ શકશે નહિ."

રામશંકરની પત્ની રડી પડી. તેણે હાથમાંથી કપડાને દૂર ફેંકી દઇને કહ્યું:-" નશીબ આગળ પાંદડું ફરી વળ્યું છે, બીજું શું? મ્હોટા દુશ્મન હોય અને તે જો ખાવા માગે તો તેનો પણ આમ તિરસ્કાર કરવો ના ઘટે."

શાસ્ત્રી મહાશયે પણ આંખ્યો લ્હોઇને કહ્યું:-" આ સર્વ મ્હારા કમનશીબનોજ દોષ છે! કિશોરી ભૂખી થઇ હશે. જા, તું પણ રસોઇની તૈયારી કર."



## પ્રકરણ ૪ થું.



### સ્વામી-સમાગમ.

ત્યારપછી બીજું પણ એક વર્ષ પસાર થઈ ગયું. રામશંકર અને તેમનો ભાઇ ગોપાળ જુદાજ રહેતા હતા. બન્નેનાં રસોડાં, ઘરવાખરો, જમીનજગ્યા અને હિસાબપત્ર વગેરે સર્વે જુદાંજ કરી લેવામાં આવ્યાં હતાં. ગામના મ્હોટા મ્હોટા માણસોએ આવીને તેમને બરાબર ભાગ વ્હેંચી આપ્યો હતો.

રામશંકર કિશોરીના વિવાહ માટે ઘણા નિરાશ થઇ ગયા હતા; પરંતુ તેમના નિરાશ સાગરમાં તરણી સ્વરૂપે નડિઆદના વેણીશંકર ત્રીવેદી આવી પહોંચ્યા. તેમણે રામશંકરની કન્યાનું સુંદર મ્હોં જોઇને તેને પુત્રવધૂ કરવાનો સંકલ્પ કર્યો. સામાન્ય પહેરામણીમાં, સામાન્ય ઘરેણાંમાં તેમણે તેમના પુત્ર શશિકાન્તનો કિશોરી સાથે વિવાહ કર્યો.

ત્રીવેદી મહાશયે કૃપા કરીને રામશંકર પાસેથી જો કે સામાન્ય

પહેરામણી લીધી હતી ! પરંતુ એ સામાન્ય પહેરામણીમાં શાસ્ત્રી મહાશયને પત્નીના દાગીના ઉપરાંત જે થોડા ઘણા વિઘા જમીન હતી તેનો ભોગ આપવો પડયો હતો. આમ છતાં પણ તેઓ કન્યાનો વિવાહ કરીને નિશ્ચિંત થયા. તેમના હૃદયમાં બળતો અખંડ દાવાગ્નિ જાણે કે શાન્તિના નિશ્વાસથી બુઝાઇ ગયો. તેમના આનંદમાં માત્ર એટલુંજ હતું કે, તેમને જેવો જોઇએ તેવો જમાઇ મળ્યો હતો. તેની ઉમ્મર ન્હાની હતી તેમ પૈસે ટકે પણ સુખી ઘર હતું. સાસુ સસરા, ત્રણ દિયેર અને એક નણંદ વગેરે અનેક વસ્તારથી તેમનો સંસાર સારી રીતે ગુંથાયલો હતો ! જમાઈ મુંબાઇની કોઈ અંગ્રેજી કંપનીની ઓફિસમાં પાંત્રિશ રૂપિઆના પગારથી નોકરી કરતો હતો.

કિશોરીની મા આ કાર્યમાંથી નિવૃત થઇને ઘણી આનંદી થઈ. કિશોરીના આનંદની પણ સીમા રહી નહિ. કારણ કે તે જોઇ શકી હતી કે વિવાહ થવો એ એક મ્હોટી તપશ્ચર્યાનું ફળ છે. તેના વિવાહ માટે તેનાં માતાપિતા અસ્થિર થઈ ગયાં હતાં તેમ તેના વિવાહને માટેજ તેના કાકા તેના પિતાશ્રીથી જુદા થઇ ગયા હતા. જે વિવાહને માટે આટલી બધી વિટંબના અને હેરાનગતિ પડી હતી તે વિવાહ જ્યારે પૂર્ણ રીતે થઇ ગયો ત્યારે તેણે વિચાર્યું કે, આથી વિશેષ આનંદની વાત શી છે ! તેમ જેણે આ વિવાહમાં અલ્પ પહેરામણી લઇને અનુમતિ દર્શાવી કિશોરીને “ લંગડી ” કહેવાને બદલે સુંદરી તરીકે ગ્રહણ કરી તે સસરાને કિશોરી દેવની માફક જોવા લાગી. જો તેમનો આશ્રય ના મળ્યો હોત તો કિશોરી બીજા કેટલાએ દિવસો સુધી પોતાનાં માતાપિતાને દુઃખી દેખત તે કહી શકાતું નથી. તે તેના સ્વામીને વરદાતા દેવતા સમાન, આશ્રયદાતા બંધુ સમાન, આનંદદાતા સહચર સમાન જોવા લાગી. કિશોરીના સમસ્ત હૃદયમાં શશિકાન્તની મૂર્તિ અંકાઈ ગઇ.

લગ્ન થયા પછી ત્રણ માસે કિશોરી એક વખત સાસરે ગઇ હતી. ત્યારપછી તેના બીજા વર્ષે જઇને ત્રણ માસ રહી હતી.

આ ત્રણ માસ દરમ્યાન શશિકાન્ત ત્રણ ચાર વાર આવીને કેટલાએક દિવસો સુધી ઘેર રહી ગયો હતો.

આ વખતે દિવાળીના તહેવાર હોવાથી શુક્ર અને શનિવારે ઑફિસમાં રજા હતી. ત્યારપછી રવીવાર હોવાથી કુલ ત્રણ દિવસ સુધી ઓફિસ બંધ રહેવાની હતી. દિવાળીના દશ દિવસ અગાઉથી શશિકાન્તે દિવસો ગણવાનો આરંભ કર્યો હતો અને અરીસ્સો, કાંસકો, હેરઓઇલ, પત્તાં, ઉન, સોયાગો તથા એકાદ બે પુસ્તક વગેરે કંઇ કંઇ જણસો તે રોજ ખરીદ કરી લાવતો હતો. આ સઘળી ચીજો કિશોરીને માટે ખરીદ કરીને તેમજ તેનો સંગ્રહ કરીને વિરહના દિર્ઘ દિવસો અલ્પ સમયને માટે પણ તે સુખમાં ગાળતો હતો. હજી ગુરૂવાર આવતો નહોતો. જેમ જેમ દિવસો પસાર થતા હતા તેમ તેમ વચમાં બીજા વાર આવીને ગુરૂવારને લંબાવી દેતા હતા.

શશિકાન્તને કેટલાએ દિવસ સુધી વિરહતાપમાં તપાવ્યા પછી છેવટે ગુરૂવાર આવી પહોંચ્યો. શશિકાન્તના એક મિત્રે આજ ત્રણ માસ થયાં તેની સ્ત્રીને માટે એક જોડી નવી મશિન પૉલિશની બંગડીઓ ખરીદી લાવી રાખી મુકી હતી. તે બંગડીઓ જોતાંજ શશિકાન્તને પણ તે નમુનાની એક જોડ બંગડીઓ ખરીદી કિશોરીના કોમળ કરપલ્લવને દીપાવવાની ઇચ્છા થઇ હતી. ગમે તેમ થાય, પરંતુ બંગડીઓ લેવી તો ખરીજ એવો તેનો દૃઢ સંકલ્પ હોવાથી તેણે રૂપિઆ પણ એકઠા કરી રાખ્યા હતા. ગુરૂવારને દિવસે જેવો તેને પગાર મળ્યો કે તરતજ તે વહેલો વહેલો તેના મિત્રને સાથે લઇને કાનજી માલજીની દુકાને જઈ એક જોડ સોનાની બંગડીઓ ખરીદ કરી લાવ્યો અને અત્યંત આનંદમાં મલકાતો મલકાતો પોતાની

ઑફિસમાં ગયો. જતાં જતાં તેણે વિચાર કર્યો કે, મ્હારા બુટ તદન ફાટી ગયા છે, પણ પાસે હવે રૂપિઆ નથી. રૂપિઆ તો બધાએ બંગડીઓ ખરીદવામાં વપરાઈ ગયા. હશે તેમાં હરકત શી છે? કિશોરીના હાથે બંગડીઓ પહેરાવવાથી જેટલો આનંદ થશે તેટલો આનંદ શું બુટ પહેરવાથી થવાનો હતો? બુટ તો મ્હેં બહુએ પહેર્યા છે. તેમ છતાં ફરીથી મુંબાઈ આવીશ ત્યારે ખરીદી લેવાશે. શશિકાન્તે આવો આનંદ તેની આખી જીંદગીમાં કદાપી અનુભવ્યો નહોતો.

ગુરૂવારનો આખો દિવસ તેણે ઑફિસમાં ધ્યાન પૂર્વક કામ કર્યું નહોતું. તે દિવસના કાર્યક્રમમાં તેણે જે જે ભૂલો કરી હતી તે સર્વને માટે રજા પછી ઑફિસ ઉઘડી તે દિવસે હેડક્લાર્ક પાસેથી તેને અનેક વાતો સાંભળવી પડી હતી. ગમે તેમ કરીને કોઇ પણ પ્રકારે દિવસ પસાર થઇ ગયો. તેજ દિવસે સાંજની ફાસ્ટ ટ્રેનમાં શશિકાન્ત નડિઆદ આવવા નિકળ્યો.

પ્રાતઃકાળનો સમય પસાર થઇ ગયો છે, આજે કિશોરીના હૃદયમાં કોણ જાણે શાથી એક પ્રકારની ચિંતા થયા કરે છે. તેને અગાઉથીજ સ્વામીનો પત્ર મળ્યો હતો કે તે રાતની ફાસ્ટ ટ્રેનમાં ઘેર આવનાર છે. પ્રત્યેક ક્ષણે તે તેના આગમનની રાહ જોયા કરતી હતી. કોઈના પગનો જરાએ અવાજ સંભળાતો કે તરત તે એમજ ધારતી કે તેઓ આવી પહોંચ્યા. પવનથી હાલતા કપડાના આભાસથી તે ધારતી કે જાણે તેના સ્વામીનું આગમન થઇ ગયું. તે એક ચાતકીનીની માફક બારી બ્હાર જોઇ રહેતી હતી. શશિકાન્ત ઘેર આવી પહોંચ્યો અને ચાતકીનીની તૃષા અચાનક છીપી.

ઘરમાં સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યો. સ્વાગત સંભાષણનો શોર બકોર થઇ રહ્યો. જે રૂમમાં તેની માતા વગેરે બેઠાં હતાં, તેજ રૂમમાં શશિકાન્ત જઇને બેઠો. કિશોરી બારીનાં બારણાંને અર્ધ

ખુલ્લાં રાખીને તેની પાછળ ઉભી રહી અને આતુર દષ્ટિથી સ્વામીનું દર્શન કરવા લાગી.

લાંબા વખતના વિરહમાં મધુમય પ્રેમીના મિલનથી હૃદય કોમળ-મધુર રસથી પૂર્ણ થઈ જાય છે. એ વખતે સમસ્ત જગત જાણે મધુમયજ લાગે છે. આ સુંદર પૃથ્વીમાં જે કાંઇ અસૌન્દર્ય છે, તેનો લેશ માત્ર પણ ખ્યાલ આવતો નથી. સમસ્ત જીવન કેવળ સુખસ્વપ્ન સમાનજ માલુમ પડે છે.

કિશોરીનું કોમળ હૃદય આજના આ મિલનથી મોહાધીન થઈ ગયું હતું. શશિકાન્ત તેનાં માતાપિતા અને ભાઇ ભાંડુઓ સાથે અલગ બેસીને વાતચિત કરી રહ્યો હતો, અને દૂર-અદશ્ય રીતે ઉભી રહેલી કિશોરી તે સર્વ વાતો સાંભળીને મોહિત થતી હતી. અત્યારે શશિકાન્ત જે કાંઇ કરતો અથવા બોલતો ચાલતો તે સઘળું તેને સુંદર અને મધુર જણાતું હતું ! કિશોરીનું હૃદય અત્યારે શશિકાન્તનો કોઇ પણ પ્રકારનો દોષ જોઈ શકતું નહોતું.

કોકિલાના વ્યાકુળ-અહ્વાને વસંતનો આવિર્ભાવ થયો, અવસર જોઇને શશિકાન્તે કિશોરીના રૂમમાં પ્રવેશ કર્યો. તેને દાદરનાં પગથીઆં ચડતો જોઇને ધડકતા હૃદયે કિશોરી એકદમ દોડી જઇને પલંગ ઉપર બેસી ગઈ, અને એકાદ પુસ્તક ઉઘાડી તેનાં પાનાં ઉથલાવવા લાગી. કારણ કે, શશિકાન્ત આવીને કદાચ જુએ કે તે બારી આગળ ઉભી રહીને તેના તરફ જોઇ રહી હતી તો તેને તે શરમાવે !

શશિકાન્તે રૂમમાં આવીને જોયું કે, તેની હૃદયાધિષ્ઠાત્રી સૌંદર્ય-પ્રતિમા કિશોરી હાથમાં પુસ્તક લઇ પલંગ પર બેઠેલી છે. શશિકાન્તે સ્મિત હાસ્ય કરીને કહ્યું-" ઓહોહો ! આટલી બધી વાંચવામાં મશગુલ થઇ ગઈ છે એવી તે કઇ ચોપડી છે ? "

કિશોરી ભયંકર આફતમાં આવી પડી. પુસ્તકોની હારમાંથી

એકાદ પુસ્તક તાણી લઇને વગર જોયે તે તેનાં પાનાં ઉથલાવવા બેસી ગઈ હતી, પરંતુ તેમાંનો એક અક્ષર પણ એની નજરે પડયો નહોતો. પકડાઈ જવાની બ્હીકથી તેણે સ્મિત મુખે કહ્યું–" એ તો એક ચોપડી છે."

શશિકાન્તને પણ હસવું આવ્યું. તેણે કહ્યું:–" ચોપડી હમણાંજ હાથમાં લીધી હોય એમ લાગે છે!"

કિશોરીએ પુસ્તકને બાજુએ મૂકીને કહ્યું:–" આટલી બધી પૂછપરછ કેમ કરોછો? ઘેર આવોછો એટલે પૂછપરછ થાય છે અને અહિંથી જાઓછો એટલે તો યાદ પણ કરતા નથી."

શશિકાન્તે જોયું કે તેનાં બન્ને નેત્રોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં છે. જેવી રીતે વસંતઋતુના સ્વચ્છ આકાશમાં કોઈ ઠેકાણે કંઇ પણ જણાતું ના હોય અને એકાએક વરસાદનાં વાદળાંઓથી ઘેરાઇ જાય તેમ તેણીના અધરોષ્ઠ ઉપર જણાતું હાસ્ય એકાએક ચાલ્યું ગયું અને ગુસ્સાનો આવિર્ભાવ થયો!

કિશોરીના કપોળપ્રદેશ પર હાથ મૂકીને શશિકાન્તે કહ્યું:–" શું કરૂં, કિશોરી! ગરીબનું દુઃખ ચિરકાળ હોય છે. હું પારકો નોકર છું તેથીજ ધાર્યા ટાઇમે આવી શકતો નથી."

કિશોરી ( અશ્રુ સહિત ):–" વારૂ, આવી શકો નહિ, પરંતુ પત્ર તો લખી શકો કે નહિ?"

" કેમ, દરેક રવિવારે તો પત્ર લખું છું, શું તે તને મળતા નથી."

" સાત દહાડાના અંતરે માત્ર એકજ પત્રને!"

" ઠીક ત્યારે, આ વખતે ત્રણ ત્રણ દિવસે પત્ર લખીશ. પરંતુ તું કેમ જવાબ લખતી નથી?"

" બા ખીજે."

"આ કોણ ?"

"મ્હારાં સાસુજી."

"એ શું કરવા ખીજે ? એમાં એમને શી હરકત છે ?"

"તેઓ કહે છે કે તું એમ કરી રોજ રોજ તેમને ચીઠ્ઠી લખીને અમારા ઘરની વાતો જણાવે છે. શું ત્હારો ઘર ભંગાવવાનો વિચાર છે કે શું ?"

"વૃદ્ધ મનુષ્યોના મનનો ભાવ એવોજ હોય છે, તેઓ જાણે એમજ ધારે છે કે, સંસારમાં મારામારી અને કજીઆ કંકાશની વાતોજ સ્ત્રી પોતાના સ્વામીને લખતી હશે, જાણે બીજી બાબતો ઉપર પત્રો લખાતાજ નહિ હોય !"

શશિકાન્તે એક ન્હાની બૅગ લાવીને પહેલેથીજ કિશોરીની પાસે રાખી મૂકી હતી, તે હવે તેણે ઉઘાડી અને તેમાંથી ઉન, સોયો, પત્તાં, હેર ઓઈલ, પુસ્તકો ઈત્યાદિ જે જે તેણે કિશોરીને માટે વેચાતું લઇને અત્યંત પ્રેમથી સાચવી રાખ્યું હતું, તે સર્વે એક એક બ્હાર કાઢીને તેણે કિશોરીના હાથમાં મૂકવા માંડયું. કિશોરી એ સર્વ જણસો લઇને તેની મુક્તકંઠે પ્રશંસા કરી પોતાની પેટીમાં મૂકવા લાગી.

ત્યારપછી શશિકાન્તે કહ્યું:—"કિશોરી ! ત્હારે માટે બીજી પણ એક જણસ લેતો આવ્યો છું."

કિશોરીએ તેનાં બન્ને નેત્રોને શશિકાન્તના મ્હોં તરફ ફેરવીને કહ્યું—"શું લાવ્યા છો ? મ્હારે માટે જણસો લાવવામાં તમે કંઈ ખામી રાખી નથી ! પરંતુ આ સઘળી જણસો ખરીદવામાં કેમ આટલા બધા પૈસા વાપરો છો ? મ્હારી પેટીમાં તો એ સઘળી સમાઈ રહેતી પણ નથી."

"કેમ, આ સઘળી ચીજો ત્હારે કામમાં આવે તેવી નથી."

" ચીજોને શું કરૂં ? તમે તો ઘેર રહેતા નથી."

" સમજ્યો, કિશોરી તું મ્હારા હૃદયના ધ્રુવ તારા સમાન છે."

" બીજું શું લાવ્યા છો-કહેતા હતા ને ?"

શશિકાન્તે બૅગમાંથી નીલવર્ણના કાગળના પડીકામાં લપેટેલી બંગડીઓ બ્હાર કાઢીને કિશોરીના હાથમાં મૂકી. કિશોરીએ કાગળ ખોલીને જોયું તો, દિપકના તેજમાં ગિનિ સોનાનો પૉલિશ ચમક ચમક ચળકી રહ્યો હતો.

" આ બંગડીઓ કોની છે ? ઘણીજ સારી છે."

" એ ત્હારી છે, ત્હારે માટે લાવ્યો છું."

" મ્હારે તો બંગડીઓ છે, બાપાજીએ જે બંગડીઓ આપી છે તે જો કે અત્યારે સહજ ન્હાની પડે છે ખરી, પણ હજી પહેરાય તેવી છે."

" અમને શું નવી ફૅશનની પહેરાવવાની ઈચ્છા નહિ થતી હોય?"

કિશોરીની આંખ્યોમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં. તેના હૃદયમાં એક છુપા સુખની સ્મૃતિ તાજી થઇ આવતાં તે અનેક ક્ષણ સુધી સ્વામીના મ્હોં સ્હામે જોઇ રહી કાંઇક બોલવા જતી હતી, પરંતુ તેનાથી બોલી શકાયું નહિ, જાણે તેને બોલતાંજ ફાવ્યું નહિ.

શશિકાન્તે પૂછ્યું;—" ત્હને બંગડીઓ પસંદ તો આવીને ?"

" આવી સરસ બંગડીઓ કોને પસંદ ના આવે ! આટલામાં તો કોઈ આવી સરસ બંગડીઓ પહેરતું નથી. તમે બંગડીઓ લાવ્યા છો, એ વાત બા જાણે છે ?"

" ના, હજી કહ્યું નથી; કહેવાનો વિચાર કર્યો હતો પરંતુ શરમમાં કહી શક્યો નથી."

"એમના કહ્યા સિવાય લાવ્યા છો માટે તેઓ ગુસ્સે નહિ થાય ?"

" શા માટે ગુસ્સે થાય, એમાં મ્હેં કંઇ કુમાર્ગે તો પૈસા વાપર્યા નથી ને ? "

શશિકાન્તે પોતાના હાથે કિશોરીના હાથમાં બંગડીઓ પહેરાવી દીધી. સુવર્ણમય હસ્તમાં સુવર્ણની બંગડીઓ ઘણી સુન્દર દેખાવા લાગી. શશિકાન્તે હાથે બંગડીઓ પહેરાવીને કિશોરીના ગુલાબી ગાલ ઉપર દાંપત્યના મિલન ચિહ્ન સ્વરૂપ એક મીઠું ચુંબન લીધું. કિશોરી કંપી ઉઠી અને બંગડીઓ પહેર્યાના આનંદને ભૂલી જઇને ગાલના સ્પર્શ સુખમાં મોહિત થઈ ગઈ !



## પ્રકરણ ૫ મું.



### નશીબ બે ડગલાં આગળ ને આગળ !

પ્રાતઃકાળનો સમય હતો. કેવળ ઝાડનાં પાંદડે, ઘરના છાપરે, બાગના પુષ્પ–કુંજ–છોડવાઓ ઉપર ઉષાનું તેજ હિલોળા ખાતું ક્રિડા કરી રહ્યું હતું. નજીકમાં કપોતાક્ષી નદી નાચતી નાચતી જાણે કોઈ અનંત ઉદ્દેશથી અનંત દિનરાત્રિ અવિરામ ભાવે ચાલી જતી હતી. કિનારે નાગકેશરના ઝાડ ઉપર એક પપૈયું બોલી રહ્યું હતું. નીરવ વનમાં તેના મધુર સંગીતનો ઉચ્છ્વાસ ચારે બાજુએ પ્રતિધ્વનિત થઇને લય થઇ જતો હતો. થોડે દૂર બહુ દિવસની અતીત ઉદગીર્ણ કાંમળીની માફક એક જીર્ણ મંદિર ઉભું રહીને જાણે જગતના સુખ દુઃખની ભાંગીટૂટી કેટલીક વાતોના સાક્ષીભૂત તરીકે ઉભું રહ્યું હતું. સંસાર હજી નિદ્રાનાં શાન્ત નયનો બરાબર ખોલી શકયો ન્હોતો. અર્ધ જાગૃત થઇને સુસ્ત ભાવે ધીમે ધીમે પોતાની આંખ્યો ખોલતો હતો.

આજે આશ્વિન માસની ધનતેરશની ઉષા હતી એટલે કે દિવા-

ળીના તહેવારો હતા. સમસ્ત હિન્દુ લતાઓમાં દિવાળીની ધામધૂમ થઈ રહી હતી. હિન્દુ નરનારીઓએ સહવારથીજ આનંદાવેષમાં શય્યાનો પરિત્યાગ કર્યો હતો.

કિશોરીનાં લગ્ન થયાને બે વર્ષ વીતી ગયાં છે. દિવાળીમાં શશિકાન્ત ઘેર આવવાનો હોવાથી કિશોરીના સાસરાએ કિશોરીને પ્રથમથીજ પોતાને ત્યાં બોલાવી રાખી હતી. આજ સાત દિવસ થયા કિશોરી સાસરે આવી છે, પરંતુ જેને માટે, જેને જોવાને માટે તે સમુદ્રગામિની નદીની માફક હૃદયમાં અત્યંત આનંદની ઉર્મીઓ લઇને ચાલી આવી છે તે હજી પણ ઘેર આવી પહોંચ્યો નથી. તે કોણ ? કિશોરીનો સ્વામી શશિકાન્ત !

શશિકાન્ત અંગ્રેજી પેઢીમાં નોકરી કરતો હતો તેથી દિવાળીના તહેવારની તેને થોડી રજા મળતી હતી. ધનતેરશના દિવસ સિવાય તેની ઑફિસમાં રજા પડતી નહોતી. ધનતેરશને દિવસે સાંજની ફાસ્ટમાંજ તે ઘેર આવી પહોંચવાનો હતો.

સ્ત્રીઓને જે દિવસે સ્વામી આવવાના હોય તે દિવસના જેવું પ્રભાત જાણે અન્ય દિવસોએ તો થતુંજ ના હોયને ! એમ લાગે છે. કિશોરીએ બારશની આખી રાત્રિ ખુલ્લી આંખેજ ગાળી હતી અને તેરશના ઉષાઃકાળે શય્યાનો પરિત્યાગ કરી એકવાર બારીએથી રસ્તા તરફ નજર નાંખી તો રસ્તો શૂન્ય દેખાયો. તે હમેશાં આ રસ્તેથીજ ઘેર આવતો હતો. વિરહની ઉષા દૂર થઈ મિલનની સંધ્યા થાય તો તે જરૂર ઘેર આવી પહોંચે. ઉષાજ કેમ સંધ્યા થઈ જતી નથી ? એમ તેના મનને વિચાર થવા લાગ્યો.

ધનતેરશનો દિવસ શું આટલો બધો લાંબો હશે ? પોળનાં છોકરાં છોકરીઓ નવાં નવાં કપડાં પહેરી, નવા નવા દાગીનાઓ પહેરી, ટોળે મળીને, સ્મિતવદને દેવ દર્શનાર્થે દેવાલયો તરફ ગમન

ફરી રહ્યાં છે. ચારે બાજુએ આનન્દની લ્હેરો ચાલી રહી છે, કેવળ દર્શનાતુર ચાતકિનીની માફક કિશોરી ઘડીએ ઘડીએ બારીએથી રસ્તા તરફ નજર કરી શશિકાન્તના આગમનની આશામાં ને આશામાં વખત વીતાવે છે.

આખરે દિવસનો પાછલો પ્હોર થયો, શરદના મેઘભંગ રૌદ્રે ઝાડની ટોચ ઉપર, ઘરનાં છાપરાંઓ ઉપર પોતાનો આશરો લીધો. જોતજોતામાં સૂર્યનું છેલ્લું કિરણ પણ દિગન્તના ખોળામાં સમાઈ ગયું. જેમ જેમ સૂર્યનો તાપ ઓછો થતો ગયો તેમ તેમ કિશોરીનો હૃદયતાપ વધતો ગયો. "હજી પણ તેઓ આવ્યા નહિં, ક્યારે આવશે ?"

સાયંકાળે પોતાનો પૂરેપૂરો દેખાવ દીધો. સહજ પણ અવાજ થતો અથવા તો કોઇનો પગરવ સંભળાતો તો કિશોરી એમજ ધારતી કે, તેઓ આ આવ્યા. પરંતુ શશિકાન્ત આવ્યો નહિ. ધીમે ધીમે તેનો આવવાનો સમય પણ પસાર થઇ ગયો.

કિશોરીએ હાથમાંનું કામ પડતું મૂકી, પતિના આગમનની આશાને ધડકતા હૃદયે દબાવી રાખી. એક દિર્ઘ નિશ્વાસ મૂકીને તે મનમાં ને મનમાંજ બોલી:—"તેઓ આવ્યા તો નહિજ; પરન્તુ કેમ આવ્યા નહિ ? તેમને કંઇ અસુખ તો થયું નહિ હોય, કંઇ આફત તો આવી પડી નહિ હોય ?"

કિશોરીની સાસુએ કહ્યું:—"શશિકાન્તને આવવાનો સમય થઇ ગયો ! મ્હને લાગે છે કે, તે આજ નહિ આવે. તમે સર્વે જમી લ્યો."

સર્વે જમવા બેસી ગયાં. પરન્તુ કિશોરીને એ ગમ્યું નહી. "મ્હારૂં શરીર સારૂં નથી; મ્હારે જમવું નથી." એમ કહી કિશોરી પોતાની રૂમમાં જઇને સૂઈ ગઈ. સૂઈ રહીને ઓશિકામાં મ્હોં છુપાવી તે વિચાર કરવા લાગી કે, તેઓ કેમ ના આવ્યા ? કદાચને

કામમાંથી નિવૃત્તિ ના મળી હોય અને ના આવી શકાયું હોય તો ફીકર નહીં, આજ નહિ તો કાલે સ્હવારમાં આવશે. પરંતુ જો કદાચ તેમને કંઈ અસુખ થયું હોય, કોઈ પ્રકારની આફત આવી પડી હોય તો પછી શું કરીશ? ભગવાન સરખો દાતાર છે, ભગવાનજ મ્હારો બેલી છે, તેજ તેમને બચાવશે. આટલું આટલું કરતાં પણ તેના હૃદયને શાન્તિ વળી નહીં, તેનું ક્ષુદ્ર હૃદય સમજ્યું નહીં. તે બિછાનામાં પડીને ખુલ્લી આંખે આમ તેમ પાસાં ફેરવવા લાગી.

રાત્રિ લગભગ પૂરી થવા આવી છે, તેવામાં કિશોરીએ પોતાના મકાનના દરવાજા આગળ કંઈ ગડબડ થતી સાંભળી. તરતજ તેણે બારી ઉઘાડીને જોયું તો, એક ભાડાની ગાડી બારણા આગળ ઉભી રહી હતી અને ગાડીવાળો બારણું ખોલવાની બુમો મારી રહ્યો હતો.

કિશોરીનું અંતઃકરણ એકદમ કંપી ઉઠયું. તરતજ તે તેની સાસુના શયનગૃહ તરફ દોડી ગઈ તેણે સાસુને બુમ મારીને કહ્યું કે, "બ્હાર એક ગાડી આવીને ઉભી રહી છે, અને ગાડીવાળો બારણું ખોલવાની બુમો પાડી રહ્યો છે." તેની સાસુના ઉઠતા પહેલાં તેના સસરા ગાડી પાસે જઈ પહોંચ્યા અને ગાડીમાંથી બેભાન શશિકાન્તને બહાર કાઢી તેનો હાથ પકડી પોતાના શરીરપર તેના દેહનો સમસ્ત ભાર રાખીને ઘરમાં લાવ્યા. આ દશ્ય જોઈ કિશોરી પડી જતી હતી, પરંતુ સમયસૂચકતા વાપરી તે સાવધાન થઈ ગઈ અને સ્થિર દૃષ્ટિએ સઘળું જોઇ રહી. વેણીશંકરે શશિકાન્તને ઘરમાં લઇ જઇને એક પલંગપર સુવાડયો. ગાડીવાળો ભાડુ લઇને ચાલ્યો ગયો.

શશિકાન્ત બેએક દિવસ પહેલાં 'નીમોનિઆ' નો ભોગ થઈ પડયો હતો. એક સરસ ડૉક્ટર તેની સારવાર કરતો હતો, પરન્તુ તે નિરાશ થઈ ગયો હતો અને તેથી તેણે શશિકાન્તને ઘેર ચાલ્યા જવાની અનુમતિ આપી હતી. આત્મીય સ્વજનોની સમક્ષ તે પરલોકગમન કરે, એજ ડૉક્ટરનો અભિપ્રાય હતો; અને એજ અનુમતિ પ્રમાણે

શશિકાન્ત ઘેર આવી પહોંચ્યો હતો.

પુત્રની આવી સ્થિતિ જોઈ વેણીશંકર અત્યંત શોક કરવા લાગ્યા. શશિકાન્તમાં માત્ર સામાન્ય જ્ઞાન હતું. તેની બન્ને આંખ્યો હિંગળોકની માફક લાલચોળ થઈ ગઈ હતી; અને તેમાંથી પાણી નીતરતું હતું. જીભ તો બ્હારજ નીકળતી ન્હોતી.

બીજે દિવસે સ્હવારમાં એક ડૉકટરે આવી શશિકાન્તના રોગની પરીક્ષા કરી અને તેનું મ્હોં ઉતરી ગયું. તોપણ તે ઔષધાદિની વ્યવસ્થા કરી વિઝીટીંગ ચાર્જ લઇને ચાલ્યો ગયો. પરન્તુ ચૌદશના પાછલા પ્હોરે જ્યારે ચોપડા પુજનને માટે બ્રાહ્મણો આમતેમ દોડી રહ્યા હતા તે વખતે શશિકાન્તે અત્યંત લવારો કરવાનો શરૂ કર્યો.

કિશોરીનું હૃદય ખંડાઈ જવા લાગ્યું. પ્રત્યેક ક્ષણે તેના શરીરનું સમસ્ત લોહી બરફ સમાન થંડું થઈ જવા લાગ્યું. તેની આંખ્યો સુઝી આવી; માથાના વાળ તેના મ્હોં ઉપર આવીને પવનમાં ઉડવા લાગ્યા.

સાયંકાળે પડોશમાં રહેતી પાર્વતી નામની સ્ત્રી પ્રથમ શશિકાન્તની તબિયત જોઈ, પછીથી કિશોરીના રૂમમાં આવી અને બોલી, " કિશોરી ! આજે તહેવારનો દિવસ છે ને માંથું ઓળવું નથી ? "

કિશોરીએ કંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહીં; તેનાં બન્ને નેત્રોમાં આંસુઓ ભરાઈ આવ્યાં.

" અકળાય છે શું, ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. " પાર્વતી બોલી.

કિશોરી રડી પડી. પાર્વતીએ ધીરજ આપતાં કહ્યું:—" આ શું ! રડો છો કેમ ? હોય, દેહના દંડ સૌને ભોગવવા પડે છે; મટી જશે, ગભરાઓ છો શું ? "

કિશોરીએ ધ્રુજતે અવાજે ડુસકાં ખાતાં કહ્યું:—" મટી જશે ! હે પરમેશ્વર ! એમને જલદી આરામ કરો ! હું તમારી સ્હામે મ્હારો ભોગ આપીશ; પરન્તુ બ્હેન ! મ્હને જાણે એમ લાગે છે કે, હવે તેઓ બચશે નહીં. "

" જાઓ, જાઓ, એવું શું બોલો છો ? "

" બ્હેન ! મ્હારી એક ઉમેદ રહી જાય છે. "

" શી, કહોને ? "

" હું એમના રોગની સુશ્રુષા કરી શકી નહીં. "

" કેમ ? "

"મ્હારાં સાસુ સસરા હમ્મેશાં એમની પાસે રહે છે. હું દિવસમાં એક વખત પણ એમની પાસે જઈ શકતી નથી. "

" એનો કાંઈ વાંધો નહીં, શશિકાન્તભાઇને સારૂં થઇ જશે. "

" એ તો ખરૂં પણ હું તેમની સેવા કરવાને અધિકારિણી છું. "

પાર્વતી ચાલી ગઈ. તેણે આ વાત કિશોરીની સાસુને કહી. કિશોરીની સાસુ આવીને તેજ વખતે કિશોરીને શશિકાન્ત પાસે લઈ ગઇ. સરી પડતાં અશ્રુઓ સહિત તે ઘુમટો તાણીને સ્વામીની સેવા કરવા લાગી; પરન્તુ શશિકાન્તને તે વખતે જરા પણ ભાન હતું નહીં.

ચૌદશની રાત્રે શશિકાન્ત લવારો કરતો બંધ થયો. આત્મીય સ્વજનોએ વિચાર્યું કે, તેને આરામ થયો હોય તેમ લાગે છે. પરન્તુ ડૉકટરે આવીને જોયું તો, તે એકદમ નિરાશ થઈ ગયો. તેણે કહ્યું કે, " દરદીના અવયવો અત્યંત શિથિલ થઇ ગયા છે. "

અમાવાસ્યા અર્થાત્ દિવાળીના દિવસે પ્રાતઃકાળે શશિકાન્તે અપાર્થિવ પત્નીપ્રેમને છિન્ન કરી, માતા પિતાના અગાધ સ્નેહ-મમતાની જાળ કાપી નાંખી, આડોશી પાડોશીઓના પ્રેમના બંધનને તોડી નાંખી, પોતાના નશ્વર દેહનો પરિત્યાગ કર્યો.

સમસ્ત હિન્દુઓના આનંદોત્સવના સપરમા દિવસે શશિકાન્તના મૃતદેહ પાસે બેસીને તેનાં કુટુંબીઓ રૂદનના હાહાકાર ધ્વનિથી આખા ઘરને ગજાવી મૂકવા લાગ્યાં.

થોડીવાર પછી પાંચ સગાંવ્હાલાંઓ આવી મૃતદેહને સ્મશાનમાં

લઈ જઇ શશિકાન્તની અંતિમ ક્રિયા સમાપ્ત કરી આવ્યા. અત્યંત અમૂલ્ય–મહા મહેનત કરીને જાળવેલો પાર્થિવદેહ અલ્પ સમયમાં બળીને ભસ્મ થઇ ગયો. કિશોરીના કપાળપરનો કુમકુમનો ચાંદલો સદાને માટે ભૂસાઈ ગયો. કિશોરીનાં રંગબેરંગી વસ્ત્રોએ વિદાયગીરી લીધી અને કાળા સાલ્લાએ આવી પોતાની હાજરી આપી. સુવર્ણના અલંકારો પણ કિશોરીનો સંગ તજી દઇને ચાલ્યા ગયા. કિશોરીના સુખમય સંસારમાં મૃત્યુનાં દુંદુભિઓ વાગી ઉઠયાં. તેના નવીન જીવનમાં બ્રહ્મચર્યની કઠોર સાધનાનો આરંભ થયો. કિશોરીનાં માતા પિતા આ સમાચાર સાંભળી એકકે સપાટે હતાશ બની ગયાં. તે દરિદ્ર દંપતિ મહા મહેનતે તેમના દિવસો ગાળતાં હતાં, છતાં સર્વસ્વ વેચી નાંખી તેઓએ જે જમાઇ–રત્ન મેળવ્યું હતું તેથી તેઓ અત્યંત સંતોષ માનતાં હતાં. તેઓ ખાવા પામતાં કે ભૂખ્યાં રહેતાં, છતાં તેમની એકની એક કન્યા કિશોરી સુખી થઇ હતી, તેને મનગમતો સ્વામી મળ્યો હતો, સાસુ–સસરાની મહેરબાની મેળવી હતી, તેથી તેઓ કંઈક સુખી થયાં હતાં પરંતુ તેમની તે સુખલતા જડમૂળથી ઉખડી ગઇ. તેમની લાડકી કિશોરીએ ન્હાની ઉમ્મરમાં સ્વામીધનને ખોઈ બેસી વૈધવ્યવ્રતનું અવલંબન કર્યું. હાય ! તેમના પાપનો શું અંતજ ન્હોતો ? જગત્‌માં તેમનું કેમ કોઇ થતું નથી ? જેને પોતાનું કરવા જાય છે તે કેમ દૂર પલાયન કરી જાય છે ? તેમની આંખ્યોમાંથી નીકળતાં આંસુઓ ઉપર ભગવાનની એટલી બધી પ્રીતિ કેમ હશે ?

કેટલાક દિવસો પછી કિશોરીના પિતા કિશોરીના સાસરે તેની ખબર કાઢવા ગયા ત્યારે તેણીને ખૂબ રડતી અને કલ્પાંત કરતી જોઈ તેઓ તેને પોતાની સાથે પોતાને ઘેર તેડી લાવ્યા. તેમનો ઉદ્દેશ એવો હતો કે માતાના કરૂણાજનક આશ્રયમાં રહેવાથી કદાચ કિશોરીનું કષ્ટ સહજ ઓછું થઈ શકશે.

# પ્રકરણ ૬ ઠું.

## વૈધવ્યવ્રત યાને બ્રહ્મચર્યસાધના.

કિશોરી તેના પિતાને ત્યાંથી જે ઉત્સાહમાં સાસરે ગઈ હતી, તે તેને ફરીથી મળી શક્યો નહીં. વખતો વખત પિતાને ત્યાં આવતાં તેને જે આનંદ પ્રાપ્ત થતો તે આ વખતે આવતાં મળ્યો નહીં. જો કે આ વખતે પણ તેને તેની માનો આશ્રય મળ્યો, સૈયર મળી, કાકી મળ્યાં, કમળા મળી પરંતુ એ સર્વ સગાં સ્નેહીઓ કિશોરીના બળતા હૃદયને શાન્ત કરી શક્યાં નહીં. સ્વામીનો વિચ્છેદ-વિરહ, મૃત્યુ સમયની મુખાકૃતિ, શાન્ત ઉજવળતાપૂર્ણ લાવણ્યમય દેહ, મિષ્ટ વચનો, અંતિમ વિદાયના વિકૃત વદનની બુઝાતી જ્યોતિ વગેરે આગની માફક અહર-નિશ કિશોરીના હૃદયને બાળી નાંખતાં હતાં. તેની વ્હાલી બિલાડીએ તેને જોઇને અત્યંત આનંદ પ્રકાશ કર્યો, પરંતુ કિશોરીએ તેને એક વખત પણ ખોળે બેસાડી નહીં. ઘરમાં ટીનની પેટીમાં ઉન, સોઇયો, કાતર વગેરે લાંબા સમયથી એમને એમ પડી રહ્યાં હતાં; રમવાનાં પત્તાં ઉપર કેટલીયે ધુળ ચઢી ગઈ હતી પરંતુ કિશોરીએ તેના તરફ નજર સુદ્ધાં કરી નહિ. તેણે માત્ર તેની માતાને ગૃહકાર્યમાં મદદ કરવા માંડી; પરંતુ તેની માને એથી સંતોષ થયો નહિ; તે કોમળ બાળિકાએ જો રમત ગમતથી પોતાના મનને કંઇક શાન્ત કર્યું હોત તો તેની માતાના હૃદયમાં કંઇક શાન્તિ વળત !

હાલમાં ઉન્હાળાના દિવસો હતા. પાછલો પ્હોર હતો. પ્રકૃતિ ભારે ઉકળાટ કરી રહી હતી. સૂર્યના પ્રચંડ તાપથી તપેલી જમીનના ઉષ્ણ શ્વાસથી પ્રકૃતિનું હૃદય બળી જતું હતું. જમીનપરનું એક અજ્ઞાત

પક્ષી ચિત્કાર કરી આ તપેલી ધરણીના અંતરમાંથી બ્હાર નીકળીને આકાશનાં વાદળાંઓ પાસે એક બિન્દુ જળની પ્રાર્થના કરી રહ્યું હતું.

એવા સ્વચ્છ—નિસ્તબ્ધ મધ્યાન:કાળે કિશોરી પોતાની રૂમમાં એકલી બેઠી બેઠી કંઇ વિચાર કરી રહી હતી. તેની આંખ્યો આંસુથી ભરેલી હતી અને તેનું દુ:ખથી રીબાતું હૃદય ઉદાસ અને શૂન્ય જણાતું હતું. તે વિચારતી હતી કે, કેટલા બધા દિવસ થયાં તેઓ ચાલ્યા ગયા છે. પરંતુ એક વખત પણ તેમણે મ્હારી સંભાળ લીધી નથી. જ્યારે તેઓ મુંબાઇ જતા હતા ત્યારે મ્હને બીજેજ દિવસે પત્ર લખતા હતા; પરંતુ આજ આટલા બધા દિવસ થયા મ્હારી સંભાળ પણ લીધી નથી. દાસી કહીને, શિષ્યા કહીને, આશ્રિતા કહીને મ્હને એક વાર પણ યાદ કરી નથી. કેમ, ત્યાં ગયા પછી શું મનુષ્યને કંઇ પણ યાદ રહેતું નહિ હોય ? જતી વખતે તેમણે મ્હારી સાથે વાત પણ કરી ન્હોતી. ત્યારે શું તેઓ મ્હને ભૂલી ગયા ! તેઓ જે દેશમાં ગયા છે, તે દેશમાં હું કેમ ના જઇ શકું ? ત્યાં જાઉં તો શું તેઓ મ્હને મળશે નહિ ? મળશે તો મ્હને બોલાવશે નહિ ! કેમ, જતી વખતે તો મ્હારી સાથે એક શબ્દ પણ બોલ્યા ન્હોતા.

કિશોરી અત્યંત ચિંતામાં નિમગ્ન હતી. ચિંતાથીજ ભાવનાનો સ્ફોટ થાય છે, ભાવનાજ હૃદયમાં રાગિણીનો સંચાર કરે છે અને સ્વર થઇને બ્હાર નીકળે છે. કિશોરીની આંખ્યોમાં આંસુ અને હૃદયમાં ભાવના હતી. તેણે 'ગુંણગુંણ' કરીને ગાવાનો આરંભ કર્યો. તેના ગાયનના અવાજથી સ્તબ્ધ મકાન, કઠિન દિવાલો અને બારી બારણાંઓ સુદ્ધાં જાણે રડી રડીને ફાટી જતાં હતાં. કિશોરી ગાતી હતી કે:—

( ગઝલે—હક્કા. )

ભૂલ્યા ભલે મુજને, ભૂલું હું કયમ તમને;
વહાવું નીર નયને, તોયે દયા ન તમને !

ઇચ્છાઓ સર્વ ત્યાગી, પ્રત્યેક રાત્રે જાગી;
કૃપાભિક્ષા મ્હેં માગી, તોયે દયા ન તમને !
અલ્પ પ્રસંગ પાડી, પ્રીતિ રસે રમાડી;
હવે દુઃખમાં મુંઝાણી, તોયે દયા ન તમને !
ધરી હોંશ મમ પ્રતિ, લખતા પત્ર નિત્યે;
રહું હું હવે એકાંતે, તોયે દયા ન તમને !
નિરખી નીર આ નયને, દેતા દિલાસો મુજને;
રડી હું મૃત્યુ કાળે, તોયે દયા ન તમને !
કરી યાદ બહુ સ્વામી, હૃદયે મૂર્તિ સ્થાપી;
ચરણો પુજું હું દિલથી, તોયે દયા ન તમને !
ન સંતોષી મિષ્ટ વચને, ચાલ્યા તજી સગાંને;
તરછોડી પદ પ્રહારે, તોયે દયા ન તમને !
હે ! સ્વામી કરૂણાસિંધુ, કીધું ગમન ઓચિંતું;
સૌભાગ્ય મ્હારૂં લૂટયું, તોયે દયા ન તમને !

ગાયન સમાપ્ત થયું. સુસવાટ કરતો ઉન્હાળાનો પવન તે સ્તબ્ધ મકાનમાં ગાયનના કરૂણાજનક સૂરને ચારે બાજુએ પ્રસરાવી દેતો હતો. નિશ્ચિત ભાવે સ્તબ્ધ દિવાલો અને બારણાંઓ ઉભાં ઉભાં ભૂતકાળની પૂર્વકથાનું સ્મરણ કરી પોતાનાં જડ નેત્રોની ઉદાસ દૃષ્ટિથી તે સર્વે બનાવ જોઈ રહ્યાં હતાં. એકાદ પક્ષી કેટલીક કરૂણાજનક લાગણી ભરેલા સ્વરે બ્હારના બકુલ કુંજમાંથી ચીત્કાર કરીને હૃદય-ભેદક વાતની સ્મૃતિ કરાવી રહ્યું હતું.

એવામાં કિશોરીના ઘરમાં કમળા આવી પહોંચી. કમળાની ઉમ્મર કિશોરીના જેટલીજ હતી; કદાચ બેએક વર્ષે એનાથી મ્હોટી હશે. તે અત્યારે પૂર્ણ યૌવનાવસ્થામાં હતી; પરંતુ તેના કમનશીબે તે પણ વિધવા હતી. કમળા જો કે વિધવા હતી, પરંતુ બ્રાહ્મણ જ્ઞાતિની

ન્હોતી–વૈશ્ય જ્ઞાતિની હતી. તેના પિતા પૈસે ટકે સહજ સુખી હતા. આચાર વિચારમાં કમળા ઘણી ધર્માભિમાની હતી.

કમળાએ રૂમમાં પ્રવેશ કર્યો, તે વખતે કિશોરી ગાયન ગાતી હતી. કમળાને જોઈ કિશોરીએ ગાયન ગાવાનું બંધ કરી, તેના મ્હોં સ્હામું જોઇ, આંખ્યોમાંનાં આંસુ આંખ્યોમાંજ છુપાવવા લાગી. તેનું પરિણામ એ આવ્યું કે, જે આંસું આંખ્યોમાં ભરાઇ રહ્યાં હતાં તેણે સરી પડીને તેના ગાલોને ભીંજાવી નાંખ્યા. સમાન દુઃખથી પીડાતા હૃદયવાળી કમળાની આંખ્યોમાં પણ આંસુઓ ભરાઈ આવ્યાં. તેણે પહેરેલા વસ્ત્રના છેડા વડે આંસુઓ લ્હોતાં લ્હોતાં કહ્યું:–" કિશોરી ! સ્વામીને માટે બહુ કષ્ટ થાય છે, નહિ ? "

હૃદયના આંતરિક પડને ભેદી નાંખે એવો એક દિર્ઘ નિશ્વાસ મૂકી વસ્ત્રના છેડે આંસુઓ લ્હોઇને કિશોરીએ પણ કહ્યું:–" એનાથી વધારે કષ્ટ કેવું હોય બ્હેન ! જે દુઃખ પડવાનું હતું તે પડી ગયું છે. "

" તો પણ પ્રત્યેક ક્ષણે હૃદય વિંધાઈ જતું નથી ? "

" જ્યારથી તેઓ મ્હને છોડીને ચાલ્યા ગયા છે, જ્યારથી તેમણે મ્હારો અનાદર કર્યો છે ત્યારથીજ મ્હારૂં હૃદય તો વિંધાઇ ગયું છે, હવે વિંધાવામાં શું બાકી રહ્યું છે, બ્હેન ? "

" પ્રત્યેક પળે તેમની વાત યાદ આવતાં શું આંખ્યો ફાટી જતી નથી ? તે વખતે અંતઃકરણને શી રીતે સમજાવી રાખવું, કિશોરી?"

" શી રીતે સમજાવવું ? તેઓ આગળ ગયા છે અને મ્હને પાછળ મૂકતા ગયા છે, એ તું જાણે છે. મ્હારા તરફ દૃષ્ટિ સુદ્ધાં કરી નથી, નાં કરી તો તેમાં વાંધો શો છે ? મરણની પેલે પાર–ચિરપરિચિત રૂપે મિલનના કિનારે અમે બન્ને જણાં ફરીથી મળીશું."

" તે મિલનમાં શું થશે, કિશોરી ?

" કેમ, તે વખતે અનન્ત તૃપ્તિમાં વાસના ડુબી જશે. જીવન

સ્વમ થશે અને મરણુ મિલન થશે. પ્રેમના મંત્રબળથી તેમની પાસે જઇશ, બ્હેન! પ્રેમ કેવળ આકર્ષણ નથી એ તો તું જાણે છે!"

"સ્વામી સમાગમથી વિમુખ થયેલી રમણીનો એ દિવસ કયો અને ક્યારે આવશે, કિશોરી? તે સ્થાને ગયા પછી શી રીતે મિલન થશે, તે કેવી જગ્યા છે, કિશોરી?"

"મરણુની પેલે પાર મંદાકિની નદી વહે છે. તેને તીરે સ્વામી-હીના સ્ત્રી, સ્વામી સાથે મળીને, પૂર્ણ આવેગથી–ઉચ્છ્વાસથી તેમના ચરણુ સ્હામે, સજળ નેત્રે જોઈ રહીને પ્રીતિનો અર્ઘપ્રદાન કરી શકે છે. આ જીવન મિથ્યા છે, ક્ષણભંગુર રમત છે; એના અંત સમયેજ તેનો આરંભ થાય છે."

"શું એ મન્દાકિનીનેજ લોકો વૈતરણી કહે છે."

"હા, કેટલાક એને વૈતરણી પણ કહે છે."

"પરંતુ વૈતરણી તો યમના દ્વાર પાસે વહે છે, અને ઘણી ભયંકર તથા ગરમ નદી છે. તે પાર ઉતરવી બહુ મુશ્કેલ છે. તેની આ પારે સ્વામી સાથે મિલન થાય છે, કે પેલી પારે?"

"તે પ્રશ્નનો ઉતર હું શી રીતે આપું?"

બરાબર તેજ સમયે બારણું ખોલીને બીજી એક રમણીએ રૂમમાં પ્રવેશ કર્યો. તેણે સ્મિતહાસ્ય કરતાં કરતાં કહ્યું:–"હા યમદ્વાર પાસે જે ઉષ્ણ જળની વૈતરણી નદી છે, તેની પેલી પારેજ પતિહીના સ્ત્રીનો સ્વામી હોય છે–પેલી પારેજ પતિહીના રમણીને સ્વામીનો મેળાપ થાય છે."

કિશોરી અને કમળા સ્થિર નેત્રે નવી આવનાર સ્ત્રી તરફ જોઈ રહ્યાં. તે આવનાર સ્ત્રીની ઉમ્મર લગભગ ચાળિશ વર્ષ ઉપરાંતની હતી. તેનું શરીર ભરાવદાર પુષ્ટ અને શ્વેત વર્ણનું હતું. તેના માથાપર બિલકુલ વાળ ન્હોતા. તેણે કાળું વસ્ત્ર પહેરેલું હતું. પડોશી તરીકે

કિશોરી તેને રતનફોઈ કહીને બોલાવતી હતી. રતનફોઈ જાતે બ્રાહ્મણ હતાં. તેમની યુવાવસ્થાના આગમન પૂર્વે તેમના સ્વામી તેમને મૂકીને પરલોકગમન કરી ગયા હતા. પતિના મૃત્યુ પછી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને તેમણે તેમના દેહને સુદૃઢ બનાવ્યો હતો. સમસ્ત જગત્ તેમના પ્રેમનું ક્ષેત્ર હતું. તેમનું જીવન તેમણે પરલોકવાસી સ્વામીના અસીમ ચરણે ઉત્સર્ગ કર્યું હતું. તેમણે આદર–યત્નથી એકાદ બે ધર્મગ્રંથોનું અધ્યયન કર્યું હતું, ઉપરાંત પંડિતો પુરાણીઓ અને ધર્મ જાણનારાઓ પાસેથી ઉપદેશ ગ્રહણ કરી, વાદ પ્રતિવાદ કરી, વૈધવ્ય વ્રતનું ઘણું ખરૂં તત્વ મેળવ્યું હતું. રતનફોઈની આર્થિક અવસ્થા સારી ન્હોતી. સ્વામીએ પોતાની પાછળ મૂકેલી સાત વીઘા જમીન, બે આંબા અને ત્રણ મહુડાનાં ઝાડપર તેમનો નિભાવ થતો હતો.

રતનફોઈ ઘણાં પરદુઃખભંજન હતાં. ગામમાં કોઈ માંદું થતું અથવા તો કોઇનું છોકરૂં માંદું પડતું તો તે તેને ત્યાં જઇને રાત્રિ દિવસ તેની ચાકરી કરતાં હતાં; જો કોઇની છોકરી વિધવા થતી તો તેને–તે છોકરીને દિવસમાં દશ વાર જઇને શાન્તિ આપતાં અને બ્રહ્મચર્ય ધર્મના પતિવ્રત–ધર્મનો ઉપદેશ દઈ, તેના હૃદયને શાન્ત કરવાની ચેષ્ટા કરવી એજ તેમના જીવનનું મુખ્ય અને મૂળ કર્મ હતું.

રતનફોઇને કિશોરી અને કમળા સારી રીતે ઓળખતાં હતાં. કેટલાક દિવસના તેમના અમૃત સમાન ઉપદેશથી તેમના મરૂજીવનમાં શાન્તિની ધારા વહી રહી હતી. કેટલાએક દિવસોથી તેમના શોકાગ્નિથી બળતા હૃદયમાં શાન્તિનું બિન્દુ પડયું હતું. રતનફોઇ તેમના હૃદયની જેટલી વાત જાણતાં હતાં તેટલી વાત આ જગતમાં બીજું કોઈ જાણતું ન્હોતું. રતનફોઇજ તેમના હતાશ પ્રાણની સાન્ત્વનાના સુધા સમાન હતાં!

તેઓ રતનફોઈ પાસેથી આ વાત સાંભળી સ્થિર દૃષ્ટિથી તેમના

સ્હામું જોઇ રહ્યાં. રતનફોઇએ નજીકમાં પડેલી એક સાહડી તાણી લઇ તેના ઉપર બેસીને કહ્યું:—"તમારી શી વાતચિત ચાલતી હતી ?"

"તમે સાંભળી તો છે. વૈતરણીની આ પારે સ્વામીહીના સ્ત્રીને સ્વામીસમાગમ થાય છે કે પેલી પારે ?"

"વૈતરણીની આ પારે આપણે અને પેલે પારે તેઓ હોય છે. પાર ઉતર્યા સિવાય તેમને કેવી રીતે મળી શકીએ !"

"નદી તો ઘણી ગરમ હોય છે આપણે તેમાં થઇને શી રીતે પેલી પારે જઈ શકીએ ?"

"જે પ્રયત્ન ના કરે તેને માટે કઠિન છે ખરૂં પરંતુ આ પારથી પ્રયત્ન કરીએ તો પેલે પાર જવું મુશ્કિલ નથી. જે પ્રયત્ન કરે છે તેને માટે વૈતરણી મન્દાકિની સ્વરૂપ ધારણ કરે છે."

"કેવો પ્રયત્ન કરવો જોઇએ ?"

"જેના દ્વાર આગળ વૈતરણી નદી વહે છે. તેને આરાધના દ્વારા સંતુષ્ટ કરીએ તો સહજમાં પાર ઉતરી શકાય તેમ છે. તેની સાધનાથી ઉષ્ણ સ્વરૂપ વૈતરણી, શાન્તિ સ્વરૂપ મન્દાકિની થઈ જાય છે."

"તેઓ કોણ ?"

"કેમ, તમે હમણાં તો કહ્યું કે, યમ—દ્વાર આગળ વૈતરણી વહે છે. તે યમને આરાધના દ્વારા સંતુષ્ટ કરીએ તોજ તે સહજમાં પાર ઉતરી શકાય છે."

"યમ તો સુખમય સંસારમાં આગ લગાડે એવા હોય છે. યમજ શાન્તિના તરૂનો મૂળમાંથી નાશ કરે છે. યમનું નામ સાંભળતાં શરીરનું લોહી ઠંડું થઈ જાય છે."

"યમ એટલા બધા ભયંકર નથી. તેઓ સ્વર્ગના દ્વારરક્ષક છે, તેમનું નામ દેતાં પાપીઓનું હ્રદય કંપી ઉઠે છે પરંતુ પૂણ્યવાનોનું હ્રદય આનંદથી નૃત્ય કરે છે. યમ કોને કહે છે તે તું જાણે છે ?"

"જે મનુષ્યના જીવનનો ધ્વંશ કરે–સુખમય સંસારને આગ લગાડે તે યમ."

"એ નહિ. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આ પાંચ યમ કહેવાય છે અને જે આરાધના દ્વારા આ પાંચને સંતુષ્ટ કરવામાં આવે તેને યમસાધના કહે છે."

"આ પાંચનો અર્થ શો?"

"એ દરેકની વિસ્તૃત વ્યાખ્યા કરવા જેટલો સમય અને સામર્થ્ય મ્હારી પાસે નથી પરંતુ મૂળ વાત એ છે કે, સર્વ પ્રકારે હિંસાનો ત્યાગ કરવો, સત્યનું અવલંબન કરવું, અસ્તેય કહેતાં ચોરી ના કરવી, બ્રહ્મચર્યનું પાલન કરવું અને બીજાની પાસેથી લાંચ ખાવી નહિ તે."

"તેમની સાધના કેવી રીતે થાય?"

"મ્હોંડેથી બોલવું સહજ છે પરંતુ કરી બતાવવું ઘણું કઠિન છે. અભ્યાસથી મન, વાક્ય અને કાર્ય દ્વારા આ સકળ કાર્યોનું જો શાસ્ત્રાનુસાર પાલન કરવામાં આવે તો તે યમસાધના કરી કહેવાય. એ સાધના કરવાથીજ યમદ્વારની વૈતરણી નદી મન્દાકિની રૂપ ધારણ કરે છે અને સ્વામી–વિરહ–વિધુરા રમણી અન્તે સ્વામી સાથે તેજ મન્દાકિની તીરે પ્રેમના સોહાગથી–પ્રેમના આવેગથી–પ્રેમની શય્યામાં મળે છે."

કિશોરી અત્યાર સુધી એકીટશે રતનફોઈની વાત સાંભળતી હતી. તેણે આ વખતે કહ્યું:–"રતનફોઈ! એ સઘળું શી રીતે શીખાય છે તે મ્હને કહેશો?"

"હું હંમેશાં હિન્દુ વિધવાઓને એ શીખવતી આવી છું. મ્હને કોઈ વખત ફુરસદે બોલાવશો તો હું ખાસ કરીને તમને શીખવાડીશ. જે મ્હારા ઉપર ગુસ્સો કરીને મ્હને કાઢી મૂકે છે તેજ સ્થાને માત્ર હું જતી નથી. જો તમે શીખવા માગતાં હશો તો હું ખુશીથી શીખવાડીશ."

કમળાએ કહ્યું:–" એમાં હવે શીખવાનું શું છે ? એ સઘળું તો આપણે જાણીએ છીએ."

કિશોરીએ મ્હોં મરડીને કહ્યું:–" કાર્ય જાણીએ તો પણ કરવું કઠિન છે. ગુરૂ સિવાય જ્ઞાન મળતું નથી. દરેક કાર્યમાં ગુરૂની તો જરૂર પડેજ છે."

" વારૂ ત્યારે "



## પ્રકરણ ૭ મું.



### વૈધવ્યવ્યથા.

સ્વામીવિયોગ પછીનાં ત્રણ વર્ષ કિશોરીએ તેના બાપને ત્યાં પસાર કર્યાં. એ દરમ્યાન તેના સાસરાએ તેને એક પણ પત્ર લખ્યો નહોતો. એકાદ સાલ્લો મોકલવા સુદ્ધાંની કોશીષ કરી ન્હોતી. તેમની ધારણા એવી હતી કે, તેમનો રળતો કમાતો છોકરો કિશોરીનાં કમનશીબ પગલે મૃત્યુના મુખમાં પડ્યો હતો. જો કિશોરી સારાં પગલાંની હોત તો તેમના પુત્રનું કદાપિ મૃત્યુ થાત નહિ. એટલે કે, તેમના પુત્રના મૃત્યુ માટેનો સર્વ દોષ કિશોરીનોજ હતો. આવી હીણપગલાંની પુત્રવધૂની ખબર અંતર કોણ લે ?

આ બાજુ કિશોરીના પિતાની આર્થિક અવસ્થા પણ અત્યંત તેમની શોચનીય હતી. જે થોડા ઘણા વીઘા જમીન હતી તે કિશોરીના લગ્ન સમયે વેચી નાંખવામાં આવેલી હતી, એટલે ઘરનું તમામ અનાજ તેમને વેચાતું લાવવું પડતું હતું. બીજી રીતે તેમને એક પણ પૈસાની આવક નહોતી. બજારમાં એક વાણીયાની દુકાને નામું ઠામું લખીને મહીને પાંચ રૂપિઆ લાવતા હતા, તે ઉપર તેમના સમસ્ત કુટુંબના ભરણપોષણનો આધાર હતો. ગામડા ગામમાં સાત રૂપિઆમાં તેઓ

પતિ-પત્ની કોઈ પણ રીતે પોતાના દિવસો કાઢતાં હતાં, પરંતુ પુત્રી કિશોરી વિધવા થઇને ઘેર આવી તે પછી પાંચ રૂપિઆમાં ત્રણ જણનું પુરૂં કરવું મુશ્કેલ થઈ પડયું. ઉપરાંત કિશોરી મોળું અનાજ ખાતી હોવાથી એટલે કે એક મૂઠી .ભાત યા તો એકલી રોટલીજ ખાતી હોવાથી તેને માટે થોડા ઘણા દૂધ યાતો ઘીની જરૂર પડતી હતી. તેમ રાત્રે તો તે બિલકુલ ખાતી ન્હોતી એટલે જો તેને કદાચ દૂધ પણ આપવામાં ના આવે તો જીવે શી રીતે ? પોતાના આહારને અલ્પ કરીને પણ કિશોરીની માતા કિશોરીના આહારને માટે સર્વ બંદોબસ્ત કરતી હતી. એમ કરતાં કરતાં-એક આનો-બે આના કરીને અત્યાર સુધીમાં તેમને કેટલાક રૂપિઆનું કરજ પણ થઈ ગયું. હવે એ પ્રમાણે વધારે દહાડા ચાલી શકે તેમ નહોતું !

દશમની રાત હતી-પૈસા નહિ હોવાથી કિશોરીની માતા દૂધ લાવી શકી નહોતી. તે દિવસે યજમાનને ત્યાંથી બેએક પાકાં કેળાં અને પાશેરેક ગોળ આવ્યો હતો. રાત્રિના લગભગ અગિયારેક વાગ્યા હતા પરંતુ કિશોરીના પિતા હજી દુકાનેથી ઘેર આવ્યા નહોતા. કિશોરીની માતાએ દરિદ્ર દુઃખિત્ ચક્ષુઓમાં આંસુઓ લાવી કિશોરીને બોલાવી પેલાં બે કેળાં અને ગોળ ખાવાને આપ્યો.

બુદ્ધિમતિ કિશોરી જાણી ગઇ કે, આ સામાન્ય ખાવાનું આપતાં એની માને ઘણું લાગી આવ્યું છે.-તેના હૃદયપિંજરમાં દુઃખનો દાવાનળ સળગી રહ્યો છે તેથી તેની બન્ને આંખ્યોમાં આંસુઓ ભરાઇ આવ્યાં. પોતાની આંખ્યોમાંથી નીકળતાં આંસુઓ જોઈ, માતાનું હૃદય વધારે દુઃખી થશે એમ ધારી તેણે છુપી રીતે આંખ્યો લ્હોઈ નાંખીને માતાને કહ્યું:-"મા મ્હારૂં મ્હોં આવ્યુ છે, મ્હારાથી કંઈ પણ ખવાઈ શકાતું નથી. તેમ સ્હવારે વધારે ખાધેલું હોવાથી મ્હને અત્યારે ભૂખ પણ લાગી નથી."

વસ્ત્રનાછેડે આંખ્યોમાંનાં આંસુઓને સાફ કરતાં કરતાં કિશોરીની માએ કહ્યું:-"અભાગિણી! તું મ્હને કેમ છેતરવાનો પ્રયત્ન કરે છે? મ્હારે પેટે ત્હેં જન્મ લીધો છે, ત્હારે પેટે મ્હેં લીધો નથી. કંઈ ખાવાનું નહિ જોતાં ત્હારી ભૂખ ઉડી ગઇ છે. શું હું સમજતી નથી? હવે મ્હારાથી સહન થઇ શકતું નથી; મ્હોત આવે તો સારૂં."

"મા, તું આટલી બધી હેરાનગતી શા માટે ભોગવે છે? મ્હારા નશીબમાં જેવું લખ્યું હશે તેવું ખાઇશ અને પહેરીશ; જે લેખ લખાવીને મ્હેં જન્મ ધારણ કર્યો હશે, તે પ્રમાણે ચાલીશ, તેને માટે તું શું કરવા રડે છે, દુઃખ સંભાળીને શા માટે મરવાને તૈયાર થાય છે?"

"હું સઘળું જાણું છું અને સમજું પણ છું, બ્હેન; પરંતુ હૃદયની આગ બુઝાય ખરી કે? આજ દશમની રાત છે, આવતી કાલે એકાદશી છે અને તું પેટ ભરીને ખાય નહિ એ દુઃખ ઓછું કહેવાય કે? મ્હારા ફુટેલા નશીબની વાત યાદ આવતાં હું શાન્ત રહી શકું ખરી કે?"

"ત્યારે મા, હું એક કાર્ય કરૂં?"

"શું?"

"મ્હારે સાસરે જાઉં? તેમની સ્થિતિ સારી છે."

"મ્હારા નશીબે બધું ઠીક છે. માત્ર એક જણની ખામી છે, બાકી બધુંએ છે. રાજાના જેવો વૈભવ, સાસુ સસરા, દિયેર નણંદ વગેરે બધાં છે, શું નથી? પરંતુ આજ કાલ કરતાં તને અહિં આવ્યાને ત્રણ વર્ષ થયાં, તે દરમિયાન તેમના તરફથી કંઇ નામ નિશાન પણ સાંભળ્યું છે? તું કયાં જઇશ બ્હેન? તેઓ શું તને તેડવા આવ્યાં છે કે તું એમને ત્યાં જઈ શકે?"

"અહિંયાં રહી મ્હારા પિતાશ્રીની સાધારણ આવક ઉપર નિભાવ કરીને તમને દુઃખ નહિ આપવાને ખાતર મ્હેં મ્હારે સાસરે જવાનો

વિચાર કર્યો છે. ખુશીથી કહો યા પરાણે કહો પરન્તુ મ્હારે ભરણ-પોષણ કર્યા સિવાય એમનો છુટકોજ નથી."

"તું અમારી એકની એક પુત્રી છે. તેઓ કદાચ ત્હારો અનાદર કરે—અનાદર કરીને એક વખત ખાવાનું આપે અને નોકરડીની માફક કામ કરાવે તો એ સઘળું હું શી રીતે સહન કરી શકું ?"

"એ સઘળું તું નજરે જોવા તો આવવાની નથી ને !"

"ના. પરન્તુ મ્હને એટલી સમજણ પણ ના પડે કે ?"

"આપણે સર્વે ભેગાં મળીને ખાવાને માટે દુઃખી થઈએ તેના કરતાં હું સાસરે જાઉં તો તેમાં તને શી હરકત છે ? જો મ્હારા નસીબમાં સારી રીતે ખાવાપીવાનું લખ્યું હોત તો, મ્હારી આ વખતજ શેની આવત ? મ્હેં આજે તમારો આ દુઃખમાંથી ઉદ્ધાર પણ કર્યો હોત. મ્હારા પિતાશ્રીને આટલી ઉમ્મરે આવું દુઃખ વેઠીને પારકી નોકરી કરવી પડે એ થોડું દુઃખ છે ? ગમે તેમ થાય પરન્તુ હું તો મ્હારે સાસરે જઇશ."

"તને કોણ તેડવા આવ્યું છે તે તું જઈશ ?

"તેડવા તો કોઇ આવ્યું નથી પણ હું ખબર કહેવરાવીને જઇશ. કાલેજ મ્હારા સાસરે કાગળ લખીશ. તેઓ નક્કી મ્હને તેડી જશે."

"એથી તો તેઓ ઉલટો ત્હારો અનાદર કરશે; કહેશે કે, બાપને તેમ કહેશે તો પણ ઘેર ખાવાનું ના મળ્યું એટલે અહિંયાં આવી."

"કદાચ તેથી થઈ શું ગયું ? તેઓ મ્હને ખવરાવવા પીવરાવવાને બંધાયલાં છે કે નહિ ? હું એટલા માટેજ જવા માગું છું. હજી મ્હારા સસરા જીવે છે; હું તેમને પૂછીશ કે તેઓ મ્હારે માટે શો બંદોબસ્ત કરવા ધારે છે ? મ્હારા જીવનની શરૂઆતમાંજ મ્હારૂં નસીબ ફુટી ગયું છે, હજી મ્હારે આગળ દહાડા કાઢવાના છે, જ્યાંસુધી હું જીવતી રહું ત્યાંસુધી હું શું ખાઇને મ્હારા આત્માને શાન્ત રાખી શકું ?"

માતાની આંખ્યોમાંથી પ્રબળ વેગે આંસુઓ સરી પડયાં; તેણે રડતાં રડતાં કહ્યું:—"બ્હેન, ત્હારા સસરા એવા નથી. તેમણે જો ત્હારા તરફ એકવાર નજર કરી હોત, તો શું મ્હારે આટલું દુઃખ ભોગવવું પડત ? ત્હારા સસરાને એક રાજાના જેટલો વૈભવ છે."

"હું એકવાર જઇને જોઇશ. તેમની સન્મુખ ગયા સિવાય મ્હારા ઉપર તેમની દયા કેવી રીતે થાય !" કિશોરી બોલી.

"ત્યારે એમ કર, ત્હારી સાસુને એક પત્ર લખ."

ત્યારપછી પેલાં બન્ને કેળાં અને થોડો ગોળ ખાઇને કિશોરી તેના સૂવાના ઓરડામાં ગઈ. તેની માતા બીજા ઓરડામાં સાદડીપર બેસી જમાઇનું નામ યાદ કરીને ઉંધેમાથે રડવા લાગી. એટલામાં કિશોરીના પિતા ઘેર આવી પહોંચ્યા, તેમને જમાડીને કિશોરીની મા પણ સૂઈ રહી. દશમની રાત્રે જમવાનું કિશોરીની માતાને માટે કેટલા એક દિવસોથી ચાલ્યું ગયું હતું.

કિશોરી સૂવાના ઓરડામાં જઇ, ખુલ્લી બારીવાટે રસ્તા તરફ નજર કરીને અનેક પ્રકારના વિચારો કરવા લાગી. તેની ભાવના અનન્ત હતી. તે વિચારવા લાગી કે, હું સાસુસસરાને ત્યાં જાઉં, તેમાં વળી માનપાન શેનું જોઇએ ? સ્વામીનાં માતાપિતા તે મ્હારાં પણ માતા-પિતા કહેવાય. તેઓ મ્હારો અનાદર કરે તેમાં મ્હારે શામાટે ખોટું લગાડવું જોઇએ ? હું કાંઈ પારકે ઘેર તો જતી નથી ને ! મ્હારા સ્વામીનું ઘર છે—તે ઘર પણ મ્હારૂંજ છે. તેઓ મ્હારો અનાદર કરશે, મ્હારા ઉપર ગુસ્સે થશે, પણ એવું કેટલા દિવસ સુધી કરી શકશે ? હું તેમની તન, મન અને ધનથી સેવા કરીશ—તેમનો પગની રજ ઉપાડીને મ્હારે માથે ચઢાવીશ. સેવા કરવાથી—આરાધના કરવાથી દેવતાઓ સંતુષ્ટ થાય છે તો મ્હારાં સાસુસસરા પણ દેવતા સમાન છે; તેઓ શું મ્હારી સેવાથી સંતુષ્ટ નહિ થાય ? મ્હારે બીજું કંઇપણ જોઈતું નથી.

મ્હારા પિતાની સ્થિતિ સારી નથી–તેમની પાસે કંઈ છેજ નહિ, તેઓ ક્યાંથી લાવીને મ્હને ખવરાવે ? મ્હારે સાસરે સવડ છે તેથી હું તેમની પાસે એક મૂઠી અનાજ મેળવવાની આજીજી કરીશ ! એટલું તેઓ કેમ નહિ આપે ? હું તેમની પુત્રવધૂ છું. મ્હારા દુઃખની શું તેમના હૃદયમાં લાગણી નહિ થાય ? આજ જો કદાચ એમના પુત્ર જીવતા હોત, તો તેઓ શું મ્હને પગની ઠોકરે મારત ખરા કે ? પરન્તુ જે મ્હારા હૃદયના દેવતા હતા–જે મ્હારા સકળ સુખનું મૂળ હતા, તેજ જ્યારે મ્હને પગની ઠોકરે મારીને ચાલ્યા ગયા છે, તો પછી બીજાં બધાં મ્હને પગની ઠોકરે મારે એમાં નવાઇ જેવું શું છે ! તેઓ મ્હારા ઉપર ક્રોધ કરીને કેમ ચાલ્યા ગયા ? મ્હે તેમની સમક્ષ શો અપરાધ કર્યો હશે ? મ્હેં સાંભળ્યું છે કે, સાવિત્રી પોતાના સ્વામીને યમના હાથમાંથી પાછો લાવી હતી, ત્યારે હું કેમ લાવી શકતી નથી ? સાવિત્રી સતી હતી–તો મ્હેં પણ મ્હારા મનને પુરતી રીતે કબજે રાખ્યું છે. મ્હેં પણ મ્હારા સ્વામી સિવાય બીજા કોઇને ઓળખ્યા નથી. હુ કેમ ના લાવી શકી ? મ્હને લાગે છે કે, મ્હારા જન્મ જન્માન્તરનાં મહા પાતકો વડેજ મ્હારી આ દુર્દશા થઇ છે; મહા પાતકી ના હોતતો વિધવા થાતજનહિ ! હું પાપિણી છું; પાપિણીના નસીબમાં દેવતાની દયા સંપાદન કરવાનું ક્યાંથી હોય !

કિશોરીની આ ભાવના માત્ર અત્યારેજ પ્રકટી નીકળી ન્હોતી. જે દિવસે તેના સ્વામીએ પરલોકગમન કર્યું હતું, જે દિવસે તેના હૃદય–પિંજરમાંથી પોપટરૂપી સ્વામી ઉડી ગયો હતો, જે દિવસે તેના હૃદયરૂપી ચંડી મંડપમાંથી પતિ–પ્રતિમાનું વિસર્જન થયું હતું, તે દિવસથી તે આજની ઘડી સુધી તેના હૃદયમાં આ પ્રમાણેની ચિંતાઓનોજ વિકાસ થતો આવતો હતો. એક પછી એક દિવસો ચાલ્યા જાય છે, કેટલાક દિવસો ચાલ્યા પણ ગયા છે. પ્રાતઃકાળે ઉષાના આલોકથી

પ્રકૃતિનો શ્યામ અંતરપટ દૂર થઈ ગયો છે. આ દેખાવ ક્યારનોએ ચાલ્યો ગયો છે. ત્યારપછી મધ્યાનઃકાળનું દારૂણ સૂર્યતેજ ત્રીવેદી મહાશયના વંશ વૃક્ષને દગ્ધ કરવાને અસમર્થ થતાં નિસ્તેજ બની ગયું છે. પ્રદોષની કૃષ્ણ છાયાથી પ્રકૃતિ દેવી ઉપર કાળો અંતરપટ ઓઢાડી દીધો છે એ સઘળું કિશોરીએ જોયું હતું; પરન્તુ તેના હૃદયના આ ગંભીર પ્રશ્ન–તત્વની કોઈપણ પ્રકારની આલોચના તે કરી શકી ન્હોતી. તેને પ્રકૃતિનું સૌન્દર્ય સારૂં લાગતું ન્હોતું, દિવસે સારૂં લાગતું ન્હોતું, તેમ સાયંઃકાળે પણ ઠીક લાગતું ન્હોતું. દિન પ્રતિદિન તેનું અંતઃકરણ જાણે કેવળ વૈરાગીજ બની જતું હતું.

અર્ધ ખુલ્લી બારીને સહજ એથી પણ વધારે ખોલીને કિશોરી એકવાર તે અંધકારમાં ડૂબેલા ગામનું વિરાટ સૌન્દર્ય નિહાળવા લાગી. સ્વચ્છ નીલવર્ણા આકાશમાં તારાઓ પ્રકાશી નીકળ્યા હતા, અંધારામાં આગિયાઓ તીવ્રગતિથી છૂટીને શ્યામાંગિની રજનીના શ્યામ અંતરપટને ઉજ્વળ બનાવી દેતાં હતાં, મલય તે અંધકારમાં આવી રહેલાં ફુલોની સુવાસ ચોરી લઇને કિશોરીની બારીની કોર સુધી પ્હોચાડી દેતો હતો. કિશોરી ચિંતામાં નિમગ્ન હતી.

કિશોરીના ઓરડામાં ધાસ્તેલનો એક ન્હાનો દિપક પ્રકટી રહ્યો હતો. પરન્તુ તે ધાસ્તેલનો ન્હાનો સરખો દિપક પણ આજ તેને માટે ઘણો ઉકળાટ કરી રહ્યો હોય તેમ લાગતો હતો. તેથીજ કિશોરી શય્યાનો ત્યાગ કરી બારીએ આવીને ઉભી રહી હતી. કદાચ નૈશ પ્રકૃતિ તેના બળતા હૃદયને કાંઇક શાન્ત કરે એજ આશાથી અભાગિની એકલી ઉભી રહી હતી. પરન્તુ તે પ્રચંડ દાવાગ્નિ–અનન્ત દાવાનળ–કાંઇ આંખ મિંચવાથી બુઝાય તેમ હતો? તે જ્વાળા શાથી ઉપસ્થિત થઇ હતી? કેવળ શું સ્વામીનીજ ભાવનાથી? અભાગી પેટની ભાવના પણ તેની સાથે જોડાયલી હતી! તે ઉપરાંત માતાપિતાના કષ્ટની

જ્વાળા પણ જોડાયેલી હતી ! તે આ જગત્‌માં કેમ આવી હશે ? આટલા બધા લોકોનાં હૃદય બાળવાને—પોતે પ્રત્યેક ક્ષણે, ઘડીએ ઘડીએ બળવાને તેણે આ જગત્‌માં જન્મ ધારણ કેમ કર્યો હશે ?

દૂરના ગાઢ અંધકારને ભેદી નાંખી પપૈયાએ તેના પ્રશ્નનો ઉત્તર આપ્યો. તેણે કહ્યું કે, " પ્રેમ શું છે તે તું જાણે છે ? પ્રેમનું ધ્યાન ધરવાથીજ તે વૃદ્ધિગત થાય છે. મિલનથી પ્રેમ વધતો નથી. કુસુમની સુવાસ તે કરમાઇ જાય છે તોપણ લીન થતી નથી. ચક્રવાક્ અને ચક્રવાકી જ્યારે રાત્રિના સમયે બન્ને બાજુએ બન્ને જણાં બેઠાં હોય ત્યારેજ તેઓ પ્રેમનો પૂર્ણસ્વાદ પ્રાપ્ત કરીશકે છે. પ્રેમનું આકર્ષણ તે પ્રેમ નથી, પ્રેમની આકાંક્ષા તે પ્રેમ નથી; પરન્તુ ધ્યાન—ધારણાજ પ્રેમનાં અંગ છે—સમાધિજ પૂર્ણ પ્રેમ છે. "

તે વાત કિશોરી સમજી કે કેમ, તે જણાયું નહિ પરન્તુ પપૈયાના અવ્યક્ત અવાજની લ્હેરથી તેના હૃદયમાં એક પ્રકારની અવ્યક્ત ભાવનાનો ઉદય થયો.



## પ્રકરણ ૮ સું.



### સાસરે.

આષાઢ માસ હતો. ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. સમસ્ત આકાશ વાદળાંઓથી ઘેરાઇ ગયું હતું. પક્ષીઓ નિરૂપાયે વૃક્ષની ડાળીઓ ઉપર ભીંજાતાં હતાં. ઝાડનાં પાંદડાંઓ પરથી સરીને મોતીના દાણાની માફક સ્વચ્છ પાણીનાં ટીપાંઓ જમીન ઉપર પડતાં હતાં. આવા વરસાદના દિવસે નડિઆદના વેણીશંકર ત્રીવેદી મહાશય આહારાદિ સમાપ્ત કરી તેમના શયનગૃહમાં જઇ સુખશૈય્યામાં સુઇ રહીને

પુસ્તક વાંચી રહ્યા હતા. નિદ્રા આવતાં તેઓ આંખ મીંચવાની તૈયારી કરી રહ્યા હતા, પુસ્તક હાથમાંથી શરીર પર પડી જવાની તૈયારી કરી રહ્યું હતું એવામાં તેમની પત્નીએ ત્યાં આવીને કહ્યું:– "શું તમે ઉંઘી ગયા ?"

વેણીશંકર મહાશયની હૃદયાધિષ્ઠિત દેવી રૂપિણી પત્નીના આગમનથી નિદ્રાદેવી પલાયન કરી ગઇ. તેમણે પુસ્તકને બાજુએ મૂકીને કહ્યું:–"કેમ શું કામ છે ?"

પત્નીએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:–"સહજ."

વેણીશંકરઃ–કાંઇ કામ તો હશેજ. કોઈની કન્યા કે વધૂને જમવા જવાનું હશે માટે ઘરેણાં લેવા, અથવા તો કોઇની કન્યાઓના સગપણના સમાચાર લઇને આવી હઇશ.

પત્નીઃ–હા, હું તમારાં ઘરેણાં લોકોને આપી દઉં છું ખરી ને !

વેણીશંકરઃ–એમાં કાંઇ ખોટું તો નથી. તે દિવસે પેલા શિવશંકરના છોકરાનું લગ્ન હતું ને ઘરેણાં માગી ગયા હતા તે પાછાં લેતાં કેટલી મહેનત પડી હતી ? કન્યાના બાપે એમ ધાર્યું કે આ"તો મ્હારી છોકરીના પલ્લાના દાગીના છે–તેણે છોકરીને સાસરે મોકલી નહિ, અને મ્હારે કેટલો ટંટોપીસાદ કરીને હેરાન થવું પડયું હતું. તોપણ પૂરેપૂરા દાગીના તો મળ્યાજ ન્હોતા. છેવટે શિવશંકરે રૂપિઆને માટે ખાતું પાડી આપ્યું અને હજી સુધી પણ એ રૂપિઆ પૂરા થયા નથી.

પત્નીઃ–એક વખત ભુલ થઇ છે, તે તમે જ્યારેને ત્યારે યાદ કર્યા કરો છો. ત્યારપછી મ્હેં કોઇને કંઇપણ આપ્યું છે ?

વેણીશંકરઃ–કેમ, પેલા પાનાચંદની છોકરી સાસરે જતી હતી ત્યારે તેને ત્હેં કંઠી આપી ન્હોતી ?

પત્નીઃ–મ્હારાં નસીબ એવાં છે કે હું આપી દઉં છું; એ ઘરેણાં

મ્હારાં છે—ના, મ્હારી મિલકત છે ! હું રાંડ સમજતી નથી ને નકામી મ્હારૂં મ્હારૂં કરીને મરી જાઉં છું.

પત્નીની આંખ્યોમાંથી અભિમાનનાં એકાદ બે અશ્રુઓ સરી પડયાં. તેથી વેણીશંકરનું હૃદય પત્નીને આધીન થઇ ગયું. પુરૂષને ··વવા સ્ત્રીને માટે આના જેવું હથિઆર બીજું એકકે વિધાતાએ નિર્માણ કર્યું નથી. જે પુરૂષનું હૃદય શત્રુઓનાં સેંકડો શસ્ત્રોથી દમાતું નથી, પર્વતાકાર કમાનના તાપથી દમાતું નથી, તેનું હૃદય પોતાની પ્રણયિનીનાં અશ્રુજળો દ્રવીભૂત કરે છે. જે દુશ્મનનું હૃદય સેંકડો શત્રુઓથી—સેંકડો બાળક બાળિકાઓના શિરચ્છેદના દર્શનથી દ્રવ્યું નથી, તે હૃદય પણ તેની કામિનીના અશ્રુથી દ્રવીભૂત થાય છે. શું મન્દોદરીનાં અશ્રુદર્શનથી રાવણ સરખો રાજા નરમ થઇ ગયો ન્હોતો ? શું હુગો પત્નીના રૂદનથી હૃદયના મહાપાતકના દર્શને લાચાર થઇ ગયો ન્હોતો. જગત્માં રમણીનાં અશ્રુઓ ઇન્દ્રના વજ્ર—કરતાં પણ કઠોર રૂપે પતિના હૃદયને દમન કરવાને શક્તિવાન છે.

• વેણીશંકરે ગદ્દગદ્ કંઠે કહ્યું:—" તું ગુસ્સે કેમ થાય છે ? આ વખત એવો આવ્યો છે કે, કોઇનો વિશ્વાસ કરવામાં સાર નથી. જે આપ્યું તે આપ્યું. હવેથી કોઇને આપીશ નહિ. સાચવી જાણીશ તો રહેશે નહિં તો કયાંય ચાલ્યું જશે તે પત્તો પણ નહિ લાગે."

પત્નીએ તેમનો હિતોપદેશ ગ્રહણ કર્યો અને કહ્યું:—લોકો ઉપર એક જાતનો ઉપકાર થાય છે એમ ધારીને હું આપતી હતી; પરન્તુ તમે ના કહો છો તો હવેથી નહિ આપું. "

વેણીશંકર:—" ઠીક ત્યારે, હવે તું શું કહેવાને આવી હતી તે કહે."

પત્ની:—કેમ, હું આવી છું તે ત્હમને કાંઈ હરકત કરે છું ? જો હરકત થતી હોય તો ચાલી જાઉં ?

વેણીશંકર:—ના—ના—તું આવી એમાં મ્હને શી હરકત હોય.

ઉલટી ના આવે તો મ્હને ચિંતા થાય. ત્હારે શું કહેવાનું છે—ઝટ કહી દે તો સાંભળી લઇને નિશ્ચિંત થાઉં.

પત્નીઃ—આમ સાંભળવામાં કંટાળો આવતો હોય તો ના કહું.

વેણીશંકરઃ—હવે હું એક શબ્દ પણ બોલીશ નહિ—જે બોલું છું તે ત્હને આડું પડે છે! હવે શું કહેવાને આવી છે તે કહી દે.

પત્નીઃ—તમારી વહુનો કાગળ આવ્યો છે.

વેણીશંકરઃ—કયી વહુનો ?

પત્નીઃ—માતરવાળીનો.

વેણીશંકરઃ—શું લખ્યું છે ? તેનો કાગળ શી બાબત આવ્યો છે?

પત્નીઃ—એ અહિં આવવા માગે છે.

વેણીશંકરઃ—કેમ ?

પત્નીઃ—મ્હને લાગે છે કે તેના બાપને ત્યાં ખાવાપીવાનું નહિ મળતું હોય. ભિખારીની છોકરી છે. આવી ભિખારણ જોડે મ્હારા સોનાના ચાંદ જેવા છોકરાનું લગ્ન કર્યું તે વખતે તમારી આંખ્યો કયાં ગઇ હતી? હશે એ તો તમે જાણો પરન્તુ મ્હારો સોના જેવો છોકરો એ ભિખારણના પાપે સુકાઇને મરી ગયો.

વેણીશંકરઃ—એ વાત જો કે ખોટી તો નથી પરન્તુ સૌ સૌના નસીબ પ્રમાણે થયા કરે છે. જેવું નસીબમાં લખ્યું હતું તેવું થયું.

પત્નીઃ—ખોટી વાત—કામણ કરવાથી તો મ્હોટા સિદ્ધ પુરૂષ હોય તે પણ મરી જાય છે. આ ભિખારીની છોકરીએ મ્હારા છોકરાને કામણ કર્યું હતું.

વેણીશંકરઃ—તેણે શું અહિં આવવા માટે લખ્યું છે ?

પત્નીઃ—હા, પેટ ભરાયું નહિ એટલે અહિં આવવાનું સુઝયું.

વેણીશંકરઃ—હશે ગમે તેમ હોય તોપણ આપણા શશિકાન્તની વહુ છે ને. ભૂખે મરતી હોય તો એને આપણે ત્યાં લાવવીજ જોઇએ.

પત્નીઃ—હું પણ એજ કહેવાને આવી છું.

વેણીશંકરઃ—શું કહેવાને આવી છે?

પત્નીઃ—એજ કે વહુને તેડાવો.

વેણીશંકરઃ—એટલીવારમાં આટલો બધો ફેરફાર કેમ?

પત્નીઃ—શો ફેરફાર? શું મ્હેં વહુને તેડાવવાનું ન્હોતું કહ્યું? તમે તેડાવતા નથી ને.

વેણીશંકરઃ—ઠીક, ચાલો. મ્હારોજ વાંક છે. વાંકતો ખરોજ—મ્હેં તેની બિલકુલ સંભાળ લીધી નથી—એ વાંક તો મ્હારોજ ને. બે દિવસ પછી દિવાસો આવે છે—તે દિવસે તેને તેડાવીશું.

પત્ની તેમના એ વિચારને અનુમોદન આપી અન્ય ગૃહકાર્યો કરવાને ચાલી ગઈ, વેણીશંકર ત્રીવેદીએ બંધ કરેલી ચોપડીને ફરીથી ઉઘાડી વાંચવાની શરૂ કરી; પરન્તુ થોડાવારમાંજ એમના હાથમાંથી ચોપડી પડી ગઇ અને આખો ઓરડો તેમના નસકોરાંના અવાજથી ગાજી ઉઠવા લાગ્યો.

ત્યારપછી યથાસમયે વેણીશંકરે કિશોરીને તેડી લાવવાને માણસ મોકલ્યો. તે કિશોરીને તેડી લાવી દિવાસાને દિવસે પાછો આવી પહોંચ્યો.

તે વખતે સાંજ પડી ગઇ હતી. પડોશનાં ન્હાનાં ન્હાનાં છોકરાંઓ મેળામાંથી રમકડાં ખરીદીને રાજી થતાં થતાં ઘેર આવતાં હતાં. કેટલાક નવયુવાન યુવકો મેળો જોઇ આવી સ્મિત્ મુખે રસ્તે ચાલતી યુવતીઓ સાથે નેત્ર—સંમિલન કરીને ઉછળતા હૃદયે ધીમે ધીમે રસ્તા પરથી ચાલ્યા જતા હતા. તેવામાં કિશોરીની ગાડી વેણીશંકરના મકાન આગળ આવીને ઉભી રહી. કેટલીએક વાર સુધી ગાડીમાં રાહ જોયા પછી કિશોરીને જ્યારે એમ લાગ્યું કે, ઘરમાંથી

કોઇ તેને સ્હામું લેવાને આવશે નહિ, ત્યારે તેણે પોતે ગાડીમાંથી ઉતરીને એક વાર કરૂણાજનક દૃષ્ટિથી મકાનની ચારે બાજુએ નજર ફેરવી. તેણે જોયું તો તેની સાસુ અંદરના ચોકમાં ઉભાં રહ્યાં હતાં. આષાઢ માસનો દિવાસાનો દિવસ હતો—એજ સુશ્યામ સાયંકાળ, એજ સાસરાનું મકાન, બધું એમનું એમ હતું—કેવળ શશિકાન્ત ન્હોતો. શશિકાન્ત સિવાય સર્વત્ર અંધકાર હતો; સમસ્ત નિરાશાજનક હતું; સર્વે અફસોસના કરૂણાજનક સંગીતના સૂરમાં લીન થતું હતું; સઘળું હતું ન હતું થઇ ગયું હતું પરન્તુ સંસાર જાગૃત હતો! પક્ષીઓ કીલી કીલી કરતાં પોતાના માળાઓ તરફ જતાં હતાં; સ્ત્રીઓ સાયંકાળ થયેલો હોવાથી દિપકો પ્રકટાવી રહી હતી; પરન્તુ કિશોરીનો શશિકાન્ત ન્હોતો એટલે તેને મન તો સર્વત્ર અંધકારજ હતો. કિશોરીનું સર્વ તેજ લુપ્ત થઇ ગયું હતું.

કિશોરી ધ્રુજતા હૃદયે ઘરમાં ગઇ. સાસુ આવીને તેનો હાથ પકડીને તેને ઓરડામાં લઇ ગઇ. સાસુ અને વહુએ કેટલાએક સમય સુધી એક સાથે, એકજ જણને માટે રડયા કર્યું. છેવટે પડોશની પાંચ સ્ત્રીઓ આવી પહોંચી; ઘરમાં કામકાજ કરનારી નોકરડી લક્ષ્મી અને કિશોરીની નણંદ ગુલાબ, જેઓ ઘરમાં કોઇને કહ્યા સિવાય દેવદર્શન કરવાને ગયાં હતાં તે પણ ત્યાં આગળ આવી પહોંચ્યાં. સર્વે મળીને દુઃખનો પ્રારંભ, સમવેદના, ચર્ચા અને છેવટે ઉપસંહાર કરીને ભવિષ્યના સુખનું ચિત્ર આંકી તેમના મનનું સમાધાન કર્યું. થોડીવાર પછી એ સ્થાને દુઃખનાં અશ્રુઓ વરસવાને બદલે સુખના હાસ્ય તરંગો ઉછળી રહ્યા. માત્ર એક જણના હૃદયનો શોક કોઇ પણ પ્રકારે દૂર થયો નહિ.



## પ્રકરણ ૯ મું.

### નશીબ ફર્યું.

શીવકોર ડોશી અર્થાત્ વેણીશંકરની પત્નીને, ગરીબ માબાપની દિકરી કિશોરીનું અપૂર્વ સુન્દરતાપૂર્ણ મુખ જોઇને તેના ઉપર અત્યંત દયા ઉપજી. તેના દુઃખથી તેમને પણ દુઃખ ઉત્પન્ન થયેલું જણાવ્યું. દિવસો પર દિવસો વીતવા લાગ્યા. મહિનાઓના મહિના પસાર થઇ જવા લાગ્યા. કિશોરી સાસરે રહીને સાસુ સસરાની સેવા ચાકરી કરી પોતાના દિવસો વીતાડવા લાગી. કિશોરીની સેવા સુશ્રુષાથી, આદર યત્નથી વેણીશંકર ત્રીવેદી ઘણા ખુશ થયા; તેઓ કિશોરીને નામ દઇને બોલાવવાનું પણ ભૂલી જવા લાગ્યા. કિશોરી જો પોતે રાંધીને તેમને ના જમાડે તો તેમને જમવામાં તૃપ્તિ મળતી ન્હોતી; દેવ સેવાનાં વાસણો જો કિશોરીએ માંજ્યાં ના હોય તો તે તેમને અપવિત્ર જણાતાં હતાં; સૂવાની પથારી જો કિશોરીએ ના પાથરી આપી હોય તો તેમને આરામ પણ મળતો ન્હોતો; ત્રીવેદી મહાશયની ત્રીજોરીની ચાવી, પેટી પટારાની ચાવીઓ સઘળી કિશોરીના હાથમાં રહેવા લાગી. પૈસા ટકા, જર જણસ, જે કાંઇ આવતું તે સઘળું તેઓ કિશોરીને સોંપતા હતા. કિશોરી ભણેલી હતી, તેના અક્ષર મોતીના દાણા જેવા હતા, આંક પણ સારી રીતે જાણતી હતી એથી ત્રીવેદી મહાશયે તમામ હિસાબકિતાબનો ભાર પણ કિશોરીને અર્પણ કર્યો હતો. દૂધનો હિસાબ, ધોબીનો હિસાબ, નોકરચાકરોનો હિસાબ સર્વ કિશોરી કરતી હતી. વેણીશંકર આ બાબત બિલકુલ લક્ષ્ય આપતા ન્હોતા. કિશોરીના સ્નેહાળ સ્વભાવથી, સર્વ માણસો તરફ સમાન દયા—માયા—સ્નેહ અને ભક્તિ હોવાથી, કોઇને નિરાશ

થવા જેવું કંઈ પણ સાધન મળી આવતું ન્હોતું. પાડોશીઓ પણ દશ જણને મ્હોંડે તેનાં યશોગાન ગાવા લાગ્યાં. દૂધવાળીના દૂધના હિસાબમાં ભૂલ થઈ હોય—વેણીશંકરની પુત્રી ગુલાબે તેના છોકરાના દૂધના હિસાબમાં ભૂલ કરી હોય તો દૂધવાળી કિશોરીની વાત માનતી અને જે પૈસા આપે તે લઇને ચાલી જતી હતી. ધોબી કપડાંને માટે કોઇની સાથે ઝગડો કરે તો ત્યાં કિશોરીજ આવીને એ ઝગડાનો અંત લાવતી હતી; પરન્તુ તેને મળી આવેલી આ પ્રમાણેની અનુકુળતા વધારે દિવસ ચાલી શકી નહિ. કિશોરી અગ્રેસર થઇને ઘરનો આખો કાર્યભાર ચલાવે, એને પૂછ્યા સિવાય કંઈ પણ કામકાજ થઇ શકે નહિ, એ ત્રીવેદી મહાશયની ગૃહસ્થ કન્યા ગુલાબ, બીજા બે છોકરાઓની વહુઓ અને સાથે સાથે શીવકોર ડોશીને ઘણું અસહ્ય થઈ પડયું. વાદ પ્રતિવાદ—આન્દોલન આલોચના કરતાં છેવટે એ નક્કી થયું કે, મ્હોટી વહુની એ પદવી છિનાવી લેવી જોઇએ!

એક દિવસ કિશોરી રસોઈ કરતી હતી તેથી ત્રીવેદી મહાશયની દેવસેવાની ઓરડી સાફ કરવામાં આવી ન્હોતી. પુત્રી ગુલાબને સ્નાન કરીને આવેલી જોઈ ડોશીએ તેને કહ્યું:—"ત્હારા પિતાશ્રી માટે સેવાની ઓરડી સાફ કરી નાંખ."

ગુલાબે મ્હોં મરડીને કહ્યું:—"હું સેવાની ઓરડી સાફ કરીશ તે બાપાજીને પસંદ આવશે નહિ. મ્હોટાં ભાભીના હાથ સોનાના છે—એમના હાથે ઠાકોરજી વધારે સંતુષ્ટ થાય છે."

ડોશી:—"તું સાફ કરી નાંખ, બ્હેન એવું ના બોલીએ."

કમળા:—તું શું બોલતી હઈશ બા; તે દિવસે મ્હેં ઓરડી સાફ કરી હતી તે બાપાજીને બિલકુલ પસંદ આવી ન્હોતી. કેટલી કચકચ કરતા હતા. હું તે સાફ કરવા જવાની નથી.

ડોશી:—" ત્યારે લલિતા વહુ તું સાફ કરી આવ.

સાસુજીના આદેશથી લલિતા વહુ દેવસેવાની ઓરડી સાફ કરી, સર્વ સામગ્રી તૈયાર કરી આવી, પરન્તુ વેણીશંકર સેવા કરવા આવ્યા ત્યારે આસન જોઇનેજ અગ્નિશર્મા થઈ ગયા. તેમના વિષ્ણુ-પાદ-પદ્મને પાણીમાં નાંખી દીધું હતું, પત્રાલાનું પાણી ઢળી જવાથી બેસવાનું આસન અને સ્હામેનો દેવસેવાનો પાલખો ભીંજાઈ ગયો હતો. તેમજ નૈવદ્યને માટે રાખવામાં આવેલાં પતાસાં પણ પાણીમાં પલળીને ઓગળી ગયાં હતાં.

વેણીશંકરે ચીતકાર કરી પત્નીને બૂમ મારી અને કહ્યું:—" આ દેવ સેવાની ઓરડી આજે કોણે સાફ કરી છે ? બધું પાણીજ પાણી કરી નાંખ્યું છે. મ્હારૂં વિષ્ણુ-પાદ-પદ્મ ભીંજાવી નાંખ્યું છે, બેસવાનું આસન અને નૈવેદ્ય પણ પલાળી નાંખ્યું છે: આ કોણે કર્યું !

શીવકોર ડોશી:—લલિતા વહુએ.

વેણીશંકર:—લલિતા વહુ તે બ્રાહ્મણની છોકરી છે કે ભીલની ? દેવસેવાની ઓરડી કેવી રીતે સાફ થાય એ પણ જાણતી નથી ? મ્હોટી વહુ કયાં છે ?

ડોશી:—હવેથી તમારી સેવાની ઓરડી કોઇ સાફ નહિ કરે.

વેણીશંકર:—કોઇએ સાફ કરી આપવાની જરૂર પણ નથી. મ્હોટી વહુથી શું આટલું પણ થઇ શકતું નથી ?

ડોશી:—તે દિવસે ગુલાબે સાફ કરી ત્યારે પણ આવી રીતે બૂમો મારતા હતા, આજે લલિતા વહુએ સાફ કરી તોપણ બૂમો મારો છો, આ તમારો મ્હોટો અન્યાય છે.

વેણીશંકર:—અન્યાય ? એ લોકો બરાબર સાફ કરે નહિ અને મ્હારો અન્યાય !

ડોશી:-એક વાર નહિ પણ સો વાર અન્યાય. કેમ, મ્હોટાં વહુ કુળનો દીવો છે અને બીજાં બધાં શું નકામાં છે?

વેણીશંકરને અત્યંત ક્રોધ ચડયો. તેમણે મ્હોટા અવાજે કહ્યું તેઓ બરાબર કરી શકે નહિ ને કામ કરવા આવે તો ઉલટું નુકસાન કરી જાય અને મ્હારે કંઇ કહેવુંજ નહિ? બધે પોણી પાણી થઈ ગયું છે, હું બેસું કયાં?

ડોશી:-એ હજી ન્હાની છે. કદાચ અણસમજણમાં એવું થઇ ગયું તો શું તમારે આમ બૂમો મારવાની?

વેણીશંકર આ બાબતનો કંઈપણ પ્રત્યુત્તર નહિ આપતાં કચકચ કરતા બ્હાર ચાલ્યા ગયા. પછી ડોશીએ કિશોરીને જઇને કહ્યું:-"જા બા, તું જઇને ફરીથી સેવાની ઓરડી સાફ કરી આવ."

કિશોરી તે વખતે તાવડીમાં તેલ મૂકીને શાક વધારવાની રાહ જોઈ રહી હતી. એ વાત સાસુને જણાવતાં સાસુએ ગુલાબને કહ્યું કે, "ગુલાબ! તું ત્યારે શાક વઘારી નાંખ બ્હેન, મ્હોટી વહુ સેવાની ઓરડી સાફ કરીને આવે છે.".

એજ પ્રમાણે થયું. ગુલાબ રસોડામાં ગઇ અને કિશોરી દેવ સેવાની સામગ્રી તૈયાર કરવાને ગઇ.

કેટલીએક બૂમો માર્યા પછી વેણીશંકરે આવીને સેવા કરી લીધી અને જમવા બેઠા. શીવકોર ડોશી તેમને પીરસતાં હતાં. વેણીશંકરનો મીજાજ આજ એવો તો બગડી ગયો હતો કે, એક માત્ર મ્હોટી વહુ સિવાય કોઇ તેમની સ્હામે જવાને સાહસ યા સ્વીકાર કરી શકે નહિ. પુત્રી તેમજ બીજી વહુઓને બાજુએ મૂકી મ્હોટી વહુને કાર્યભાર સોંપવાથીજ આવો કુરૂક્ષેત્રનો મામલો ઉભો થયો છે એમ ધારી ડોશીએ પોતે પીરસવા રહેવાનું યોગ્ય ધાર્યું હતું.

વેણીશંકર બેએક કોળીઆ જમ્યા હશે કે તરત બૂમ મારી

ઉઠયા કે:—" આ શાક કોણે બનાવ્યું છે? નક્કી મ્હોટી વહુએ બનાવ્યું હોય એમ લાગતું નથી."

પત્નીએ કહ્યું:—કેમ આજે તમને શું થયું છે!"

વેણીશંકર:—મ્હારૂં કપાળ થયું છે.

પત્ની:—આવું સરસ શાક દેખાય છે ને.

વેણીશંકર:—બળી ગયું છે. મીઠું તો બિલકુલ જણાતુંજ નથી. કોણે બનાવ્યું છે?

પત્ની:—ગુલાએ.

વેણીશંકર:—એ તરત માલૂમ પડી આવે છે.

પત્ની:—જુઓ સાંભળો, એક વાત કહું.

વેણીશંકર:—કહે.

પત્ની:—મ્હોટી વહુ બિચારી એકલી રહી અને કામ રહ્યાં હજારો. એ એકલી તે બિચારી બધે કયાંથી પડે રહે. તમે જયારે છોકરી અને બીજી વહુઓ ઉપર આમ ચીડાશો તો તેઓ શી રીતે કામકાજ કરી શકશે? તમે આમ ઘડી ઘડીમાં ચીડાઓ તે સારૂં નહિ!

વેણીશંકર:—પણ તેઓને કંઈ કામ કરતાં આવડતું નથી તેનું કેમ? આ શાક જો, કોઇના મ્હોંમાં પેસે તેવું નથી. કહે, તણે એવું કેમ બનાવ્યું?

પત્ની:—બધા દિવસ કંઇ સરખા જાય છે?

વેણીશંકર:—કયે દિવસે એમણે સારૂ કર્યું?

તે વખતે પત્નીએ વેણીશંકરને આ પ્રમાણે ગુસ્સે નહિ થવાને અત્યંત અનુરોધ કર્યો અને અનેક પ્રકારનો હિતોપદેશ આપ્યો, પરન્તુ વેણીશંકરે તેના આ ઉપદેશને કોઇ પણ પ્રકારે અનુમતિ આમી નહિ.

આ સઘળાં કારણોને લીધે નણંદ, દેરાણીઓ, દિયરો અને

સાથે સાથે સાસુ પણ કિશોરીના ઉપર અદેખાઇ કરવા લાગી. ધીમે ધીમે સર્વે કિશોરીના ઉપર ચીડાઈ ગયાં.

છેવટે સર્વે કિશોરીની આ સત્તા પડાવી લેવાને, તેના દોષો શોધી કાઢી તેનો સર્વનાશ કરવાને તત્પર થયાં. વેણીશંકરનો કિશોરી પ્રત્યે તિરસ્કાર કેમ ઉત્પન્ન થાય તેને માટે યથોચિત ઉપાય શોધી કાઢવાને સૌ પ્રયાસ કરવા લાગ્યાં.

એક દિવસ શીવકોર ડોશી, ગુલાબ અને લલિતા વહુ સાયંકાળ પછી રસોડામાં બેસીને કિશોરીની વાતચિત કરી રહ્યાં હતાં. ગુલાબ કહેતી હતી કે,–"આવી રીતે આપણે બાપાજીના તિરસ્કારને પાત્ર થઇએ તો આપણું ઘર કેવી રીતે ચાલે! મ્હને મ્હોટે ઘેર પરણાવી છે, વસ્તારી થઈ છું; પરન્તુ હવે મ્હને અહિં રહેવુ યોગ્ય લાગતું નથી. મ્હોટી ભાભીના સોના જેવા હાથે જો કામ થયું ના હોય તો બાપાજીનો જીવ માને નહિ એ કેમ પાલવે?"

ડોશીઃ–બ્હેન તું કશુંયે મનમાં લાવીશ નહિ; મ્હોટી વહુનું કામ જરા સુઘડ અને સ્વચ્છ હોય છે તેથી તેઓ એમ કરે છે."

લલિતા વહુ–(મ્હોં ફેરવીને):–"એ રાંડનું કામ સારૂં થાય છે અને આપણને બિલકુલ આવડતુંજ નથી?"

સસરાને માટે ન્હાવાને ઉનું પાણી કાઢીને કિશોરી તે વખતે રસોડામાં જતી હતી; પરન્તુ તેનીજ વાત અને નિંદા થતી હોવાથી તેણે વિચાર્યું કે, જો કદાચ હું હમણાં રસોડામાં પ્રવેશ કરીશ તો નિંદા કરનારાંઓ શરમાઇને સંકોચ પામશે એથી તે ત્યાં આગળથી ચાલી ગઈ. પરન્તુ આ મિથ્યા અપવાદ સાંભળી તેને રડવું આવ્યા સિવાય રહ્યું નહિ.

કિશોરીનાં પગલાંનો અવાજ સાંભળી ગુલાબે લલિતાને કહ્યું:–"ભાભી જરા જઇને જુઓ જોઇએ, કોણ ગયું?"

"બીજું કોણ હોય, મ્હારાં જેઠાણી."

સર્વેની નજરમાં આ એક મહત્વની વાત બની ગઇ હોય એમ જણાયું. મુંગાં મુંગાં સૌ પોતપોતાને કામે લાગી ગયાં.

કિશોરી જ્યારે રાત્રે જમવાને બેઠી ત્યારે તેની સાસુએ આવીને તેને કહ્યું—"મ્હોટી વહુ ! એક વાત કહું તે સાંભળ."

કિશોરીએ હાથમાંના કોળીઆને થાળીમાં પાછો નાંખીને કહ્યું:—"કહો ?"

સાસુએ કહ્યું:—"સાંભળ, તું મ્હારા શશિકાન્તની વહુ છે, પરંતુ ત્હારૂં નસીબ ટુંકું છે; તું ત્હારી બધી સ્થિતિ તપાસી જો; હવે તું ન્હાની નથી; ત્હારે હવે સમજીને ચાલવુ ઉચિત નથી શું ?"

કિશોરી કંપી ઉઠી. ઉદાસ નેત્રે સાસુ સ્હામું જોઇને ધ્રુજતા અવાજે તેણે કહ્યું:—"મ્હેં શું કર્યું છે, બા ?"

સાસુએ ભ્રમર સંકોચીને કહ્યું:—"બીજું તો શું કરે ! પણ તું અમને ઘર ચલાવવા દેવાની નથી."

કિશોરીનું હૃદય કંપી ઉઠયું. તેના શરીરનું સમસ્ત લોહી વિદ્યુત્ વેગે વ્હેવા લાગ્યું. આંખ્યોમાં પાણી ભરાઇ આવ્યું. તે કેટલીક વાર સુધી કંઇપણ બોલી શકી નહિ. છેવટે તેણે ગળું ખોખારીને ભાંગ્યા ટૂટયા અવાજે કહ્યુ:—"હેં બા; મ્હેં શું કર્યું છે ? મ્હને કહો તો કંઇ સમજણ પડે."

સાસુ:—શું કહું ! ત્હારામાં બુદ્ધિ તો છે નહિ. છુપાઈ છુપાઇને બીજાંઓની વાતો સાંભળે છે એ સારૂં નહિ. ત્હારો છેવટે મ્હારૂં ઘર ભંગાવવાનો વિચાર છે કે શું ?"

કિશોરી:—ક્યારે બા ! મ્હેં કોઈ દિવસ સંતાઇને કોઈની પણ વાત સાંભળી નથી.

સાસુ:—ખોટી વાત ! તું સારા માબાપની દીકરી થઇને જુઠું

બોલે છે કે કેમ ?

કિશોરીઃ-હૂં જરા પણ ખોટું બોલતી નથી. બા ! મ્હેં છુપાઈ રહીને કંઇપણ વાત સાંભળી નથી. આ વાત તમને કોણે કહી બા.

સાસુઃ-મ્હેં મ્હારી નજરે જોયું છે.

કિશોરીઃ-કયારે જોયું બા ?

સાસુઃ-કેમ, હમણાં હું, ગુલાબ અને લલિતાવહુ રસોડામાં વાતો કરતાં હતાં ત્યારે.

કિશોરીઃ-તે વખતે શું હૂં છુપાઈ રહી હતી ? હૂં મ્હારા સસરાજીને ન્હાવાનું પાણી કાઢી આપીને રસોડામાં આવતી હતી. તમે મ્હારા વિષે વાત કરી રહ્યાં હતાં, એ સાંભળી હું અંદર નહિ આવતાં પાછી ચાલી ગઈ.

આ સાંભળી ડોસી અત્યંત ગુસ્સે થયાં, તેમની આંખ્યોમાંથી વીજળીના જેવા ચમકારા થવા લાગ્યા. તેમણે છેક સપ્તમનો સૂર કહાડીને કહ્યુંઃ-શું ત્યારે એ ભિખારીની છોકરી, ત્હેં છુપાઇને વાત સાંભળી નથી ? આવી રીતે છુપાઇને વાતો સાંભળી, અવસર મળતાં ત્હારા સસરાને સાચું કે જુઠું કહી મ્હારૂં ઘર ભંગાવવાનો વિચાર છે કે શું ? એ પ્રમાણે કદાપિ બનનાર નથી, હૂં તને સાફ કહી દઉં છું. હૂં તો જાણતી હતી કે, બિચારી ગરીબ છે-પરંતુ તું તો બરાબર મ્હારા માથાની મળી. એ મા ! જુઓ અહિંયાં પેટ ભરવાને આવ્યાં છે !

આટલું કહી શીવકોર ડોસી બબડતાં બબડતાં તેમના ઓરડામાં ચાલ્યાં ગયાં. કિશોરી પણ આંખ્યોમાં આંસુ સહિત પોતાની રૂમમાં ચાલી ગઈ. તેની ખાવાની થાળી ત્યાં ને ત્યાંજ પડી રહી, તે એમાંથી એક પણ કોળીઓ ખાઈ શકી નહિ. કિશોરી પથારીમાં સુઈ રહીને ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી અને ગુલાબ વગેરે નિશ્ચિત ભાવે આહારાદિથી પરવારી, સુખનિદ્રા લેવાને માટે સૌ સૌની રૂમમાં ચાલ્યાં ગયાં.

# પ્રકરણુ ૧૦ મું.

## કુટુંબ કલહ.

કિશોરીએ આખી રાત્રિ રૂદન કરવામાંજ પસાર કરી હતી. પ્રાતઃકાળે સૌથી વહેલી ઉઠીને ઉદાસિન ચ્હેરે તે ગૃહકાર્યમાં નિયુક્ત થઈ. વેણીશંકરે એકાદ કાર્ય પ્રસંગે તેને બોલાવીને જોયું તો તેનું મ્હોં તદ્દન ઉતરી ગયું હતું. આખી રાત્રિ તેણે ઉંઘ્યા સિવાય પસાર કરી છે, તે તેનું મ્હોં જોતાંજ જણાઈ આવ્યું. ગઈ કાલની સાસુ વહુની તકરાર પણ તેમણે થોડી ઘણી સાંભળી હતી પરંતુ શેને માટે, તેમજ કયા કારણસર પત્નીએ તેની સાથે તકરાર કરી હતી એ વેણીશંકર બિલકુલ જાણતા ન્હોતા. તેમણે કિશોરીને પૂછયું:–કિશોરી ! ત્હને શું થયું છે, ભા ?

કિશોરી કંઇપણ પ્રત્યુત્તર આપી શકી નહિ. તેની આંખ્યોનાં આંસુઓ સરી પડીને તેના બન્ને ગાલોને ભીંજાવી નાંખ્યા. કિશોરી રડવા લાગી.

વેણીશંકર:–શું થયું છે, કહોને ભા ! મ્હને શું નહિ કહે ?

તોપણુ કિશોરી કંઈ ઉત્તર આપી શકી નહિ, આથી વેણીશંકરને સહજ ક્રોધ ચડયો. તેમણે વિચાર્યું કે, એ મ્હારી પાસે વાત કહેતાં અચકાય છે. પરંતુ કેમ કરીને સાસુ–નણંદનો દોષ કહી શકાય, કેમ કરીને આત્મદોષ ખુલ્લો કરી શકાય તેની કિશોરીને બિલકુલ માહિતી ન્હોતી તેથી તે જવાબ આપતી ન્હોતી. જ્યારે તે કંઈ પણ બોલી શકી નહિ ત્યારે વેણીશંકર ગુસ્સે થઇને ત્યાંથી ચાલ્યા ગયા. કિશોરી પણ જે દુઃખનો ભાર લઇને સસરા પાસે આવી હતી તે દુઃખનો ભાર લઇને ચાલી ગઈ.

વેણીશંકર જમવા બેઠા ત્યારે તેમની પત્નીને ત્યાં આગળ જોઈ પરંતુ કિશોરીને જોઈ નહી એટલે તેમણે કહ્યું:-મ્હોટી વહુ કયાં છે ?

પત્નીએ નાકની ડાંડીને સહજ ફેરવીને કહ્યું-તમારૂં એમાંજ ધ્યાન છે ! બસ 'મ્હોટી વહુ' 'મ્હોટી વહુ' કર્યા કરો છો, પરંતુ મ્હોટી વહુ તો તમારા સ્હામું પણ જોતી નથી.

વેણીશંકર:-એમ કેમ, એ તો મ્હારી અત્યંત ચાકરી કરે છે.

પત્ની:-હા, તે બે દિવસ જોયું ખરૂં. એને જોઇને મ્હને ઘણો આનંદ ઉત્પન્ન થયો હતો. ધાર્યું હતું કે, શશિકાન્ત નથી તો તેની વહુ તમારી ચાકરી કરશે, એ પણ એક જાતનું સુખ છે. પરંતુ રાંડ ઘણી શેતાન છે. ગરીબની છોકરી ખરી ને !

વેણીશંકર:-કેમ ? કેમ, એ કંઈ કહેતી હતી કે ?

પત્ની:-તમે તો પાછા ભોળા ખરાને, તે આટલું પણ સમજી શકતા નથી.

વેણીશંકર:-ખુલ્લી વાત કરને, મ્હને કંઈ સમજણ પડતી નથી.

પત્ની:-આટલું સમજતા પણ નથી. એની માએ એને શીખવાડયું હશે કે, સસરાની સેવા ચાકરી કરી, તેમને સંતુષ્ટ કરી, થોડી ઘણી મિલકત લખાવી લેજે, સમજ્યા.

વેણીશંકર:-હાં, પછી શું થયું ?

પત્ની:-તમે તે આપતા નથી એટલા માટે હમ્મેશાં તે મ્હોં ચડાવીને ફરે છે સૌની સાથે ઝગડો કરે છે, બધાંની નિંદા કરે છે, છુપાઈ છુપાઇને બધાંની વાતો સાંભળે છે; આ વાત છે.

વેણીશંકર:-તો શું મ્હને એનો વિચાર નહિં હોય ? મ્હારી હયાતીમાં જ્યારે શશિકાન્તનું મૃત્યુ થયું છે, ત્યારે મિલકત પર એનો અધિકાર ક્યાંથી હોય ? સ્વામીનું હોય તો સ્ત્રીનું થાય. પિતા જીવતા હોય તો પુત્રનો સંપત્તિ પર અધિકાર થાય નહિ એટલે પિતા પહેલાં

પુત્રનું મૃત્યુ થાય તો તેની સ્ત્રીનો કંઈ પણ અધિકાર હોતો નથી. એ હું જાણું છું.

પત્નીઃ—તમે તો શું, ન્હાનાં છોકરાં પણ એ વાત તો જાણે છે.

વેણીશંકરઃ—હું જાણું છું છતાં નિશ્ચિંત તો ન્હોતોજ. રેલ્વેની સડક પાસેની આપણી જે જમીન છે, તે "વીલ" કરીશ તેમાં મ્હોટી વહુને આપતો જઇશ, એવો સંકલ્પ કર્યો છે. એમાંથી જે અનાજ વગેરે આવશે, તે ઉપર તેનો નિભાવ ખુશીથી થઇ શકશે; વળી ચારસોંએક રૂપિઆ રોકડા આપતો જઈશ. હું જલદીથી આ સઘળી બાબતનો બંદોબસ્ત કરી નાંખીશ.

પત્નીએ જોયું કે, આ તો હિત કરવા જતાં વિપરીત પરિણામ આવ્યું, શ્રાપ દેવા જતાં વરદાન મળ્યું, ત્યારે તેણે પોતાનો અવાજ ફેરવ્યો; સપ્તમથી સૂર નમાવીને એકકે સપાટે મધ્યમથી શરૂ કર્યો. તેણે ધીમે રહીને કહ્યું:—અરે, પણ તે તમે હમણાં કરશો નહિ. એમ કરવાથી આપણું ઘર નહિ ચાલે.

આશ્ચર્ય પામીને વેણીશંકરે પત્નીના મ્હોં તરફ જોઇને કહ્યું:—કેમ, એમ કરવાથી ઘર કેમ નહિ ચાલે?

પત્નીઃ—આપણે બીજા ત્રણ છોકરાઓ, બે વહુઓ અને એક પુત્રી છે, તમારા આ પક્ષપાતથી તેમને ખોટું લાગશે.

વેણીશંકરઃ—કેમ, એમને માટે બીજી ઘણીયે મિલકત છે.

પત્નીઃ—તેઓ એમ ધારશે કે, અમે સારા નહિ હોવાથી—અમે મ્હોટી વહુને ખાવા નહિ આપીએ એમ ધારી બાપાજી આ પ્રમાણે કરી જાય છે. એ શું એમને દુઃખ ઉત્પન્ન નહિ કરે? તેમને ઘણું ખોટું લાગશે માટે તમે આ પ્રમાણે કરશો નહિ.

વેણીશંકરઃ—અને કદાચ તેઓ મ્હારા મરણ પછી કિશોરીને ખાવા ના આપે ને તેને હેરાન કરે તો?

પત્નીઃ–ઓ મા ! એવું એ ના કરે ! જો કદાચ એ શાન્તિથી સર્વે જણાંની સાથે હળીમળીને ચાલે તો તેઓ કાંઇ બોલે તેમ નથી; પરંતુ એ કોઇને સુખી જોઇ શકતી નથી.

વેણીશંકરઃ–જો કદાચ એ પ્રમાણે હોય, તો શું મ્હારી પુત્રવધૂ ખાધાપીધા વગર મરી જશે ?

પત્નીએ જોયું કે, આ ક્ષુદ્ર અસ્ત્રદ્વારા એમની કર્તવ્ય ઇચ્છાને કાપી શકાશે નહિ. ત્યારે તેણે બીજો ઉપાય શોધી કાઢયો; અને કહ્યુંઃ–તમે વીલ કરીને જે મિલકત મ્હોટી વહુને આપવા માગો છો તે મિલકત કદાચ તે વેચી દઇને તેનાં માબાપને ખવડાવી દેશે એ ઠીક કહેવાશે કે ?

વેણીશંકરઃ–હું મિલકત વેચવાની ના કહીશ.

પત્નીઃ–કદાચ તમારૂં કહ્યું ના માન્યું તો ?

વેણીશંકરઃ–ઠીક, કદાચ વેચશે તો છોકરાઓ વેચાતી લઈ લેશે.

પત્નીઃ–એમ એ વહુ બહુ માને એવી છે તો; તે વખતે તો એના બાપનું ચાલશે, આપણા છોકરાઓને વેચાતી આપવાને બદલે બીજાને વેચાતી આપશે તો ?

વેણીશંકરઃ–એને માટે પણ રસ્તો કરતો જઈશ. વીલમાં લખી જઇશ કે, આ મિલકત વેચવાની હોય ત્યારે મ્હારા છોકરાઓનેજ વેચાતી આપે, બીજાને વેચી શકે નહિ.

પત્નીએ જોયું કે, તેની આ બાજી પણ નકામી ગઇ, ત્યારે તેણે એથી પણ વધારે બીજી પ્રપંચની બાજી ઉભી કરી. તેણે કહ્યુંઃ–તમારા જેવા પુરૂષોને બધી વાત ખુલ્લી કહી ના સંભળાવીએ ત્યાંસુધી સમજી શકો નહિ. જુઓ મ્હારી વાત સાંભળો, મ્હોટી વહુની વાત વીલમાં જણાવવાની બિલકુલ જરૂર નથી.'

વેણીશંકરે વિસ્મયતાથી પત્નીના સ્હામું જોઇને કહ્યુંઃ–શી વાત

ખુલ્લી કરીને ના સંભળાવે તો અમે સમજી શકીએ નહિ ? તું શું એમ ધારે છે કે, પુરૂષો કરતાં સ્ત્રીઓની અક્કલ વધારે હોય છે ?

પત્નીઃ—હા. તમને અમે જ્યાંસુધી સમજાવીએ નહિ ત્યાંસુધી તમે સમજી શકો નહિ. તમે માત્ર ઉપર ઉપરથી સમજો, પરંતુ તેનો ખરો ભેદ સમજી શકો નહિં.

વેણીશંકરઃ—એમાં શો ખરો ભેદ સમાયલો છે, કહે ?

પત્નીઃ—મ્હોટી વહુ હજી યુવાન્ છે, તેનું રૂપ પરીના જેવું છે. તમે તેના નામે મિલકત લખી આપી જાઓ, અને તે કદાચ સ્વતંત્ર થાય તો કુળને કલંક લાગવામાં પછી કંઇ બાકી રહે તેમ છે ? દિયેર નણંદોને આધીન હોય તોજ તેમનાથી ડરીને તે સારી રીતે ચાલે.

આ વખતે વેણીશંકર કિશોરીના પક્ષને દઢતાથી સમર્થ કરી શકયા નહિ. તેમણે વિચાર કરી છેવટે કહ્યું:—" મ્હોટી વહુ એવી છેજ નહિ."

પત્નીઃ—મ્હારૂં કપાળ ! એ તો હું કહું છું કે, પુરૂષોને ભૂલાવવાને માટે સ્ત્રીઓ જો સીધી રીતે ના ચાલે, તો પછી પુરૂષોદ્વારા તેમનો સ્વાર્થ સધાય શી રીતે ? વહુ જો કે શાણી અને સારી છે, પરંતુ સારા માણસોને બગડતાં કેટલી વાર લાગે ? આજે જેઓ દેવ ચરિત્ર જેવાં હોય છે તે કાલે પશુથી પણ અધમ થાય છે. સ્વતંત્રતા મળતાં ખોટે રસ્તે જતાં કેટલી વાર લાગે ?

વેણીશંકરે દઢતાથી કહ્યું:—જેનો સ્વભાવ ખરાબ હોય તેનું મ્હોં જોતાંજ તે માલૂમ પડી આવે.

આ બાજી વ્યર્થ જતાં તેણે છેવટે રૂદન કરવાનો સૂર કાઢીને કહ્યું:—તમે કુળને કલંક લાગે એવોજ રસ્તો કરીને જવાના અને મ્હારે તે રોજ જોઇને પેટ બાળવું. એવું કદાપિ બનનાર નથી. એવું કરશો તો હું ગળે ફાંસો ખાઇને મરી જઇશ.

પત્નીની આંખમાંથી નીકળતાં આંસુઓ જોઈ દૃઢતાથી અડગ ઉભો રહે એવો વીર પુરૂષ કોઈ છેજ નહિ. વેણીશંકર ત્રીવેદી પણ સહજ નરમ પડયા.

" હું હમણાં તો મરવા પડયો નથીને? હમણાં તો વીલ કરવા બેઠો નથીને? અત્યંત વિરક્તિ સાથે આ શબ્દો સંભળાવી તેઓ ઉઠીને બહાર ચાલ્યા ગયા. પત્નીએ પણ બીજાં અન્ય કાર્યો તરફ પોતાનું લક્ષ્ય દોર્યું.

એક દિવસ પાછલા પ્હોરે કિશોરી તેની રૂમમાં બેસીને પોતાના કમનસીબનો વિચાર કરી રહી હતી. તે વિચારતી હતી કે, મ્હારા નસીબમાં સુખ લખ્યું નથી, મ્હારા નસીબના દોષે કોઈ સ્નેહ-મમતા બતાવી શકતું નથી-તો પછી કોઈ શું કરે? સસરાજી દયા કરીને કંઈક સ્નેહની નજરથી જોતા હતા, પરંતુ પાંચ માણસોની આઘી-પાછી વાતોથી એ પણ પહેલાંના જેવી નજરથી જોતા નથી. સર્વે મ્હારા ફુટેલા નસીબનાજ પ્રતાપ છે! બાપને ઘેર જાઉં-માની પાસે જાઉં તો ત્યાં પણ કાંટા ઉગી નીકળ્યા છે. પિતાશ્રીની કમાવાની શક્તિ હવે રહી નથી. ત્યાં જઇને રહું તો મ્હારી માને બળાપો થાય! કિશોરીની આંખ્યોમાંથી એની મેળે આંસુઓ નીકળવા લાગ્યાં, તેને તે કોઇ પણ રીતે અટકાવી શકી નહિ. એવામાં રસોડાની પાસેના ઓરડામાંથી કિશોરી સાસુની બૂમો અને કચકચ સાંભળી અને તેમાં એકાદ બે વાર પોતાનું નામ આવેલું સાંભળી તે બ્હાર નીકળીને એ બાજુ તરફ ચાલી ગઇ.

કિશોરીને પોતાની સ્હામે આવીને ઉભી રહેલી જોઈ શીવકોર ડોસીએ લાલચોળ આંખ્યો કરીને કહ્યું:-આ એમને ખાવાની પૂરીઓ બિલાડી ખાઈ ગઈ? જરા બરાબર ઢાંકતી પણ નથી. હવે એ શું ખાશે?

કિશોરીએ અત્યંત સંકોચ પામીને કહ્યું:—બા, મ્હેં તો આજે ઓરડામાં પગ પણ મૂક્યો નથી; અને મ્હેં એ પૂરીઓ ઢાંકી પણ નથી. મ્હને એ બાબતની બિલકુલ ખબર નથી.

શીવકોર:—કેમ, લલિતા વહુએ પૂરીઓ ઢાંકી તે વખતે એની સાથે રૂપિઆ પણ મૂક્યા હતા, એ રૂપિઆ તો ત્હેં લીધા છેને ?

કિશોરી:—ના બા, મ્હેં એ રૂપિઆ લીધા નથી.

ડોસી:—ત્હેં નથી લીધા ત્યારે શું મ્હેં લીધા ? શું ત્યારે એને પગ થઇ ગયા ?

કિશોરી:—ગુલાબ બ્હેને કોઇને આપવા માટે લીધા હતા તે મ્હેં જોયા છે.

નજીકમાંજ ગુલાબ ઉભી હતી. આ વાત સાંભળતાં તેણે આગળ આવીને કહ્યું:—અરે ઓ મ્હોટા ઘરની દીકરી ! ગુલાબ બ્હેનનું નામ દેવાને કેમ તૈયાર થઇ જાય છે ? હશે દે—તુંજ ઘર ચલાવ. મ્હારા નસીબમાં જો ત્હારી વાતો સાંભળવાની ના લખી હોય તો બાપા મ્હને ગૃહસ્થને ત્યાં પરણાવીને ઘેર રાખેજ કેમ ? હું રાંડ સમજતી નથી તે અહિંયાં પડી રહું છું. બા, હું તને પગે લાગું છું; તું મ્હને સાસરે મોકલી દે ! હું હવે ત્હારી મ્હોટી વહુનાં મ્હેણાં સહન કરી શકતી નથી. મ્હારે સાસરે હું કંઈ ભૂખ્યે નહિ મરી જાઉં.

શીવકોર ડોસીએ પણ ગુલાબનો પક્ષ લીધો. તેણે કહ્યું:—મ્હારૂંજ નસીબ નથી, નહિ તો ત્હારા બાપ એને ઉંચે પાટલે ચડાવીને ઘરમાં રાખે કેમ ? કદાચ રાખે તો એની એકલીનીજ વાતો કેમ સાંભળ્યા કરે ? જા બ્હેન, તેમને એમની કુળદિપક વહુને લઇને રહેવા દે, હું તને લઇને કાશીએ જઈશ. ખરી વાત છે; આવાં મ્હેણાં સાંભળી ભિખારીની છોકરીનું ચડેલું મ્હોં સહન કરી મ્હારી સોના જેવી છોકરી ઘરમાં રહી શકે ખરી કે ?

આખા ઘરમાં એક ભારે કજીઓ શરૂ થયો. બીજી વહુઓ પણ આવીને સાસુ-નણંદનો પક્ષ સમર્થ કરી વિવિધ પ્રકારનાં ભાષણોથી મ્હોટી વહુની નિંદા કરવા લાગી. નોકર ચાકરો પણ ત્યાં આગળ આવીને જડસડ થઈ ગયા. છેવટે બન્ને છોકરાઓ તેમ વેણીશંકર પોતે પણ ત્યાં આગળ આવી પહોંચ્યા. કિશોરી દિંગમૂઢ જેવી બનીને ત્યાં આગળ ઉભી રહી હતી. પત્નીને મ્હોંડેથી કજીઆનું વૃત્તાંત સાંભળીને તેમ બીજી વહુઓ પાસેથી સાક્ષીઓ મેળવીને તેઓ મનમાં ઘણો પરિતાપ કરવા લાગ્યા. તેમણે ગુલાબને અનેક પ્રકારે સમજાવીને કહ્યું:-બ્હેન, તું ખોટું લગાડીશ નહિ. હું તને રસ્તો કરી આપું છું.

પુત્રી ગુલાબે નિસ્તબ્ધ રૂદનના સૂરને સતેજ કરીને કહ્યું:-બાપા, તમે લાડ લડાવીને મ્હને ઘરમાં રાખી છે. મ્હારો કાંઈ ઉપાય કરી આપો તો ઠીક. નહિં તો હું ઝેર ખાઇને તમારા પગ આગળ મરી જઈશ; મ્હારાથી હવે વધારે સહન થતું નથી.

વેણીશંકરે કહ્યું:-જરૂર કરી આપીશ. જો તને મ્હારે ઘરમાંથી દૂર કરવી હોત તો જેની તેની સાથે પરણાવી દેતાં મ્હને ન્હોતું આવડતું તે આવો કુલીન જમાઈ શોધી લાવત ! મ્હારે કયાં સાત પાંચ છોકરીઓ છે ?

પિતાને પોતાના પક્ષમાં આવતા જોઇને ગુલાબે એથી પણ વધારે રડીને કહ્યું:-બાપા, જો તમે ઉપાય કરવાના હો તો મ્હને આજેજ કરી આપો, નહિં તો હું આત્મહત્યા કરીશ.

વેણીશંકર:-મ્હોટી વહુને જે પચાસ વિઘા જમીન આપવાની નક્કી કરી હતી તે તને આપીશ.

પત્નીનું હૃદય આનંદથી ઉછળવા લાગ્યું. તેણે કહ્યું:-પછી છોકરાઓ કદાચ નહિ આપે તો ?

વેણીશંકર:-હું વીલમાં ચોખ્ખું લખીશ.

ગુલાબનું મ્હોં પ્રફુલ્લિત થયું. શીવકોર ડોસી પણ જાણે બહુ દિવસનો અગાધ પરિશ્રમ વેઠીને એકાદ મહા યુદ્ધમાં વિજય મેળવી અભિમાની થયાં. ત્રણે છોકરાઓનાં મ્હોં ઉતરી ગયાં; કારણકે, પચાસ વિઘા જમીન તેમના વારસામાંથી ઓછી થઇ—બ્હેનની થઇ. વહુઓ એ સમજી શકી નહિ–પોતાના પક્ષનો અર્થાત્ નણંદનો જય થયેલો જોઈ, તેમના આનંદનો પાર રહ્યો નહિ.

કિશોરીએ કોઇ પણ પ્રકારનો સારો નરસો વિચાર કર્યો નહિ. જેવા દુઃખદ હૃદયથી પોતાના દિવસો પસાર કરતી હતી તેવાજ હૃદયે ત્યાંથી ચાલી ગઇ.

સાયંકાળે જે વખતે કિશોરી તેના સસરાને જમવાને માટે પાટલો મૂકી આવીને દાદર પર ચડતી હતી તે વખતે વેણીશંકર દાદર પરથી નીચે ઉતરતા હતા, તેમણે નીચે ઉતરીને કિશોરીને કહ્યું:—“ કિશોરી ! જો સાંભળ. ”

કિશોરી ઉભી રહીને વેણીશંકરના મ્હોં સ્હામે જોઇ રહી. ત્રીવેદી મહાશયે કહ્યું:—“ ત્હેં એ વખતે ગુલાબને શું કહ્યું હતું ? ”

સરળતાની પ્રતિમા કિશોરી કેમ કરીને પોતાની વકીલાત પોતે કરી શકે, કેમ કરીને વિગતવાર જણાવી શકે એ કંઈ જાણતી ન્હોતી. તેણે કરૂણ સ્વરે કહ્યું:–“ કંઇ નહિ. ”

ત્રીવેદી મહાશયે સહજ ક્રોધે ભરાઇને કહ્યું:—“ કંઈ નહિ ? ત્યારે તેણે શું ત્હારૂં નામ ખોટું દીધું ? ત્હારી સાસુ પણ ખોટું બોલી ? ” કિશોરીએ કંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

વેણીશંકરઃ—ત્હારી સાસુની કંઇ તું દુસ્મન નથી, મ્હોટા છોકરાની વહુ છે, તે ત્હારૂં જુઠું નામ દે ખરી કે ? ત્હારો વાંક ના હોય તો આટલું થાયજ કેમ ?

કિશોરી નિરૂત્તરજ ઉભી રહી.

ત્રીવેદી મહાશયે ફરીથી કહ્યું:—" જો કિશોરી ! ત્હારૂં આ સઘળું શું થયું ? મ્હેં ત્હારો વિચાર કરીને તને પચાસ વિઘા જમીન આપી હતી; પરંતુ ત્હારા આચરણથી કંટાળી જઇને એ ગુલાબને લખી આપી–ગુલાબને તેની અધિકારિણી બનાવી. એ મ્હારી વ્હાલી દીકરી છે. "

આ વખતે કિશોરી નિરૂત્તર રહી નહિ, તેણે કહ્યું:—" આપની પુત્રીને આપ ગમે તે આપો, તેમાં મ્હને શી હરકત હોય ? "

વેણીશંકર:—જો ત્હેં તેની સાથે કજીઓ કર્યો ના હોત તો એ જમીન ત્હારીજ હતીને.

કિશોરી:—મ્હેં કશુંયે કર્યું નથી; પરંતુ જમીનને હું શું કરત ? મ્હારે એનું શું પ્રયોજન છે ? વિધવાને મિલકતની કંઇ જરૂર નથી.

વેણીશંકર:—પેટની જ્વાળા બહુ મ્હોટી હોય છે, તે શી રીતે નિવારણ કરી શકીશ ?

કિશોરી:—તમે માત્ર ખાવા આપજો; એ વખત પેટ ભરાશે એટલે બસ.

વેણીશંકર:—ત્હારી સાથે બધાં આ પ્રમાણે ઝગડો કરે છે, તેથી એમ માલુમ પડે છે કે તું આ ઘરમાં વધારે વખત ટકી શકીશ નહિ.

કિશોરી:—ત્યારે શું તમે મ્હને કાઢી મૂકશો ?

વેણીશંકર:—હું તને કાઢી મુકું ! ના, પણ મામલો એવો ઉપસ્થિત થયો છે, તું અહિંયાં રહીશ કેવી રીતે ?

કિશોરી:—મ્હારા કમનસીબેજ એ બધું થાય છે–હું કોઇની સાથે ઝગડો કરતી નથી.

વેણીશંકરે જોયું કે, તેનાં બન્ને સુંદર નેત્રો અશ્રુપૂર્ણ થઈ ગયાં છે–તેના અનિંદ્ય સુંદર મુખ ઉપર એક નિરાશાજનક છટા છવાઇ ગઈ છે. વાદળાંઓથી ઘેરાઇ ગયેલા આકાશમાં જેમ વિજળીનો

ચમકાટ થઈ રહે—તેજ પ્રમાણે તેના નિરાશા જનક મ્હોં ઉપર તેજસ્વિતાનો ગર્વ—સૌન્દર્યનો વિકાશ થઇ રહ્યો હતો, તેનું મ્હોં જોઇને, તેના મ્લાન સૌન્દર્યનું અવલોકન કરીને વેણીશંકર મોહિત થઈ ગયા. તેમનું હૃદય સ્નેહ—કરૂણ રસથી દ્રવીભૂત થઇ ગયું. જે હૃદયમાં શીવકોર-ડોશી વગેરેનો નિરંતર કલહથી ઇર્ષાનો અગ્નિ સળગી ઉઠયો હતો, તે હૃદયનો તે અગ્નિ આ જળથી બુઝાઇ ગયો.

વેણીશંકરે કરૂણાજનક સ્વરે કહ્યું:—હું એક વાત કહું તે તું સાંભળીશ ?

કિશોરી રડી પડી. સસરાનાં કરૂણાજનક વચનોથી તેની આંખ્યોનાં અશ્રુઓ સરી જઇને તેના ગાલ ઉપર પડવા લાગ્યાં. કિશોરીએ કહ્યું:—"ત્હમે મ્હારા ગુરૂના પણ ગુરૂ છો. શું હું આપની વાત નહિ સાંભળું ?"

વેણીશંકર:—મ્હારૂં કહ્યું માનીને તું હવે કોઇની વાતમાં ઉભી રહીશ નહિ. તું મ્હારી સેવા—ચાકરી કર, અને ભગવાનનું નામ લે. તું પાઠપૂજા વગેરે કર, સંસારના કજીઆ કંકાશમાં ત્હારે ઉભા રહેવાની કંઈ પણ જરૂર નથી.

કિશોરી:—હું એવા કજીઆ કંકાશમાં બિલકુલ ભાગ લેતી નથી.

વેણીશંકર:—ત્યારે બધા ત્હારૂં નામ કેમ લે છે ?

એ બાબતમાં પોતાનો શી રીતે બચાવ કરવો તે કિશોરી શોધી શકી નહિ. ત્યારે વેણીશંકરે કહ્યું:—"ગમે તેમ હોય, જે થવાનું હતું તે થઈ ગયું છે, હવે પછીથી હું ત્હારો જે બંદોબસ્ત કરી આપું તે પ્રમાણે તું ચાલ્યા કરજે. જો ત્હારૂં અનિષ્ટ થાય તે કાંઇ મ્હારા હૃદયને લાગે નહિ ?"

કિશોરીએ કહ્યું:—આપ જે પ્રમાણે કહેશો તે પ્રમાણે રહીશ; હું આપની પુત્રી સમાન છું !"



## પ્રકરણ ૧૧ મું.

### કુલિન જમાઈ અને લોકચર્ચા.

કિશોરીના સસરાએ બીજે દિવસે પત્નીને કહી દીધું કેઃ—"કિશોરીને કોઈ કંઇપણ કામ બતાવશો નહિ. એ એની ઓરડીમાં બેસી રહેશે અને માત્ર મ્હારૂંજ કામ કરશે, તમારા કાર્યમાં એને બિલકુલ રોકશો નહિ."

પત્નીએ મ્હોં મરડીને કહ્યું:—"હાં, મ્હોટા ગૃહસ્થની વહુ ખરીને, તે બિચારી શેનું કામ કરે ! આવી રીતે તો ઘર ના ચાલે ?"

વેણીશંકરઃ—"તમે એમજ ધારજો કે એ જાણે ઘરમાંજ નથી, એના બાપને ત્યાંજ છે."

પત્નીઃ—હા, મનમાં તો જાણે એમ સમજીએ, પરંતુ એક જીવતું જાગતું માણસ આખા ઘરમાં ફર્યા કરે અને કોઈ એને કામજ બતાવે નહિ ? કંઇ પણ કામ કરે નહિ અને બેઠાં બેઠાં ખાય એ કેમ બને ?

વેણીશંકરઃ—એ આપણા શશિકાન્તની સ્ત્રી છે—માટે બનાવવુંજ પડશે.

પત્નીઃ—વારૂ, એમ કરીશું. પરંતુ એની સાથે એમ પણ બંદોબસ્ત કરજો કે મ્હારી ગુલાબને એ કંઇ પણ કહે નહિ. એને ગુલાબજ આંખનો પારો થઇ પડી છે.

વેણીશંકરઃ—કંઇપણ નહિ કહે—હું એને ખાસ કરીને કહીશ.

ત્યારે પત્નીએ પહેરેલા વસ્ત્રના છેડે આંખ્યો લ્હોઇને આક્ષેપના સ્વરે કહ્યું:—"મ્હેં કોણ જાણે કેટલાંયે પાપ કર્યા હશે કે આવો સોના જેવો રળતો કમાતો છોકરો મરી ગયો અને આ અભાગિની રાંડ મ્હારે પાને પડી."

વેણીશંકરે પત્નીના આક્ષેપ અને દુઃખથી દુઃખિત થઇને દીન સ્વરે કહ્યું:-"એ તો કેમ કરીએ, સર્વે આપણા નસીબનોજ દોષ છે."

પત્ની:-એ ગયો અને આ રાંડ રહી ક્યાંથી! એ કેમ એની સાથે ના ગઇ?

વેણીશંકર:-તો પછી આ કંકાસજ શેનો હોય?

પત્ની:-એની તે કંઇ એક રામાયણ છે! એના વિચારમાંને વિચારમાં તો હું અડધી થઇ ગઈ.

વેણીશંકરે પત્નીના દુઃખે દુઃખી થઇને તેને ઘણી સમજાવી. પત્ની પણ તેમના સમજાવવાથી સહજ શાન્ત થઇ.

કિશોરી તેજ દિવસથી વેણીશંકરના ઉપદેશાનુસાર ઘરના તમામ કાર્યમાંથી વિમુખ રહેવા લાગી. તે જો કે ઘરમાંજ રહેતી હતી; પરંતુ જાણે કોઇ સગાં વ્હાલાંને ઘેર જઇએ અને દરેક કાર્યમાંથી દૂર રહીએ તેમ ઘરના તમામ કાર્યથી—વાતચિતથી—સઘળી બાબતમાં દૂર રહેવા લાગી. સાસરે આવીને તેનું મન જેટલું હળીમળી ગયું હતું, તેટલું તેણે જુદુ કરી નાંખ્યું. તેના હૃદયમાં ઉદાસિનતાનો ભાવ હમ્મેશને માટે ચાલુ રહ્યો હતો. તે પોતાની રૂમમાં બેસીને રામાયણ અને મહાભારત વાંચવામાંજ દિવસો પસાર કરવા લાગી. તે કોઇની સાથે બેસીને કંઇ પણ વાત કરતી ન્હોતી. આ પ્રમાણે માણસ કેટલા દિવસ રહી શકે! તેના મનમાં કોઇ કોઈ વાર વિચાર આવતો કે ચાલ, મ્હારે પિયેર ચાલી જાઉં-માના સ્નેહભર્યા ખોળામાં માથું મુકીને મ્હારી બધી જવાળા શાન્ત કરૂં! પરંતુ માને દુઃખ રૂપ થઈ પડવાને માટે તેનો ત્યાં જવાને પગ ઉપડતો ન્હોતો. તેને જો કે માત્ર પેટ ભરવાનીજ દરકાર હતી; પરંતુ તેના બાપને ત્યાં એટલો પણ સવડ થઇ શકે તેમ ન્હોતો!

કિશોરીની આવી સ્થિતિ જોઇને તેને માટે નક્કી કરેલી પચાશ

વિધાની જમીન પોતાને મળેલી હોવાથી ગુલાબના આનંદનો પાર રહ્યો ન્હોતો. ગુલાબ અને કિશોરી સરખી ઉમ્મરનાં હતાં. આજ ત્રણ વર્ષ થયાં તેને એક પુત્ર સંતાન થઇને મરી ગયું છે. ગુલાબને પુત્રનો પ્રસવ થયો ત્યારે શત્રુપક્ષના લોકોએ અનેક પ્રકારની ચર્ચા કરી હતી. એ ચર્ચા કેમ કરવામાં આવી હતી તે અત્રે જણાવી દેવી ઠીક પડશે.

ગુલાબ જ્યારે બાર વર્ષની હતી ત્યારે ત્રીવેદી મહાશયે અમદાવાદના એક “ કુળવાન ગૃહસ્થ ” સાથે એનો વિવાહ કર્યો હતો. આ કુળવાન ગૃહસ્થનાં તેના ગામમાં ને ગામમાં ચારવાર લગ્ન થયાં હતાં અને જ્યારે તેણે ગુલાબ સાથે લગ્ન કરીને ત્રીવેદી મહાશયને તથા તેમનાં સગાં સ્નેહીઓને કૃતાર્થ કર્યાં હતાં ત્યારે તેની ઉમ્મર શત્રુપક્ષવાળાઓ પચાશ ઉપરની કહેતા હતા; પરંતુ એમના કહેવા ઉપર ભરોંસો ના રાખીએ તોપણ તે ચાલીશ વર્ષ ઉપરાંતનો તો હતોજ.

તેને ગમે તેટલાં વર્ષ થયાં હોય, તોપણ તેના મ્હોંમાં એક પણ દાંત દેખાતો ન્હોતો, અને માંથાના વાળ તદ્દન સફેદ થઇ ગયા હતા. ગમે તેમ હોય, પરંતુ તે કુળવાન અને સ્વભાવે કુલીન હતો. તેને સાતસોં રૂપિઆ રોકડા ગણી આપી ત્રીવેદી મહાશય કન્યાદાન દઇને કૃતાર્થ થયા હતા. અમદાવાદના તમામ બ્રાહ્મણોએ તેમને એ માટે ધન્યવાદ આપ્યો હતો. તેઓએ કહ્યું હતું કે, ત્રીવેદી મહાશયે જે કાર્ય કર્યું, તેવું કોઈ પણ કરી શકનાર નથી. આધુનિકશિક્ષાલાભ કરેલા એકાદ બે યુવકોએ છુપી રીતે એમ પણ કહ્યું હતું કે, બાપ થઇને છોકરીનો આવો સર્વનાશ ત્રીવેદી મહાશય સિવાય બીજો કોઇપણ કરે નહિ. પરંતુ અંગ્રેજી ભણેલા નાસ્તિક લોકોની વાતોથી શું થાય તેમ હતું, 'એમ ધારી ત્રીવેદી મહાશયે એમના તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું ન્હોતું.

રૂપિઆનો ભાર ઓછો કરવાને જમાઇરાજે પહેરામણીના રૂપિઆ ગણી લઇને લગ્નને બીજેજ દિવસે મુંબાઇ તરફ ચાલતી પકડી ગયા છે તે ફરીથી સસરાનું ઘર પાવન કરવાને પધાર્યાજ નથી. અનેક માણસો પાસેથી એવી વાત સાંભળવામાં આવી હતી; પરંતુ ત્રીવેદી મહાશયની પત્ની શીવકોર ડોશી એમ કહેતાં હતાં કે, ત્યાર પછી એમના કુલીન જમાઇરાજ એક વખત રાત્રે આવ્યાને અગત્યના કામસર સહવાર થતા થતામાં તો ચાલ્યા ગયા હતા. તેમના એજ આગમને કરીને ગુલાબને એક પુત્ર સંતાન પ્રાપ્ત થયું હતું.

પરંતુ પાડોશીઓ તેમજ અન્ય જ્ઞાતિજનો તેમના આ બચાવને બિલકુલ માનતા ન્હોતા. અમદાવાદથી એકદમ રાત્રે આવીને સ્હવાર થયા પહેલાં ચાલ્યા જાય એ કારણ અને સંભાવનાને કોઈ અનુમોદન આપી શક્યું નહિ. એક વૃદ્ધ જ્ઞાતિપટેલ આ બાબત એમ કહેતા હતા કે, " કુલીન જમાઈ એટલે કદાચ રાત્રે આવીને પરોઢીએ ચાલ્યા ગયા હોય ખરા; કારણકે કુલીન સંતાનોનો જન્મ હમ્મેશાં આવી રીતેજ થવો સંભવે છે. "

તેમની આ યુક્તિ ઉપર કોઇનો પણ વિશ્વાસ બેઠો નહિ; ઉપરાંત લોકોનો સંદેહ તો કાયમજ રહ્યો. પરંતુ ત્રીવેદી મહાશયે એ તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ અને અત્યંત પૈસા ખરચીને દોહિત્રનો નામ પાડવાનો પ્રસંગ ઉજવ્યો. પરંતુ પુત્રના પિતાની એ સમયે કંઇ પણ બાતમી મળી ન્હોતી.

શીવકોર ડોશી તે બાળકનો સુકોમળ દેહ લઇને પડોશના દશ જણને બતાવીને કહેતાં કે, " જુઓને બ્હેન ! છોકરાનું મ્હોં જાણે એના બાપનાજ જેવું છે. "

પડોશીઓ જોઇને બોલતા બંધ થઈ જતા હતા. છોકરાનું મ્હોં તેમને ત્યાં નામું લખનાર રતનચંદના જેવું લાગતું હતું. રતનચંદની

ઉમ્મર બાવિશ કે ત્રેવિશ વર્ષની હતી, તે બાલ્યાવસ્થાથીજ તેમના ઘરનું નામુંઠામું લખતો હતો, અને નિરાધાર હોવાથી તેમને ત્યાંજ પડી રહેતો હતો.

એક બે પડોશીઓએ આ વાત શીવકોર ડોશીને મ્હોં ઉપર પણ કહી સંભળાવી હતી. પ્રથમ તો ડોશી સિંહણની માફક ગર્જના કરી ઉઠવા લાગ્યાં પરંતુ જ્યારે તેમને પોતાને પણ માલૂમ પડયું કે, રતનચંદનું મ્હોં મ્હોટું છે, અને છોકરાનું મ્હોં ન્હાનું છે, બાકી બન્ને એક બીજાને આબેહુબ મળતાં આવે છે, ત્યારે તેમણે એક બીજી યુક્તિ શોધી કાઢી; પરંતુ અલ્પ દિવસમાં છોકરો પોતેજ આ સઘળી ગડબડનો અંત લાવ્યો; તે એના આવા અપવિત્ર દેહનો પરિત્યાગ કરીને પૃથ્વી પરથી પલાયન કરી ગયો.

ગુલાબ કુલીનને અર્પણ કરેલી કન્યા કુલીનમહિષી એ ગર્વથી એ અભિમાનથી જમીન પર પગ મૂકતી ન્હોતી. જગતમાં ધર્મ, અધર્મ, પૂણ્ય, પાપ, સુનીતિ, કુનીતિ વગેરે શું છે તે એ બિલકુલ જાણતી ન્હોતી ! ગુલાબની ધારણા એવી હતી કે, જેનો વિવાહ કુળવાન ઘરમાં થયો હોય તેના શરીરને કોઇ પણ પ્રકારનું પાપ સ્પર્શ કરી શકતું નથી. તેને અડકવાને યમનો પણ અધિકાર હોતો નથી. મૃત્યુ થયા પછી તે એકકે સપાટે વિષ્ણુરથમાં બેસીને વૈકુંઠમાં જવાની હતી, તેમ સાધારણ લોકોને પણ એજ પ્રમાણે સમજાવવાનો પ્રયત્ન કરતી હતી.

મનુષ્યના મનનો ગર્વજ મનુષ્યને અધઃપતનના રસ્તે લઈ જાય છે ! જગતમાં અનેક શત્રુઓ હોય છે, પરંતુ અહંકારના જેવો શત્રુ આ જગતમાં બીજો એક પણ નથી. અહંકાર ના આવે તો કશુંએ થતું નથી. ધનનો અહંકાર, રૂપનો અહંકાર, યૌવનનો અહંકાર, કુળનો અહંકાર, આદિ કોઈ પણ પ્રકારનો અહંકાર મનુષ્યને જલદી જલદી

નરકમાં લઇ જવાને ચૂકતો નથી. સેંકડો ઉપદેશો, સેંકડો સદ્ઉપદેશક પુસ્તકોનું અધ્યયન, સેંકડો આદર્શોથી પણ અહંકારીની રક્ષા થઇ શકતી નથી. ગુજરાતના બ્રાહ્મણોને આ કુલીન–અહંકારેજ અધઃપતનના રસ્તે ચડાવી દીધા છે. વંશપરંપરાથી જો કદાચ આ કુલીન–અહંકારે બ્રાહ્મણોના હૃદયમાં પ્રવેશ કર્યો ના હોત તો આજે "બ્રાહ્મણ" જ્ઞાતિ ધરાવતા આવા નિર્જીવ અધાર્મિક જીવો ઉત્પન્ન થાતજ નહિ.

કુલીનતાના અહંકારમાં અંધ થયા ના હોત તો વેણીશંકર ત્રીવેદી અને તેમની પુત્રી ગુલાબના ચરિત્રનું અધઃપતન થાત નહિ.



ખંડ પહેલો સમાપ્ત.

# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

## ભાગ ૧-૨.

સાત્વિક, શુદ્ધ અને નિર્દોષ ભાવનાઓથી ભરેલા હૃદયવાળો પવિત્ર પુરૂષ જ્યારે મોહરાજની માયાજાળમાં સપડાય છે, ત્યારે ઉત્તરોત્તર તે કેટલો બધો ક્રૂર, સ્વાર્થી, થઇ જાય છે, કાર્ય કરતી વખતે તેને સારાસારનું ભાન-જ્ઞાન છતાં લાચારીથી તેને કેવાં ક્રૂર કર્મો કરવાં પડે છે, તે દુનિયાની નજરે મહા સુખી ગણાતો હોવા છતાં પણ અંતરથી કેટલો બધો દુ:ખી હોય છે, વિગેરે બાબતો દર્શાવનાર ચૈતન્યદેવ, અને માયાવી આ બે પાત્રો આ નવલકથાના સંસાર-શેત્રંજના પટ ઉપર કેવા કેવા દાવ-પેચ રમે છે, માયાવી કાર્યનું ફળ દર્શાવી ચૈતન્યને તે ન કરવા કહે છે, છતાં તે માયાજાળમાં સપડાઈ તેની પાસે ક્રૂર કર્મો કરાવે છે, પોતે ઉત્તરોત્તર નરક પ્રત્યે ચાલ્યો જાય છે અને આખરે પોતાની કરણી પ્રમાણે ફળ પામે છે, તેનો સાક્ષાત્ ચિતાર આ નવલકથામાં છે. પાકા સોનેરી પુંઠા સાથે દરેક ભાગની કીંમત માત્ર રૂ. ૧-૮-૦ પોષ્ટેજ જુદું.

# કર્મ-બન્ધન.

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफल सयोगं स्वभावस्तु प्रवर्तते ॥
ना दत्ते कस्यचित् पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥

ખંડ બીજો.

## પ્રકરણ ૧ લું.



### લગ્ન પ્રસંગ.

વેણીશંકર મહાશયના જ્ઞાતિભાઇ નવલશંકર જાનીના પુત્રનું લગ્ન હતું. નવલશંકરે પુત્રના લગ્નમાં ભારે પહેરામણી લીધી હતી, તે પહેરામણીના રૂપિઆને ઘરમાં રાખવાનો વિચાર ન્હોતો કારણકે, તેમને પૈસાની કંઈ ખોટ ન્હોતી. તેમણે પોતાની વૃદ્ધાવસ્થા સુધી નોકરી કરીને ઘણા પૈસા એકઠા કર્યા હતા, તેમ બાપદાદાની મિલકત પણ હતી. તેથી પુત્રના લગ્નની પહેરામણીમાં જે પાંચસો રૂપિઆ આવવાના હતા, તે તેઓ ઘરમાં રાખવા માગતા ન્હોતા. તેમણે પડોશનાં પાંચ માણસો તથા વેણીશંકરને બોલાવીને પાંચસો રૂપિઆ વાપરતાં પણ યશ મળે—લોકોમાં વાહવાહ કહેવાય તેવો બંદોબસ્ત કરવાનો આગ્રહ કર્યો. સર્વે જણાએ મળીને ખરચનો અંદાજ કહાડી લગ્નની તૈયારીઓ કરી દીધી.

નવલશંકર જાનીનો પુત્ર નવનિત મુંબાઈની વિલસન કૅાલેજમાં બી. એ. નો અભ્યાસ કરતો હતો. તેની ધીરજ અને ઉદારતા માટે તે આખા ગામમાં પ્રખ્યાત હતો.

લગ્નને આગલે દિવસે નવનિત તેની કૉલેજના એક સંસ્કૃત પ્રૉફેસરને સાથે લઇને ઘેર આવી પહોંચ્યો. પોતાના અભ્યાસમાં ખલેલ પહોંચશે 'એમ ધારી તે અગાઉથી ઘેર આવ્યો ન્હોતો. નવનિત ઘેર આવી પહોંચ્યો કે તરત ગોત્રજ વગેરેનાં આનંદી વાજાંઓ વાગી ઉઠયાં.

પુત્રના લગ્ન પ્રસંગે નવલશંકરે તેમનાં તમામ બ્હારગામનાં સગાં

સ્નેહીઓને કંકોત્રીઓ લખી દીધી હતી; તેમ સ્થાનિક સગાંવ્હાલાંઓને પણ આમંત્રણ કરીને પોતાને ત્યાં તેડી લાવ્યા હતા. બારણા આગળ નોબતખાનું બેસાડી દીધું હતું. નોબતખાનાવાળાઓ 'તક તક ધીન' 'તક તક ધીન' નો અવાજ કરી ગામના લોકોને નવલશંકરને ત્યાંના માંગલિક પ્રસંગની સ્મૃતિ કરાવી રહ્યા હતા. શરણાઈવાળાઓ મ્હોંડે શરણાઇ લગાડીને નીચી દૃષ્ટિએ એકાદ ગઝલ યા તો કવ્વાલીનો સૂર લલકારી રહ્યા હતા.

મકાનની અંદર સેંકડો સ્ત્રીઓની ઠઠ જામેલી હતી; યુવતી, વૃદ્ધા, બાલિકા, પ્રૌઢા વગેરે અનેક સ્ત્રીઓ એકત્ર મળીને સ્મિતમૂખે પીઠી ચોળવાનો સમારંભ કરતી હતી.

નવનિત આવીને એક બાજોઠ ઉપર ઉભો રહ્યો કે તરત તેની નિપૂણ દાદીમા એક પુરોહિતની માફક પાસે ઉભી રહીને ગંભીર મૂખે જે જે કાર્યો કરવાનાં હતાં તેને લગતી સલાહ આપવા લાગી. આજ્ઞાધીન યજમાનની માફક અન્ય સ્ત્રીઓ તેમની આજ્ઞા પાલન કરી, સુચવેલું કાર્ય સંપાદન કરવા લાગી.

નવનિતની દાદીમા નવનિતની પાસેજ ઉભી રહેલી હતી. તેણે અન્ય સ્ત્રીઓને કહ્યું કે-" અરે તમે હસવા-ખેલવામાંજ મશગુલ થયાં છો, નવનિત આવીને કયારનો ઉભો થઇ રહ્યો છે ને કેમ કોઇ અહિ આવતું નથી ? કોઇ આવીને પીઠીનો વિધિ તો કરો ! હજી રામણ-દીવાનું પણ કાંઈ ઠેકાણું નથી. કોઈ સૌભાગ્યવતી સ્ત્રી આવીને પીઠીના બે છાંટા નાંખી જાય તો બિચારો જલદીથી ન્હાઇ લે. તમે વાતો કરવામાં રોકાયાં છો અને અહિંયાં તેને નાહક ખોટી થવું પડે છે.

નવનિતની દાદીમાના આદેશ તરફ કોઇએ લક્ષ્ય આપ્યું નહિ. વૃદ્ધાઓનું એક ટોળું દૂર બેસીને પોતપોતાના પુત્ર, પૌત્ર, દુહિતા દૌહિત્ર તથા તેમની પત્નીઓ અને આર્થિક અવસ્થા, કાર્યની વ્યવસ્થા

તેમજ રૂપ, ગુણ અને વિષય વૈભવની તથા વિષય કાર્યાદિની આલોચના કરવામાં રોકાયું હતું. પ્રૌઢાઓ પોતપોતાનાં શિશુ સંતાનો સંબંધી વાતો કરવામાં મશગુલ થઇ ગઇ હતી. યુવતીઓ પૈકી ઘણીખરી પોતપોતાના ગૃહસંસારની વાતો કરવામાં, કોઈ કોઇ રાંધવાની વાતોમાં, કોઇ કોઈ ભૂતકાળમાં થયેલાં પોતાનાં લગ્ન સમયની સ્મૃતિ તાજી કરી તેને લગતી બાબતો ઉપર ચર્ચા કરવામાં રોકાઇ ગઇ હતી. તેથી કોઇએ નવનિતની દાદીમાના આદેશ તરફ બિલકુલ ધ્યાન આપ્યું ન્હોતું.

કિશોરી એક સફેદ વસ્ત્ર પહેરીને દૂર ઉભી રહી હતી. નવનિતની દાદીમા "પીડીની વિધિ" "પીડીની વિધિ" કહીને ચિતકાર કરી રહી હતી છતાં કોઇ સાંભળતું ન્હોતું તેથી કિશોરીએ ત્વરિત ગતિથી નવનિતની પાસે આવી પીડીના પાત્રમાંથી એક આંગળી ભરી બે ચાર છાંટા નવનિતના ઉપર નાંખ્યા.

કિશોરી વિધવા હતી, વિધવાથી પીડીની વિધિ થઇ શકે નહિ તેથી તેના આ કાર્ય માટે સર્વે સ્ત્રીઓ કોલાહલ કરી ઉઠી. નવનિતની માસી ચિતકાર કરીને ભગવાનનું નામ દેવા લાગી તેમ આ દૈવ દુર્યોગમાંથી નવનિતની રક્ષા કરવા માટે તેની ઉપરા ઉપરી પ્રાર્થના કરવા લાગી. નવનિતની દાદીમાએ મ્હોં ચડાવી, વિરક્ત ભાવે કિશોરીને કહ્યું:—"ત્હને કોણે ડાહાપણ કરવાનું કહ્યું હતું ? તું હવે ન્હાની છે, સમજતી નથી ? આટલી અક્કલ પહોંચતી નથી ? જા એક બાજુએ જઇને બેસી જા"

કિશોરી સ્તબ્ધ બની ગઈ; તેની આંખ્યો લાલચોળ થઇ ગઈ; તેને ઘણો પસ્તાવો થયો, તેણે મનમાં વિચાર કર્યો કે, "મ્હારે શા માટે ડાહાપણ કરીને આવું કરવું જોઇએ ? કોઇને અનિષ્ટ થવાનો વ્હેમ આવે એવું મ્હારે શા માટે કરવું જોઇએ ? હાય ! હું વિધવા

છું, વિધવા થયા પછી આવું કાર્ય કરવાનો મ્હને બિલકુલ અધિકાર નથી, મ્હને આ શું સુઝયું ?" તેનું સમસ્ત શરીર ધ્રુજવા લાગ્યું.

કિશોરીની સાસુ તે વખતે પાસે બેઠેલા એક ટોળામાં બેસીને વાતો કરી રહી હતી. તે આ વાત સાંભળીને ધીમે ધીમે ત્યાં આગળ આવી પહોંચી. કિશોરીને જડસડ જેવી ઉભી રહેલી જોઇને તેને ઘણો ગુસ્સો ચડયો: પરંતુ તરત તેણે તેને દશ વાતો સંભળાવીને પોતાના ગુસ્સાને શાન્ત કર્યો. કિશોરીની સાસુના અવાજ સાથે અનેક જણીઓએ પોતપોતાનો અવાજ મેળવ્યો. અનેક જણીઓ કિશોરીને લાજ વગરની દુષ્ટા વગેરે વિશેષણો લગાડીને હેરાન કરવા લાગી. કુળવાન પતિની ગર્વિતા પત્ની ગુલાબે પણ આવીને એ સમયે કિશોરીની મશ્કરી કરી સારી રીતે મ્હેણાં માર્યાં.

સ્ત્રીઓની કઠોરતા અને હૃદયહીનતાથી નવનિતનું હૃદય દુભાયું. કિશોરીની તે વખતની સ્થિતિ જોઇ તેને ઘણુંજ લાગી આવ્યું. નક્ષત્રભૂષણ ખસતાં ઉષાના અવયવો ઉપર કરાળ મેઘની છાયા પડતાં આપણા હૃદયમાં જેમ એક પ્રકારનો દારૂણ આવિર્ભાવ થાય છે, તેજ પ્રમાણે કિશોરીની તે વખતની સ્થિતિ જોઇને નવનિતનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. નવનિતને જો કે ઘણું લાગી આવ્યું તોપણ તે મ્હોં ફાડીને એક શબ્દ પણ બોલી શકયો નહિ. કારણકે જેઓએ કિશોરીનું હૃદય દુભાવ્યું હતું તેઓ સઘળાં તેનાં સગાં થતાં હતાં.

એવામાં નવનિતની કાકી ત્યાં આગળ આવી પહોંચી. તેણે શાન્ત સ્વરે કહ્યું:—" તમે બધાં કેમ એ અભાગિનીનો તિરસ્કાર કરો છો ? એ બિચારી સમજતી નથી. જો સમજતી હોય તો એવું કરે ખરી કે ?"

એટલામાં બીજી એકજાણી બોલી ઉઠી કે:—" ના, એ તો હજી ન્હાની બાલિકા ખરીને તે બિચારી કયાંથી સમજે ?"

નવનિતની કાકીએ કહ્યું:—" આહા ! બાલિકા નહિ તો બીજું શું ? ભગવાને તેને રંડાપો આપ્યો છે—નહિ તો આજે એજ આ સઘળા કાર્યની કરતી કારવતી હોત. એ નવનિતના મ્હોટા ભાઇની સ્રી છે. તેનો સ્વભાવ ગરીબ ગાય જેવો છે. હશે જે થયું તે ખરૂં. પીઠીની વિધિ ફરીથી કરો."

એવામાં નવનિતે કહ્યું:—હવે ફરીથી વિધિ કરવાની કંઈ જરૂર નથી. એ મ્હને શુભાશિર્વાદ મળી ચુકેલો છે.

પરંતુ નવનિતની દાદીમાના હૃદયમાં અશુભની આશંકા રહી જવાથી તેમણે ફરીથી વિધિ કરવાનો આદેશ કર્યો. તે અશુભનો વિનાશ કરવાની ઇચ્છાથી કુલીન કામિની ગુલાબ ઉપર ફરીથી વિધિ કરવાનો ભાર અર્પણ કરવામાં આવ્યો.

નવનિતના મસ્તક ઉપર પ્રથમ ગુલાબે પીઠીના છાંટા નાંખ્યા. ત્યાર પછી અન્યાન્ય સ્રીઓ પણ ગીત ગાતી ગાતી પીઠી ચોળવામાં તત્પર થઇ. અભિમાનિની ગુલાબના હર્ષનો કંઇ પાર રહ્યો ન્હોતો. તેણે કિશોરીની નજીક આવીને તેને દૂર જઇને બેસવાનું કહ્યું. બિચારી કિશોરીની મનોવેદના માત્ર નવનિત સિવાય કોઇ પણ કળી શકયું ન્હોતું.



## પ્રકરણ ૨ જું.



### બ્રહ્મચર્યાભ્યાસ.

નવનિત દુ:ખિત અંત:કરણે બ્હાર આવ્યો. ત્યાં આગળ તેની કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર તથા બીજા કેટલાએક સભ્ય ગૃહસ્થો બિરાજેલા હતા. તેઓ અનેક પ્રકારની ચર્ચા ચલાવી રહ્યા હતા. નવનિત ત્યાં આગળ જઇને બેઠો અને અશ્રુપૂર્ણ નેત્રે પ્રોફેસર સાહેબના મ્હોં સ્હામે જોઇને કહ્યું:—" સાહેબ ! સ્વર્ગીય વિદ્યાસાગર

મહાશય ખરેખર દયાના સાગર હતા, તેમનું હૃદય વાસ્તવિક રીતે હિંદુ વિધવાઓના દુઃખથી દ્રવીભૂત થયું હતું. તેમણે હિંદુઓનાં મહાપાતકોનું નિવારણ કરવાને માટે વિધવા-વિવાહની જે અત્યંત ચેષ્ટા કરી હતી તે વાસ્તવિક હતી; પરંતુ આપણા દેશનું દુર્ભાગ્ય માનો કે તેમની એ દૈવી ઇચ્છાને અનુકુળતા મળી નહિ. મ્હારે એટલું તો કહેવુંજ પડશે કે કોઇ દૃઢ મનવાળો પુરૂષ પણ હિન્દુ વિધવાઓનું દુઃખ જોઇ આંખ્યોનાં અશ્રુઓને અટકાવી શકશે નહિ. આ પાપમાંથી આપણો દેશ મુક્ત નહિ થાય, સાહેબ !"

પ્રોફેસર સાહેબ નવનિતના મ્હોં સ્હામે જોઇને સમજી શક્યા કે તેણે કોઇ વિધવાના દુઃખથી વિગળિત થઇને ઉપલો સવાલ પૂછ્યો હતો.

તેમણે તપકિરની એક ચપટીને નાકમાં ખેંચીને કહ્યું:-" નવનિત ! ત્હેં "Max Muller" વગેરે વિદેશી પંડિતોના ગ્રંથોમાં વાંચ્યું છે કે, હિન્દુ વિધવાઓને અત્યંત દુઃખ પડે છે, તેથીજ મ્હને લાગે છે કે તું આમ કહેતો હઇશ ? પરંતુ વાસ્તવિક રીતે જોવા જતાં હિન્દુ વિધવાઓને બિલકુલ દુઃખ નથી."

" ના મહાશય, હું વિદેશી પંડિતોના લેખને અનુસરીને કંઇ પણ કહેતો નથી. મ્હેં આજે જે ઘટના નજરોનજર જોઈ છે તેથી પત્થર પણ પીગળી જાય."

" શી ઘટના જોઇ છે ?"

" અમારી જ્ઞાતિની એક બાલિકા વિધવા છે. રૂપ અને ગુણમાં તે સાક્ષાત્ લક્ષ્મી સમાન છે, પવિત્રતામાં ગાયત્રી સમાન છે. તેણે અણસમજણમાં મ્હારા શરીર ઉપર પીઠીના બે ચાર છાંટા નાંખ્યા એટલા માટે તેને જાણે કેવી કરી નાંખી કે કંઇ કહેવાનીજ વાત નહિ. તે વખતનો દેખાવ જોઇ પત્થર હોય તે પણ પીગળી જાય.

અને તેજ સમયે વિચાર આવ્યો કે સ્વર્ગીય મહાશય વિદ્યાસાગરે વિધવા-વિવાહ માટે જે જે પ્રયત્નો આદર્યા હતા, તે યથાર્થ છે, તેમ તેમનો તે સાધુ ઉદ્દેશ જો સફળ થયો હોત તો હિન્દુ વિધવાઓના દિર્ઘ નિશ્વાસોનો અભિશાપ અત્યારસુધીમાં ક્યારનોયે દૂર થયો હોત."

"વિદ્યાસાગર મહાશય પરમ પંડિત હતા ખરા, પરંતુ તેઓ પારલૌકિક-તત્ત્વ ઉપર અધિક વિશ્વાસી ન્હોતા, તેથીજ હિન્દુ વિધવાઓનો પુનર્વિવાહનો રિવાજ પ્રચલિત કરવા માટે પ્રયત્નો કરી રહ્યા હતા."

"ભૂલ ! ભૂલ ! તમારી પણ ભૂલ છે. વિદ્યાસાગર મહાશયનું જીવનવૃત્તાંત વાંચતાં સ્પષ્ટ સમજી શકાય છે કે, તેઓ ઇશ્વરને, કર્મફળને, પરલોકને તેમજ પરલોકગત આત્માને માનતા હતા."

"પરંતુ તે તો એમની પાછલી જીંદગીમાં-તેમના જીવનની શરૂઆતથીજ જો તેમનો એ સઘળા ઉપર દઢ વિશ્વાસ હોત, તો તેઓ કદાપિ વિધવા-વિવાહ માટે એટલા બધા પ્રયત્નો કરતજ નહિ, તોપણ મ્હારે એટલું તો જણાવવુંજ પડશે કે, તેમનું હૃદય દયા અને માયાની લાગણીઓથી પરિપૂર્ણ હતું. હિન્દુ વિધવાઓનું દુઃખ અને દુર્દશા દેખી તેમના હૃદયમાં સખ્ત આઘાત થયો હતો, અને એજ આઘાતથી તેમનો વાસ્તવિક સ્નેહ અને કરૂણા વિધવાઓના આશિર્વાદ સ્વરૂપે વૃદ્ધિગત થયાં હતાં. પરંતુ તેઓ વિધવાઓનું વ્રત શું છે, તેમાં શો ઉદ્દેશ સમાયલો છે, મનુષ્ય જીવનનું આદર્શ શું છે એ સઘળાં આત્મિક તત્વોનો ગંભીર ભાવ સમજી શક્યા ન્હોતા તેથીજ તેઓ એટલા બધા દુઃખિત થયા હતા તેમ તું પણ એ સઘળું જાણતો નથી-સમજતો નથી તેથીજ દુઃખી થાય છે."

"વારૂ ત્યારે આપ જણાવશો કે, એ આત્મિક તત્ત્વોનો ગંભીર ભાવ કેવો છે ?"

"તે એક વાતમાં સમજાવી શકાય તેવો વિષય નથી."

"પરંતુ આપ આવું અદ્દભુત રહસ્ય સમજાવીને પાછળથી નિરાશ કરો છો તે નહિ ચાલે. મ્હને પહેલાં એ સમજાવો કે વિધવા-વિવાહ ઉચિત કેમ નથી ?"

"માત્ર વિધવાના દુઃખથી દુઃખિત થઇને, વિદ્યાસાગર મહાશયે જે "વિધવા-વિવાહ" નામનું પુસ્તક રચ્યું છે, તે ભ્રમ અને પ્રમાદથી પરિપૂર્ણ અને અશાસ્ત્રીય છે, ઘણું ખરૂં "વિધવા-વિવાહ પ્રતિબંધ" નામના ગ્રંથમાં એ વિષય ઘણી સારી રીતે આલેખવામાં આવેલો છે."

"હા, તે પુસ્તક પણ મ્હેં વાંચ્યું છે."

"તો પછી તું જાણતોજ હોવો જોઇએ કે, વિધવા-વિવાહનો શાસ્ત્રાનુસારે નિષેધ કરવામાં આવેલો છે."

"હા, એ પુસ્તક એ પ્રમાણે લખેલું છે ખરૂં પરંતુ મ્હારો સંદેહ દૂર થતો નથી."

"મ્હેં ત્હને પહેલેથીજ કહ્યું છે કે, જેઓ માનવ જીવનના ઉદ્દેશ-બોધથી વંચિત છે, તેઓ વૈધવ્યવૃત્તના ઉદ્દેશને સમજી શકતા નથી."

"વારૂ, ત્યારે આપ જણાવશો કે, માનવ જીવનનો ઉદ્દેશ શો છે?"

"એ ઉદ્દેશ ચૈતન્યમય આત્માને જડના હાથમાંથી ઉદ્ધાર કરવાનો છે."

"એ ઉદ્ધાર શાથી થાય છે ?"

"યોગબળના અભ્યાસથી થાય છે. યોગ સાધનાનું મુખ્ય અંગ બ્રહ્મચર્ય છે. અને હિન્દુ વિધવાઓને માટે તે બ્રહ્મચર્યની સાધના શ્રેષ્ટ છે."

"હા, એ ખરૂં; પરંતુ બ્રહ્મચર્યની કઠોર સાધના કરવાની શક્તિ શું દરેક જણમાં હોય છે ?"

"અભ્યાસ કરે તો અવશ્ય કરીને પ્રાપ્ત થાય. મદ્યના લોભનો ત્યાગ કરી શકાતો નથી, એમ ધારી શું સમસ્ત પુત્રોને દારૂના પીઠામાં મોકલી દેવા એ પિતાનું કર્તવ્ય કહેવાય કે ?"

"ગમે તેમ હોય; પરંતુ વિધવાઓના ઉપર પુરૂષોએ આવો જુલમ ગુજારવો અને કઠોર શિક્ષાઓ કરાવવી એ મતને હું બિલકુલ અનુસરી શકતો નથી."

"એમાં કઠોર શિક્ષાઓની વાત કયાં આવી ?"

"કેમ નહિ ? વિધવા જો બ્રહ્મચારિણી હોય તો તે કદાપિ અપવિત્ર કહેવાય નહિ છતાં શુભ વસ્તુઓને તેમનો સ્પર્શ થતાં તે કેમ અપવિત્ર અને અશુભ થઈ જતી હશે ?"

"ભાઈ ! એમાં પણ એક પ્રકારનું ઉંડું રહસ્ય સમાયલું છે. હું તને એ પૂછું છું કે, વિધવાઓને દેવતાઓના ભોગ ધરાવતાં, પૂજાની સામગ્રીને સ્પર્શ કરતાં કદાપિ દોષિત ઠરાવી અલગ રાખવામાં આવી હોય એવું ત્હેં સાંભળ્યું છે ?"

"ના, એવું તો મ્હેં સાંભળ્યું નથી. ઉલટું એવા સ્થળોએ તો મ્હેં વિધવાઓનો અધિકાર અન્ય માણસો કરતાં અધિક પ્રમાણમાં જોયો છે."

"હવે તુંજ વિચાર કરી જો કે ધર્મના કાર્ય કરતાં લગ્નનું કાર્ય શ્રેષ્ઠ નહિ હોવા છતાં તેમને કેમ એવાં કાર્યોમાં ભાગ લેવા દેવામાં આવતો નહિ હોય ? એનું ખરૂં કારણ એજ છે કે વિવાહ વગેરે કાર્યોમાં પ્રવૃત્તિનો ઉચ્છ્વાસ હોય છે—બાહ્ય કાર્યો અધિક હોય છે. તેથી એવે સ્થળે વિધવાઓને—બ્રહ્મચારિણીઓને દૂર રાખવાની એક પ્રકારની એ યુક્તિ છે. તેઓ હૃદયની વૃત્તિઓના ઉત્તેજનામય વ્યાપારમાં યોગદાન ના કરે, તેટલા માટેજ એ સઘળી વ્યવસ્થાઓ કરવામાં આવેલી છે. અભ્યાસ યોગ બહુ કઠિન છે, અભ્યાસના માર્ગમાંથી

વિચ્યુત થતાં વિશેષ સમય લાગતો નથી."

"એ ખરૂં; પરંતુ એ વ્યવસ્થા અત્યંત કઠોર છે. બાલિકાઓના કોમળ હૃદયોમાં એથી સખ્ત આઘાત થાય છે."

"ભાઇ! મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ કરનાર બ્રહ્મચર્યનો અભ્યાસ કરાવવામાં કઠોરતાની ખાસ કરીને આવશ્યકતા રહે છે. સામાન્ય વિદ્યાભ્યાસ કરાવવા માટે જે માતાપિતાઓ પોતાના પુત્ર કે પુત્રી ઉપર કઠોરતા કરતાં નથી, તેમનાં સંતાનો શિક્ષાના સંબંધથી સંપૂર્ણ રીતે અજ્ઞાત રહી જાય છે, તો પછી આ તો બ્રહ્મચર્યનો અભ્યાસ છે, તેમાં કઠોર થયા સિવાય ચાલે ખરૂં કે?"

"ત્યારે તમારો મત એવોજ છે કે, વિધવાઓને માટે આ સઘળી કઠોર શિક્ષાઓ લાભદાયી છે?"

"હા, અવશ્ય કરીને લાભદાયી છે."

"પરંતુ અનેક જણાઓનું અનુમાન એવું છે કે હિન્દુ વિધવાઓ આવી કઠોર શિક્ષાઓ સહન નહિ કરી શકવાથીજ કુમાર્ગે અગ્રેસર થાય છે."

પ્રોફેસર સાહેબે હસતાં હસતાં કહ્યું:—"એ સઘળાં દુર્બળ હૃદયનાં મનુષ્યોનો માત્ર વાર્તાલાપ છે, બીજું કંઇ નહિ. એમને ક્યાં ખબર છે કે, કઠોરતાથી તો અભ્યાસની દૃઢતા થાય છે. અને અભ્યાસથી મનુષ્ય સઘળાં કાર્યો સંપાદન કરી શકે છે. અરે મનુષ્ય તો શું, પરંતુ જંગલનાં પક્ષીઓ પણ અભ્યાસથીજ "અચરે અચરે રામ" બોલી શકે છે.



## પ્રકરણું ૩ જું.

### ગુલાબનો ગુપ્ત પ્રણય !

ગુલાબના પીઠી ચોળવાના શુભાશિર્વાદે કરીને નવનિતના વિવાહનું કાર્ય પૂર્ણ થઇ ગયું;—ત્યારપછી વર્ષચક્રમાંથી વસંત, ગ્રીષ્મ અને વર્ષા ઋતુઓ પસાર થઇ ને શરદઋતુના પ્રથમ દશ્યે દેખાવ દીધો. પ્રકૃતિ રૂપી થાયેટરમાં ભાદ્રમાસના ગંભીર ભાવનો 'સીન' રજુ થયો.

નવનિતરાયના લગ્નમાં સુયોગ અને સફળતા મળવાથી ગુલાબે કિશોરીને બતાવી આપ્યું હતું કે, માનવ સમાજમાં પોતે કેટલું ઉંચું પદ ધરાવે છે. શુભ કાર્યમાં પોતે કેટલી બધી પૂજનીય થઇ પડી હતી, પોતાના સ્પર્શથી લાકડાની હોડી સોનાની થઈ જાય છે, શ્રાપ પામેલો નિર્જીવ પત્થર પણ મનુષ્ય થઇ જાય છે; જ્યારે કિશોરીનો સ્પર્શ કેવો કઠોર અને પાપ—તાપથી પરિપૂર્ણ છે. જાણે દેવતાઓનો શ્રાપ પણ એના સ્પર્શ જેટલો ભયંકર નહિ હોય. ગુલાબ એજ સમયથી કિશોરીને એક નરકના કીડા સમાન માની પગતળે દબાવતી આવી હતી. અહંકારી દશ્યરૂપી પગતળે તેણે કિશોરીને કચરી નાંખી હતી. હતભાગિની વિધવા કિશોરી આ સઘળું મૂંગે મ્હોંએ સહન કરી લેતી હતી.

ભાદ્રમાસનો વરસાદ જગતમાં પોતાનું સ્વરૂપ બતાવી રહ્યો હતો. વચ્ચે વચ્ચે વિજળીઓનો ચમકાર થઇ રહ્યો હતો. નીચું મ્હોં કરી રહેલી વૃક્ષની ડાળીઓની પાંદડાંરૂપી આંખોમાંથી 'ઝરઝર' કરતાં અશ્રુબિંદુઓ ટપકી રહ્યાં હતાં.

એવા સમયે રૂમનાં દ્વાર બંધ કરીને કિશોરી એક સાદડી ઉપર

બેઠી બેઠી વિચાર કરી રહી હતી કે, મનુષ્ય જગતમાં કેમ આવતું હશે, કેમ જતું રહેતું હશે, ગયા પછી પાછું કેમ નહિ આવી શકતું હોય ? મનુષ્ય કોણ હોય છે ? એક મનુષ્યનો બીજા મનુષ્ય સાથે શો સંબંધ હોય છે ? એક જણના અભાવે બીજાનો સર્વનાશ શામાટે થતો હશે ? એક જણના ચાલ્યા જવાથી સેંકડો જણાઓનાં હૃદયો કેમ દુઃખિત્ થતાં હશે ? એકનો બીજા સાથે સંબંધ શો ? જો એક જણ ના હોય તો તેના સિવાય બીજાને ચાલે નહિ, તેમ એક જણના અભાવે જ્યારે બીજાનું હૃદય શૂન્ય અને ઉદાસ થઇ જાય છે ત્યારે તે તેની તરફ પાછું વળીને જોતો કેમ નહિ હોય ? મનુષ્ય મરી જતું હશે એટલે શું તેનો અંત આવી જતો હશે ? જો એમજ હોય તો તેના મોહન મધુર ભાવ હૃદયમાંથી કેમ વિસારી શકાતા નથી ? ફૂલ સુકાઈ જાય છે, પણ સુવાસ કેમ રાખી જતું હશે ? સુવાસ તો ફૂલનું જીવન છે. જો એમજ હોય તો, મ્હારા આટલા આટલા દુઃખે-આટલા બધા આકુળ-આહ્‌વાને તેઓ કેમ એક વખત પણ આવીને મ્હને દર્શન દેતા નથી ? મ્હને લાગે છે કે, મ્હારી બૂમો તેઓ સાંભળી શકતા નહિ હોય. પરંતુ એવી તે કેવી બૂમો મારૂં કે, તેઓ સાંભળી શકે ? એવી રીતે હું બૂમો મારી શકતી નથી. એમને શી રીતે બોલા-વાય ? કોણ શિખવાડે કે બૂમ કેવી રીતે પડાય.

અવિશ્રાન્ત વરસાદથી ભીંજાયલી ધરણીની નિર્જન રાત્રે રૂમનાં બારણાં વાસી વિધવા હિન્દુવધૂ આ પ્રમાણેનો વિચાર કરી રહી હતી. મકાનના છાપરાપરથી નળીઆં વાટે વરસાદનું પાણી જમીન ઉપર પડીને એક પ્રકારનો 'ટપ' 'ટપ' કરતો અવાજ કરી રહ્યું હતું. વર-સાદપ્રિય દેડકાંઓ ભીંજાતાં ભીંજાતાં એક પ્રકારનો આલાપ કરી રહ્યાં હતાં. તેમ વ્યથિતહૃદયા કિશોરીના અંતઃકરણમાં ઉપરથી કઠિન સમસ્યાઓના ભાવો ઉદય પામીને તેને આકુળ-વ્યાકુળ કરી રહ્યા

હતા. તેવામાં તેની પાસેની રૂમની પાછલી બારી ઉઘડવાનો અવાજ થયો. એ અવાજથી કિશોરીની વિચારમાળા તૂટી ગઈ. તેણે તરતજ ઉઠીને અર્ધ ખુલ્લી બારી વાટે બ્હાર નજર કરી અને તેણે જે દસ્ય જોયું તેથી તેનું સમસ્ત શરીર કંપી ઉઠયું.

કિશોરીએ જોયું તો, વરસતા વરસાદમાં મધ્ય રાત્રે એક પુરૂષ જોડેની રૂમની ખુલ્લી બારી નીચે ઉભો ઉભો ભીંજાતો હતો. પાઠક! આ રૂમ ગુલાબના શયનગૃહ તરીકે વપરાતો હતો. બારી ઉઘડી કે તરત તે પુરૂષે પછીતેથી ચડીને તે રૂમમાં પ્રવેશ કર્યો, અને બારી બંધ થઇ ગઇ.

આ બનાવ જોઇને કિશોરીનું હૃદય કંપી ઉઠયું. તેણે મનમાં વિચાર કર્યો કે, બ્રાહ્મણના મકાનમાં—ગૃહસ્થના મકાનમાં આ શો ગજબ! આ કેવો પાપાચાર! કિશોરીએ લોકોને મ્હોંડેથી ગુલાબની ચાલ ચલગત સંબંધી અત્યારસુધીમાં અનેક વાતો સાંભળી હતી; પરંતુ એ વાતો ઉપર કોઇ વખત તેને વિશ્વાસ આવતો, તો કોઇ વખત ખોટી પણ માનતી હતી. આજે તેણે પોતાની નજરે આ દસ્ય જોયું તેથી હવે તેની ખાતરી થઇ કે, ગુલાબ કલંકિની તો છેજ. લોકોના મ્હોંઢેથી જે વાત સાંભળવામાં આવી હતી તે સત્ય છે. તેને વિચાર આવ્યો કે, જેના સંબંધમાં એવી વાતો સાંભળવામાં આવી હતી એ પુરૂષ કોણ હશે? આવું નીચ કાર્ય કરવાનું સાહસ શામાટે કરતો હશે? તેણે અત્યંત ધીમેથી પોતાની રૂમનું બારણું ઉઘાડીને દબાતે પગલે ગુલાબની રૂમના બારણા આગળ જઇ બંધ બારણાની ફાટમાંથી અંદર નજર કરી તો રૂમના મધ્ય સ્થળે આવેલા ટેબલ ઉપર પૂર તેજમાં ‘ટેબલ લેમ્પ’ સળગી રહ્યો હતો, અને એક બાજુના ખૂણામાં બિછાવેલા પલંગ ઉપર, અવ્યવસ્થિત વસ્ત્રે કોણી ઉપર માથું ટેકવીને ગુલાબ બેઠી હતી. તેના મ્હોં ઉપર સ્મિત હાસ્ય તરી આવેલું હતું

અને તેના ગળામાં હાથ નાંખી, રતનચંદ ગુમાસ્તો તેના સુકોમળ કપોળ પ્રદેશપર ચુંબન કરી રહ્યો હતો ! !

કિશોરી આ પાપી લીલાનું દ્રશ્ય વધારે વખત જોઇ શકી નહિ. તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. તેને આંખ્યે અંધારાં આવવા લાગ્યાં. તેણે વિચાર્યું કે, બ્રાહ્મણ થઇ-ગૃહસ્થની પુત્રી થઈ, એક નીચ નોકર જોડે પ્રણય કરવાનું આટલે સુધીનું સાહસ ! આ ! ! લોકો જ્યારે આ સંબંધીની ચર્ચા કરતાં હતાં ત્યારે હું એમ માનતી હતી કે, તેઓ મિથ્યા બોલે છે, પરંતુ આ શું ! મ્હારી પોતાની આંખ્યે હૂં આ શું જોઉં છું ! તેને ગુલાબ ઉપર અત્યંત તિરસ્કાર ઉપજ્યો. તે ધીમે ધીમે છૂપાતી છૂપાતી પોતાની રૂમમાં ચાલી આવી અને પૂર્વાનુવત્ અત્યંત સાવચેતીથી પોતાની રૂમનાં બારણાં બંધ કરી દીધાં.

તે વિચાર કરવા લાગી કે, હવે કરવું શું ? આ વાત મ્હારે મ્હારી સાસુને જણાવવી કે નહિ ? પરંતુ તેજ વખતે વળી પાછો તેને વિચાર આવ્યો કે, મ્હેં બહુ ખોટું કર્યું છે. હું એક બાળ વિધવા છું. કોઇની રૂમમાં શું થાય છે તે જોવાનું મ્હારાથી સાહસ થાયજ કેમ ? મ્હેં આ શું કર્યું ! તે કેટલીયે વાર સુધી હતાશ બનીને બેસી રહી. વળી પાછી થોડીવાર રહીને વિચાર કરવા લાગી કે, મ્હારે મ્હારી સાસુને શું કામ કહેવું જોઇએ ? ગુલાબ તેમની લાડકવાયી પુત્રી છે. તે એને કંઈ પણ નહિ કહે-મ્હારી વાત બિલકુલ માનશેજ નહિ. ઉપરાંત મ્હને હેરાન કરશે. શું તેઓ અત્યારસુધી આ સઘળી બાબતથી અજાણ હશે ? ના, ના, તેઓ જાણતાં તો નહિંજ હોય. પુત્રીના સેંકડો દોષો માફ થઇ શકે, પરંતુ આ દોષ કાંઇ માફ કરવા જેવો છે તે તેઓ આંખ આડા કાન કરતાં હશે ! નક્કી તેઓ આ સંબંધી કંઈ પણ જાણતાં હોવાં જોઇએ નહિ. હૂં જો તેમને નહિ કહું તો, આ પાપાચારીઓ કદાપિ પોતાના પાપમાંથી વિમુક્ત રહેવાનાં નથી, ઉપ-

રાંત તેમનું પાપ છૂપાવતાં તેમને જે પુષ્ટી મળશે તે બદલ મ્હને પાપ લાગશે. પાપ જોતાંજ તેના નિષેધનો ઉપાય કરવો ઘટે છે.

હજી પણ જો તેઓ જાણશે તો આ પાપીઓ કદાચ સાવધાન થઇ શકશે. અર્થાત્ પોતાના પાપ માર્ગમાંથી મુક્ત થઇ શકશે. ગુલાબનો સર્વનાશ થયો છે—પરંતુ મકાનનો સર્વનાશ થતો અટકી જશે. કદાચ તેઓ મ્હને હેરાન કરશે તો? ભલે કરે, હેરાનગતિનો ડર રાખી વાત છૂપાવવી એ બનેજ કેમ? તેઓ મ્હને શું કરવાનાં છે? વળી એમ પણ છે કે—

કિશોરી દુઃખિત્ અંતઃકરણે મનમાંને મનમાં બોલી કે, કદાચ આ પ્રમાણેની તેમની આવ જા કરતાં જો કોઇ જોઈ ગયું તો, મ્હારા ફૂટેલા નસીબે મ્હારેજ દોષિત ઠરવું પડશે.

છેવટે કિશોરીએ એવોજ નિશ્ચય કર્યો કે, આ વાત તેની સાસુને તો જણાવવીજ. એક વખત વિચાર કર્યો કે, સાસુ કરતાં સાસરાને કહેવાથી ઠીક પડશે, કેમકે તેઓ ન્યાયી છે. સાસુ કદાચ અન્યાયનો પક્ષ લઈ સ્હામી એચાર વાતો સંભળાવી દીધા વગર રહેશે નહિ. પરંતુ સસરાના મ્હોં આગળ આવી પાપી વાતની પ્રસ્તાવના કેમ કરીને થઈ શકે? છેવટે કિશોરીએ તેની સાસુનેજ કહેવાનું નક્કી કર્યું. એક વખત વિચાર થઈ આવ્યો કે, સાસુને હમણાંજ બોલાવી તેમને નજરો નજર બતાવું. પરંતુ એમ કરવું તેને ઉચિત લાગ્યું નહિ. તેનું શરીર થરથર ધ્રુજતું હતું.

વિચારમાં આખો દિવસ પસાર થઈ ગયા પછી છેવટે સાયંકાળે કિશોરીએ તેની સાસુને એકાંતમાં બોલાવી ગઇ રાતની સમસ્ત હકિકત વિવેકથી કહી સંભળાવી.

કાળી નાગણના પૂંછડે હાથ ફેરવતાં જેમ તે ફુંફાડી ઉઠે તેમ કિશોરીની સાસુ પણ તેની વાત સાંભળી ગર્જી ઉઠી. તેની આંખ્યો

લાલચોળ થઇ ગઇ. ભ્રમરો સંકોચાઇ ગઈ. તેણે કહ્યું:—"હેં, વહુ ! તું તે બ્રાહ્મણની છોકરી છે કે ભીલની !"

કિશોરી ચમકી ઉઠી. તેણે ધ્રુજતા અવાજે કહ્યું:–"કેમ બા ?"

"કેમ બા, જાણે કેટલી બધી ભલી છે. જે લફંગી હોય તે સતીપણાનો ડોળ ઘાલે છે. ત્હારી તાકાત શી કે તું આવી વાત મ્હારા મ્હોં આગળ કરે ? ત્હને શું બિલકુલ શરમ પણ ના આવી ? આ ઉપરથી તું બીજું શું ના કરી શકે ?"

કિશોરીએ મહા મહેનતે–અત્યંત સાહસ કરીને કહ્યું:–'શું હું ખોટું બોલું છું ?"

"વળી પાછી સતી થવા જાય છે કે, રાંડ હરામજાદી ! ત્હારૂં કંઇ ના ચાલ્યું એટલે મ્હારી છોકરીને કલંકિત કરી ? રાંડ વાઘરણ." એમ કહી તાનસેનની માફક પોતાના સ્વરના અગ્નિમાં પોતે બળી ઉતાવળાં તેમજ ગંભીર પગલે કિશોરીનાં સાસુજી ત્યાંથી ચાલી નીકળ્યાં. કિશોરી સ્તબ્ધ બનીને પોતાના નસીબનો વિચાર કરવા લાગી.

## પ્રકરણ ૪ થું.

### સસરાની તપાસ અને સાસુનો પક્ષપાત.

વેણીશંકર ત્રીવેદી દેવસેવામાં બેસીને રૂદ્રાક્ષની માળા ફેરવી રહ્યા હતા. શીવકોર ડોશી ત્યાં આગળ આવી પહોંચ્યાં.

વેણીશંકરે પાછળ નજર કરી અને પત્નીની રૂદ્રમૂર્તિ જોઈ હાથમાંની માળા હાથમાંજ રહેવા દઇને પૂછ્યું:–"શું છે ?"

"શું હોય વળી. આટલે વરસે તમારી વહુએ આપણા કુળને કલંક લગાડયું. હાય, હાય, હવે તો હું મરી જાઉં તો નિરાંત થાય."

વિસ્મયતાપૂર્ણ દૃષ્ટિથી પત્ની સ્હામે નજર કરી, હાથમાંથી માળાને

ખીલીપર ટંગાવી દઇને ત્રીવેદી મહાશયે પૂછ્યું:—" શું થયું છે, કહે ?"

" થાય શું વળી—ભિખારીની છોકરીને ઘરમાં લાવીને કલંક વહોર્યું !"

" કહે તો ખરી, સમજણ તો પાડ કે શું થયું છે ? મ્હારી ઉત્સુકતા વધી પડી છે."

" ના વધી પડે ! વિચાર કરવા જેવીજ વાત છે. આ શો ગજબ ? કુળને કલંક લગાડયું. શશિકાન્ત મ્હારો છોકરો ન્હોતો પણ કાળ હતો. એને લીધેજ આજે આપણા પવિત્ર કુળને કલંક લાગ્યું !"

" શું થયું છે ? કહે."

" શું કહું—મ્હારૂં કપાળ કહું."

" કહેવું નથી તો પછી અહિયાં શું કરવા મરવાને આવી છે? હવે તો હું મરી જાઉં એટલે નિરાંત થાય."

" તમે શું કરવાને મરો ! મ્હારૂં મોત થાય તો નિરાંત થાય. મુવા જમ પણ મ્હને લઈ જતા નથી."

" હશે, મરવાનું હશે તો ઘણુંએ મોત આવશે પરંતુ ત્હેં મ્હોટી વહુની શી વાત સાંભળી તે કહે. તેણે કેવી રીતે આપણા કુળને કલંક લગાડયું, તે જલદીથી કહે."

" કહેતાં કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી; એ તે શું કંઈ કહેવા જેવી વાત છે ?"

" ત્હારે વાત ના કહેવી હોય તો તું અહિંથી ચાલી જા, હવે મ્હારાથી ત્હારો આ કચકચાટ સહન થતો નથી."

" એટલો બધો મ્હારા ઉપર શાના ક્રોધ ચડાવો છો ? લ્યો, જુઓ. મ્હારૂં જેવું નસીબ ! જેવાં કર્મ હોય તેવાંજ ફળ મળેને ! આવો જુવાન પાટડા જેવો છોકરો મરી ગયો અને હું આ દુઃખ

સહન કરવાને જીવતી રહી. આજ જો મ્હારો શશિકાન્ત જીવતો હોત તો મ્હારી આ દશા આવત ?"

પત્નીનાં કરૂણાજનક વચનોથી વેણીશંકરનું હૃદય પીગળી ગયું. તેમણે કહ્યું:-"થયું છે શું, તે તું હજી પણ કહેતી નથી. સ્ત્રીઓનો સ્વભાવજ કોણ જાણે કેવો હોય છે, કે મૂળ વાત કરતા પહેલાં અંદર હજારો રોદણાં રોશે. કહેને કહેતી હોય તો ? હું તો કંટાળ્યો. મ્હોટી વહુએ એવું તે શું કર્યું છે ? જો તેણે આપણા કુળને કલંક લગાડવા જેવું કંઈ પણ કર્યું હશે તો નક્કી હું એને મારી નાંખીને ફાંસીના લાકડે ઝુલીશ. જેણે મ્હારા કુળને કલંક લગાડયું છે તેને અને તેના પ્રેમના અર્ધા ભાગીદારને બન્નેને મારીને ટુકડે ટુકડા કરીશ !"

"અરે આ તો એમ નથી. એવું હોત તો પછી વાર શી લાગત ? જેનો આટલો બધો પીત્તો ઉછળી જાય છે તે કર્યા સિવાય રહે ખરા કે !"

"જુઠી ! ત્હારી બધી વાત જુઠી છે. ચોકખે ચોકખી કહી દે, નહિ તો ચાલી જા. હવે મ્હને સમજણ પડી કે, મ્હોટી વહુ પાપિષ્ઠા નથી, પણ પાપમાં પ્રવૃત થવાને તૈયાર થઈ હશે. ઠીક, હું એને આજ બરાબર સજા કરીશ."

"પહેલાં વાત તો સાંભળો."

"કોની પાસેથી સાંભળું ? ત્હારી પાસેથી ! તું તે ત્હારૂં ભાગવત કહે કે વાત કહે ? પાંચ કલાક થયા તોપણ હજી વાતની તો શરૂઆત પણ કરી નથી."

"લ્યો ત્યારે કહું છું, સાંભળો. તમારી શાણી વહુ શું કહે છે કે, તેણે આપણા શાન્ત, ધાર્મિક અને પુત્ર સમાન રતનચંદ છે ને......"

"સમજ્યો, રતનચંદ મ્હોટી વહુને કંઇ બોલ્યો હશે અથવા અટકચાળું કર્યું હશે. હું એ રતનીયાનું માથું ભાગી નાંખીશ ત્યારેજ મ્હારો જીવ શાન્ત થશે."

"ના, ના, એમ નથી. મ્હારી વાત તો સાંભળો ! તમારી વ્હાલી વહુ કહે છે કે, તેણે રતનચંદને આજે રાતના આપણી ગુલાબની રૂમમાં પલંગપર બેઠેલો જોયો હતો."

વેણીશંકરની આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેમણે લાલચોળ આંખ્યે પત્નીના મ્હોં સામે જોઇને કહ્યું:—"ત્યારે તો મ્હોટી વહુનો વાંક નથી !"

પત્નીએ રડતાં રડતાં કહ્યું:—અરે મા ! આમાં મ્હોટી વહુનો વાંક નથી ! ત્યારે શું મ્હારી છોકરીનો દોષ ! હું તમને પગે પડું છું. મ્હને હવે રજા આપો. હું એને લઇને જ્યાં બે આંખ્યો દોરી જશે ત્યાં જઈશ. એણે તો જ્યારથી આ વાત સાંભળી છે ત્યારથી આહાર નિદ્રાનો ત્યાગ કર્યો છે."

"હું એવું કહેતો નથી. હું તો એમ કહું છું કે, એમાં મ્હોટી વહુના ચરિત્રમાં કંઇ દોષ નથી, માત્ર એજ દોષ કે તેણે આ વાત કેમ કરી ખરૂંને ?"

"હશે જેવું મ્હારૂં નસીબ ! તમે એ ખોટી વાતને—એ રાંડ જુઠ્ઠીની વાતને ટેકો આપો છો ? હાય, પરમેશ્વર ! તું હવે મ્હને અહિંથી ત્હારી પાસે બોલાવી લે."

"આ વાત સાચી છે કે ખોટી તેની તપાસ કરવી જોઇએ એટલુંને ?"

"તમે પણ લ્હધા છો ને ! બિચારી ગરીબ ગાય જેવી છોકરી ઉપર આવો ભયંકર અપવાદ મૂકયો છે અને તમે એની તપાસ કરવા માગો છો. મારી ગરીબ ગાય જેવી છોકરીને કેટલાએક દિવસ

પૂર્વે એક સંતાન થઇને મરી ગયું છે.”

ગમે તેમ હોય, પણ પત્નીના અનુયોગ અને પક્ષ સમર્થનથી વેણીશંકરે પણ કલ્પના કરી કે, એ પ્રમાણે હોય નહિ. એમની ગુલાબ એવું કાર્ય કરેજ નહિ. પરંતુ મ્હોટી વહુ પણ કદાપિ જુઠું બોલે તેવી નથી. ત્યારે આમાં સમજવું શું ?

વેણીશંકરે કહ્યું:—એક વખત મ્હોટી વહુને અહિંયાં બોલાવ, એ શું કહે છે તે સાંભળીએ.

“બોલાવવી હોય તો તમે બોલાવો; હું તેને નહિ બોલાવું. એ મ્હારી છોકરીને વ્યભિચારિણી ઠરાવવા માગે છે ને શું ? હું એનું મ્હોં જોઉં ? ના, ના, તેમ કદી બનશે નહિ.”

શીવકોર ડોસી ગુસ્સો કરીને ત્યાંથી ચાલ્યાં જતાં હતાં તેવામાં વેણીશંકરે તેમને કહ્યું:—“સાંભળ, આ વાત ઘણી ભયંકર છે; વળી જો આ વાત સાચી ના હોય તો મ્હોટી વહુ કહે શી રીતે ? એને એક વખત બોલાવીને સાંભળવું તો જોઇએ. એને એવું ખોટું બોલવાનું કારણ શું ?”

“કારણ ? કારણ તો બધાં બહુએ છે. ગુલાબ ઉપર એને એટલો બધો દ્વેષ છે કે કોઈ સ્ત્રી પોતાની શોકય ઉપર પણ એટલો નહિ રાખતી હોય. ગુલાબ બિચારી ભોળી છે. એ બિચારી મ્હોટી વહુની ખુશામત કરવામાં બાકી રાખતી નથી તેમ છતાં એ તો જાણે લક્ષાધિપતિની દીકરી ખરીને, તે ગુલાબના સ્હામું પણ જોતી નથી. એને હલકી પાડવાનીજ એ રાંડની ઇચ્છા છે. એને બીજી કોઈ વાતે ફાવ્યું નહિ ત્યારે આ વાત બનાવી કાઢી છે.”

“પરંતુ રાત્રે આ બનાવ કેવી રીતે બન્યો તે આપણે કિશોરી પાસેથી સાંભળવું તે જોઇએ.”

“હા, જુઓ તો ખરા ! રાંડ વાતો કેવી ઉભી કરે છે. તેનાં

માબાપને અંધાપો આવે ને શેરીએ શેરીએ ભિખ માગે. તેને કીડા પડે; મ્હારી ગુલાબને બદનામ કરે છે! એનું સત્યાનાશ જાય."

વેણીશંકર અત્યારસુધી મૌન ધારણ કરીને વિચાર કરી રહ્યા હતા તેમણે એક દિર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું:–હવે એનો કંઇ ઉપાય?

"જો ખરૂં પૂછાવો તો છોકરાની વહુ વિધવા થઇ કે એને આપણા ઘરના ઓટલે પણ ચડવા દેવી ના જોઇએ. આ આપણા ભવાનીશંકર જાનીના છોકરાની વહુને રંડાપો આવ્યોજ છે તો; તેઓ એને બિલકુલ પોતાના ઘરમાં પેસવા દેતા નથી."

"ભવાનીશંકરના છોકરાની વહુ તો પૈસાદાર બાપની છોકરી છે. આપણી વહુનો બાપ એવો પૈસાવાળો નથી કે આપણે એ પ્રમાણે કરી શકીએ."

"એને ભૂખે ના મરાય, પણ ઘરમાં રખાય ખરી કે? આવું કરે અને તેને ખાવાનું આપીએ! તમે એને એના પિયેર મોકલી દ્યો; તમને પગે પડું છું. નહિં તો એ આપણને જંપીને બેસવા નહિં દે. લોકોને ઘેર પાણી પીવા જેવી–કોઇને મ્હોં બતાવવા જેવી સ્થિતિ પણ રાખશે નહિ."

"વારૂ, એને થોડા ઘણા રૂપિઆ આપીને વિદાય કરી દઇશું, પરંતુ એનો બાપ બહુ ગરીબ છે–બધા પૈસા ખાઈ જશે. અને છેવટે એનું દુઃખ તો એવું ને એવુંજ રહેશે."

"તમે એવો વિચાર તો કરશોજ નહિ. એથી તો એનું ભલું કરવા જતાં ઉલટું આપણું બુરૂં થશે."

"ત્યારે શું કરીશું?"

"શું કરીશું તે તમે પુરૂષો સમજો; તમે સાત મુત્સદીઓના કાન પકડો છો તે તમે નહિ સમજો તો કોણ હું સમજીશ?"

"તુ એક વાર મ્હોટી વહુને અહિં તો બોલાવ?"

"હું એને બોલાવવાની નથી, એ મ્હેં તમને પહેલેથી કહી દીધું છેને."

"તું ના બોલાવે તો નોકરને કહીને બોલાવ."

શીવકોર ડોશીએ નોકરડીને બોલાવીને કહ્યું:-કિશોરીને અહિંયાં બોલાવી લાવ.

થોડીવારમાંજ નોકરડી કિશોરીને તેડી લાવી પોતાને કામે ચાલી ગઈ.

વેણીશંકરે કિશોરીના મ્હોં સ્હામે જોઇને કહ્યું:-કિશોરી! આ સઘળી વાત સાચી છે?

કિશોરીએ માંથાના ઘુમટાને સહજ વધારે સરકાવીને કહ્યું:-"કઇ વાત?"

"ગુલાબને માટે ખોટી નિંદા સાંભળવામાં આવી છે તે."

કિશોરી:-હું જુઠું બોલતી નથી, તેમ જુઠું બોલવાનું કંઇ પ્રયોજન પણ નથી. મ્હેં જે જોયું છે તે કહ્યું છે.

સિંહણની માફક ગર્જના કરીને શીવકોર ડોશીએ કહ્યું:-"રાંડ કુંભારજા! નીચ માબાપની દીકરી! ત્હારી મા બ્હેન એવા ધંધા કરતી હશે. મ્હારી છોકરી શું એવું કામ કરે? ત્હારી મા કરતી હશે અને બે દિવસ પછી તું પણ કરીશ."

મહા મહેનતે-કિશોરીની આંખમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં. તેણે રડતાં રડતાં કહ્યું:-મ્હને ગાળો દેશો નહિ. મ્હેં કંઈ પણ ગુન્હો કર્યો નથી. મ્હેં જે જોયું છે તે કહ્યું છે.

શીવકોર ડોશી:-રાંડ હરામજાદી! ત્હારા બાપને ગાંઠો નીકળે-ત્હારી મા નાતરે જાય-મ્હારી છોકરીની આવી વાત કરે છે?

કિશોરી:-બા, તમે મ્હોટાં છો, મ્હને ગાળો દો, ખોટી કહો, મારો, પરંતુ મ્હારાં માબાપને ગાળો દેશો નહિ. એમણે તમારૂં શું બગાડયું છે?

શીવકોર ડોશીઃ-કેમ ના દઉં ! એમણે તને લોકોની આવી નિંદા કરવાનું કહ્યું હશે કેમ ? ન્હાના મ્હોંયે આટલું બધું સાહસ !

કિશોરી ( ગદ્‌ગદ્ કંઠે )-ભલે ત્યારે જેવી તમારી મરજી. તેમને ગાળો દેવામાં જો તમારૂં કલ્યાણ થતું હોય તો ખુશીથી દ્યો. હું રાંડ અભાગિની છું-મ્હેં તેમને સર્વ વાતે દુઃખી કર્યા છે. મ્હારા માટે એ ગાળો ના ખાય, મ્હારા માટે એમને તમારા બોલ સાંભળવા ના પડે તો પછી મ્હારૂં એમને ત્યાં જન્મ લેવાનું સાર્થક શું ?

વેણીશંકર-જો સાંભળ, કિશોરી ? પહેલાં તું ઘણી શાન્ત અને નમ્ર હતી, પરંતુ દિનપ્રતિદિન મ્હોંડે ચડીને બહુ બોલતાં શીખી છે. જો તું આવું વર્તન રાખીશ તો અહિંયાં ત્હારો પગ ટકવો મુસ્કેલ છે.

નીચી દૃષ્ટિએ કિશોરી-હું જેવી નમ્ર અને શાન્ત હતી એવીજ અત્યારે પણ છું; પરંતુ તમેજ મ્હને અળગી કરો છો. હૂં હવે આપને આંખના પાટા સમાન થઇ પડી છું. તમે મ્હને હળાહળ ઝેર સમાન ગણો છો.

“ પણ તું આ સત્રળું શું કરવા બેઠી છે ? ”

“ શું કરૂં છું ? ”

“ ગુલાબની બાબતમાં ત્હેં કેવી ખોટી વાત ફેલાવી છે ?

કિશોરીઃ-જે મ્હેં નજરે જોયું છે, તે કહ્યું છે, સમજ્યા ? બોલતા પહેલાં મ્હેં સારી રીતે વિચાર કર્યો હતો કે, મ્હારે એ બદલ તમારા તરફથી કંઈક સહન કરવું પડશે તોપણ મ્હેં એની દરકાર રાખી નથી. જો મ્હેં ના કહ્યું હોત તો તમારી પુત્રીને માટે મ્હારે મ્હારી આબરૂ સાચવી રાખવી ભારે થઇ પડત.

શીવકોર ડોશી ( વેણીશંકરના મ્હોં સ્હામે જોઇને )-સાંભળ્યું !

હરામજાદી કેવી ચપચપ જવાબ આપીને પોતાનું સતીપણું બતાવવા જાય છે !

વેણીશંકર–કિશોરી ! જો ત્હેં આ વાત ના કહી હોત તો ત્હારી આબરૂને શી રીતે બટ્ટો લાગત ?

કિશોરીઃ–ગુલાબ બ્હેનની રૂમ અને મ્હારી રૂમ જોડાજોડ છે. રતનચંદ પાછલી બારીએથી ચડીને એમની રૂમમાં જાય તેમાં કોઇ દિવસ મ્હારા ફુટેલા નસીબના પ્રતાપે મ્હને કલંક લાગ્યા સિવાય રહે ખરૂં કે ?

ભૂખી વાઘણુની માફક શીવકોર ડોશીએ ગર્જના કરીને કહેવા માંડયુંઃ–આવી નીચ છોકરીને કયાંથી આપણા ઘરનો આશરો મળ્યો ! મ્હારા સોના જેવા છોકરાનો રાંડે ભક્ષ લીધો અને હવે બીજાનું સત્યાનાશ વાળવા બેઠી છે ! આટલા બધા માણુસો મરી ગયા અને એ કેમ મરી ના ગઈ ! આ ઉપરથી હરામજાદી બીજું શું ના કરે ? તેને તો લાત મારીને ઘરમાંથી કાઢી મૂકવી જોઇએ.

કિશોરીઃ–આ મ્હારૂં સાસરૂં છે, તમે મ્હને લાત મારીને ના કાઢી શકો.

શીવકોર ડોશીઃ–ના, ના. તને કાઢી ના મૂકે તો શું ત્હારી પૂજા કરે ?

વેણીશંકરઃ–કિશોરી ! આ ત્હારૂં સાસરૂ છે એ વાત સાચી છે. તું જોર કરીને રહેવા ધારે તો રહી શકે તેમ છે પરંતુ ત્હારે માટે હું ઘણો મુંઝાયો છું. ઘરના કોઈ પણ માણુસ સાથે ત્હારે બનતું નથી; રોજ કંઇ નહિ ને કંઇ ઝગડો તો હોયજ. બીજું ત્હારાથી આવી ખોટી વાત થાયજ કેમ ? સારા માબાપની છોકરી થઇને ત્હને જરા વિચાર નથી આવતો ?

કિશોરીઃ–મ્હેં નજરે જોયેલી વાત તમને ના કહી સંભળાવી હોત તો શું સારૂં થાત ?

શીવકોર ડોશી:—વળી પાછી એની એજ વાત? તું ત્હારોજ કક્કો ખરો કરાવવા માગે છે? ચાલ! રાંડ હરામજાદી, નીકળ મ્હારા ઘરમાંથી! મ્હારી નિર્દોષ છોકરીને બદનામ કરી? ત્હારૂં કાળું મ્હોં લઇને ત્હારે જ્યાં જવું હોય ત્યાં ચાલી જા.

કિશોરીએ ઉદાસ નેત્રે વેણીશંકરના મ્હોં સ્હામે જોયું.

વેણીશંકર—શું કરૂં? ત્હારામાં હવે અક્કલ રહી હોય એમ જણાતું નથી. તું હવે હદપાર જતી રહી છે. ત્હેં એક સારા માણુસને અયોગ્ય એવું કાર્ય કર્યું છે. જે ના બોલવું જોઇએ—જેનાથી સારા માણસોની આબરૂ, કુળ, માન, વગેરે નષ્ટ થાય, એવી વાત ઉડાવી અહિંયાં રહેવું એ ત્હારે માટે લાયક નથી."

કિશોરી:—ક્યાં જાઉં ત્યારે?

વેણીશંકર:—ત્હારા બાપને ત્યાં.

કિશોરી:—મ્હારા બાપ બિચારા નિર્ધન છે, એ મ્હારૂં પોષણ શી રીતે કરી શકશે?

વેણીશંકર:—હું તને મહિને પાંચ રૂપિઆ ખોરાકી તરીકે મોકલાવી આપીશ.

શીવકોર ડોશી—શું પથરા મોકલી આપે! મ્હારી નિરપરાધ છોકરીને બદનામ કરી અને મહિને પાંચ રૂપિઆ ખોરાકી જોઇએ છે! એ તો એની મેળે ઘણાયે રસ્તો કરી લેશે, નહિ તો નાતરેજ ના જાય!

"નાતરેજ ના જાય" એ શબ્દોથી કિશોરીને ઘણું માઠું લાગ્યું. માટીના પૂતળાને વારે વારે આગમાં નાંખવાથી જેમ તે તપીને ફાટી જાય છે તેમ કિશોરીનું હૃદય પણ ફાટીજવા લાગ્યું; તેણે આંખો ચડાવી શીવકોર ડોશી તરફ જોઇને કહ્યું:—"હું શું કરવાને નાતરે

જાઉં, જે નાતરે જવા જેવું કરે છે તે ધણીયે જશે. હું તો ભિખા-રડી છું, ભિક્ષા માગીને પણ મ્હારૂં પેટ ભરીશ."

સિંહણની માફક છલંગ મારી શીવકોર ડોશીએ કિશોરીને એક ધક્કો મારીને કહ્યું "રાંડ કર્કશા! તું હમણાં ને હમણાં મ્હારા ઘર-માંથી નીકળ."

કિશોરી ( રડતાં રડતાં )—આટલી રાત્રે ક્યાં જાઉં?

શીવકોર ડોશીઃ—હવે ત્હારા ભાટઙાવેડા બિલકુલ ચાલે તેમ નથી. તું હમણાં ને હમણાં ત્હારે ફાવે ત્યાં ચાલી જા.

વેણીશંકર—જો, કિશોરી? એ ત્હારી સાસુ છે. ત્હારે એનું માન રાખવું જોઇએ—એને તું આવી રીતે ઉછળતા જવાબ આપે તે સારૂં નહિ.

કિશોરીને સર્વ વાતો કરતાં આ વાતથી ઘણું લાગી આવ્યું. તે એની સાસુને પોતાની મા કરતાં પણ વધારે ગણુતી હતી છતાં તેના સસરાએ કહ્યું કે, 'ઉછળતા જવાબ આપે તે સારૂં નહિ' હાય! તેના મનની વાત સમજનાર શું આ દુનિયામાં કોઈજ નથી? તેની માર્મિક વેદના દૂર કરનાર કોઇ છેજ નહિ! સૌ તેના ઉપર પોતાની દાઝ કાઢે છે!

કિશોરી વધારેવાર થોભી શકી નહિ. ઘુજતા હૃદયે અને ધીમા પગલે તે ત્યાં આગળથી ચાલી ગઇ.

શીવકોર ડોશી—" તમે નજરે જોયું-કાને સાંભળ્યું હવે તમને જેમ યોગ્ય લાગે તેમ કરો; પરંતુ હું એને એક દિવસ પણ ઘરમાં રાખી શકીશ નહિ. એણે જે ખોટી વાત ઉડાડી છે તેથી મોટા ગજબ થઇ જાય તેમ છે. છોકરાઓનો મિજાજ ગરમ રહ્યો, જો તેઓ સાંભળે તો કંઇ બાકી રહે?

વેણીશંકરઃ—હું એને જલદીથી માતર મોકલાવી દઈશ.

શાંરકોર ડોશીઃ—જલદીથી શું, એને કાલ ને કાલ વિદાય કરી દ્યો; અને ફરીથી અહિંયાં ન આવે એવો બંદોબસ્ત કરો.

વેણીશંકરઃ—એકાદ બે દિવસ રહેશે તો શી હરકત છે. કાલ ને કાલ મોકલી દઇએ તો લોકો નિંદા કરે, અને નાહક તેમની બત્રીશીએ ચડીએ. ધીરજનાં ફળ મીઠાં છે.

## પ્રકરણ ૫ મું.

### વિદાયગીરી.

કિશોરી પોતાની રૂમમાં જઇ પથારીમાં સૂઈ રહી. તે બિછાનામાં પડી ઉંધે માંથે રડતાં રડતાં કહેવા લાગી,—" પ્રાણાધિક ! આજ તમે કયાં છો ? તમે એક વખત આવીને તમારી આ અભાગિની કિશોરીની સ્થિતિ જોઇ જાઓ. તેને ઉભા રહેવાનું ઠેકાણું નથી. તેનું દુઃખ જાણનાર કોઈ માણસ નથી—તમે તો તે જોઇ શકો છો. તમે જ્યાં હો—જે લોકમાં તમારો વાસ છે, ત્યાંથી તો સઘળું સંભળાય છે—સમજાય છે—દેખાય છે—તો પછી તમારી આશ્રિતા, કિશોરીની આ દશા જોઈ તમે કેમ પાછા આવતા નથી ? હવે મ્હારાથી બિલકુલ સહન થઇ શકતું નથી. હું કયાં જાઉં, શું કરૂં ? તે એકવાર આવીને મ્હને કહી જાઓ. તમારા ઘરમાંથી આજે મ્હને કાઢી મૂકે છે. જો તમે અહિં હોત તો મ્હને કોણ હિંમત કરીને કાઢી મૂકત—તમે હોત તો કોની મગદૂર કે મ્હને રસ્તાની ભિખારણની માફક ગણી-કાઢી આવી ગાળાગુળી કરત ! મ્હેં કંઇ પણ ગુન્હો કર્યો નથી. પ્રભુ ! તમે અદ્રશ્ય રીતે સઘળું જોયા કરો છો—સાંભળ્યા કરો છો. જો મ્હેં તમારાં માબાપની ભક્તિ કરી ના હોય, એમનો વિશ્વાસ રાખ્યો ના

હોય, એમની ચાકરી કરી ના હોય અને તેથી તમે ગુસ્સે થતા હો તો ખરી વાત ! તમે અંતરયામી છો—મ્હારા અંતરની સઘળી વાત જાણો છો માટે એકવાર આવો. આવો આવો વહાલા તમે એક વખત આવીને મ્હારૂં દુઃખ જોઇ જાઓ અને મ્હને કંઇક રસ્તો કરી આપી જાઓ ! નહિં તો મ્હને તમારી પાસે લઈ જાઓ. હવે હું આ દુઃખ સહન કરી શકતી નથી."

કિશોરી બિછાનામાં પડીને ધ્રુસ્કે ધ્રુસ્કે રડતી હતી. તેનાં આંસુઓથી આખું બિછાનું ભીંજાઈ ગયું હતું, બિછાના પાસે એક દીવો બળતાં બળતાં ધ્રુજતો હતો એવામાં તેનો દિયેર મણીલાલ ત્યાં આગળ આવી પહોચ્યો. મણીલાલની ઉમ્મર આશરે પચિશેક વર્ષની હશે.

મણીલાલ કિશોરી પાસે એકાદ બાબતમાં સલાહ પૂછવાને આવ્યો હતો, પરંતુ તે રૂમમાં આવીને ઉભો રહ્યો છે એની તે વિલાપ કરતી કિશોરીને બિલકુલ ખબર ન્હોતી.

મણીલાલે કિશોરીને રૂદન કરતી જોઇને કહ્યું:—" ભાભી ! તમે કેમ રડો છો ? તમને શું થયું છે ?"

પ્રથમ તો તેને કિશોરી તરફથી કંઈપણ ઉત્તર મળ્યો નહિ; પરંતુ જ્યારે તેણે ફરીથી બૂમ મારીને પૂછ્યું ત્યારે તે સાંભળી શકી. તરતજ તે ઉઠીને બેઠી થઈ અને પહેરેલા વસ્ત્રના છેડાવડે આંસુઓ લ્હોઈ નાંખ્યાં.

મણીલાલ:—ભાભી ! તમે કેમ રડો છો !

કિશોરીએ કંઇપણ પ્રત્યુત્તર આપ્યો નહિ. કિશોરીમાં દોષ માત્ર એટલોજ હતો કે, તે કોઇની સાથે વધારે વાત કરતી નહોતી; અને જેટલી વાત કરતી તેટલી તે ક્રોધ અને દુઃખથી કહી શકતી ન્હોતી, અથવા તો કહેવાથી શું થાય તેમ છે તેનો વિચાર કરી શકતી ન્હોતી.

તે જાણુતી ન્હોતી કે, બોલવાની ચાલાકીથીજ જગતમાં જય મળે છે. બોલવાની ચાલાકીથી તો જુઠું હોય તે સાચું મનાય છે. તેનામાં બોલવાની ચાલાકી નહોતી તેથીજ તે જ્યાં ને ત્યાં નિરાશ થતી હતી. તેના દિયેરે જ્યારે તેને રડવાનું કારણુ પૂછ્યું, ત્યારે જો તેણે એક આનાને પાંચ આના કહી, તરણાનો મેરૂ કરી, જરા મીઠું મરચું ભેળવીને જવાબ આપ્યો હોત તો નક્કી તેનો જય થયા વગર રહેત નહિ; પરંતુ તે એ પ્રમાણે કરી શકી નહિ—જવાબજ આપી શકી નહિ.

મણીલાલે ફરીથી બે ચાર વાર પૂછ્યું પરંતુ જ્યારે તેને કંઈ પણુ ઉત્તર મળ્યો નહિ ત્યારે તે જે વાત પૂછવાને આવ્યો હતો તે કહી સંભળાવી. કિશોરીએ તેનો ઉત્તર આપ્યો, તે સાંભળીને મણીલાલ ત્યાંથી ચાલ્યો ગયો.

મણીલાલે પોતાની રૂમમાં જઈ તેની પત્ની લલિતાને પૂછ્યું:—
“ આજે ભાભીને શું થયું છે ? ”

“ કેમ શું થયું છે ? ”

“ એ રડે છે. ”

“ મ્હારા સસરાજીએ એમને ગાળો દીધી છે અને કાલે તો એમને પિયેર મોકલી દેવાનાં છે. ”

“ કેમ ! એમણે એવું તે શું કર્યું છે ? ”

“ અરે એ તો નહિ કહેવા જેવી વાત છે ! ”

“ શી વાત છે ? ”

“ બાએ મ્હને એ વાત તમને જણાવવાની ના પાડી છે. ”

“ મ્હને કહેવાની ના પાડી છે એવી તે એ શી વાત છે ! ”

“ વાત સારી નથી. ”

“ ભલે સારી ના હોય, તું કહે તો ખરી. મ્હારી તે સાંભળવાની ઇચ્છા થઈ છે. ”

"એમણે એવું કહ્યું હતું કે, ગુલાબબ્હેન અને રતનચંદને આડો સંબંધ છે."

"એ શું?"

"હા, એ કહેતાં હતાં કે, એમણે નજરોનજર જોયું હતું."

"કંઈ પૂરાવો છે?"

"બિલકુલ નહિ. બાપાજીએ તપાસ કરી તો વાત જુઠી માલુમ પડી; અને તેથીજ તેઓ એમના ઉપર ચિડાઈ ગયા."

"ચિડાય કેમ નહિ? કાઢીજ મૂકે તો! એવું ખોટું આળ ચઢાવાય ખરૂં કે!"

"એ ખરેખર નફ્ટ છે, આવી વાત કહેવાય! ગુલાબબ્હેને તો અન્ન-જળનો પણ ત્યાગ કર્યો છે."

મણીલાલે કંઈપણ જવાબ આપ્યો નહિ. તે કિશોરી ઉપર ખૂબ ચિડાઈ ગયો. તેને તેજ વખતે કિશોરીને બે ચાર વાતો કહી આવવાનો વિચાર થઈ આવ્યો: પરંતુ શાન્તિ પકડી બેસી રહ્યો.

બીજે દિવસે સાંજના મણીલાલ કિશોરીને તે વાતના સંબંધમાં ઠપકો દેવાનો વિચાર કરી તેની રૂમમાં ગયો.

કિશોરી તે વખતે ઝાડપરથી ઉખડી ગયેલી લતાની માફક સાદડી ઉપર ઉંધે માંથે પડીને પોતાના ભવિષ્યનો વિચાર કરી રહી હતી. તે ગઈ રાતથી કોઈની સાથે બરાબર વાતચિત કરતી ન્હોતી. પેટભરીને ખાતી પણ ન્હોતી. તેણે માત્ર એકજ વખત ખાધું હતું. તે એક વખતના આહાર વખતે પણ તેની સાસુએ તેને અત્યંત ગાળો દીધી હતી. હજી પણ તેની આંખોનાં આંસુઓ એક સરખાં વહ્યાં કરતાં હતાં.

મણીલાલ:—ભાભી! આ પ્રમાણે તમે કયાં સુધી રહી શકશો? રડવાથી શું વળે તેમ છે? તમારો સ્વભાવ એવો છે કે, તમારે

રડવામાંજ તમારી જીંદગી પસાર કરવી પડશે.

કિશોરી ઉઠીને બેઠી થઇ. તેણે કંઈપણ જવાબ આપ્યો નહિ. તે મણીલાલના મ્હોં સ્હામે જોઇ રહી. તે દોષશૂન્ય નિરપરાધી નજરથી મણીલાલના હૃદયમાં કંઇક દયાનો સંચાર થયો. તેણે સહજ નમ્ર સ્વરે કહ્યું:—"જુઓ ભાભી ! તમે મ્હારા મ્હોટા ભાઇનાં પત્ની છો. હું તમને મ્હારાં માતુશ્રી તરીકે ધારૂં છું; પરંતુ બાપાજી તમને કાઢી મૂકે છે તેમાં હું શું કરૂં ?"

કિશોરીએ આ વખતે જવાબ આપ્યો:—"કેમ, મ્હેં તમારૂં શું બગાડયું છે ?"

મણીલાલ:—તમે ઘરનાં તમામ માણસો સાથે કજીઓ કરો છો.

કિશોરી:—જેનું નસીબ ફૂટેલું હોય, જેને કોઈ આશ્રય આપે નહિ, તે સર્વને અળખામણી લાગે. સર્વે તેને પગની ઠોકરે મારે, કેમ ખરૂં ને ?

મણીલાલ:—એ બધી બાબતમાં તમને જેમ યોગ્ય લાગે તેમ કરો. તેમાં મ્હારે વચ્ચે આવવાની કંઇપણ જરૂર નથી. પરંતુ તમે કેવી વાત ઉડાવી છે તેનો કંઇ ખ્યાલ છે ? કુળને કલંક લગાડવાનો પ્રયત્ન કર્યો છે.

કિશોરી:—મ્હેં ખોટી વાત કહી નથી ! જે નજરે જોઇ છે તે તમારા હિતાર્થેજ કહી સંભળાવી છે.

મણીલાલ:—બાપાજીએ તમારી એ વાતની તપાસ કરી તો ખોટી માલૂમ પડીછે.

કિશોરી—ત્યારે એમ, પછી શું ?

મણીલાલ:—એ જુઠી વાત બોલવાને માટેજ બાપાજી તમને તમારે પિયેર મોકલી દેવા તૈયાર થયા છે.

કિશોરી:—ભલે, મકાન તમારૂં છે. તમે રહેવા દ્યો નહિ તો હું

શું કરી શકવાની હતી? જગતમાં ઘણાંયે લુલાં લંગડાં અને આંધળાં મનુષ્યો છે, તેમનું ભરણપોષણ થાય છે તો મ્હારૂં કેમ નહિ થાય?

મણીલાલઃ—તમારી જીભ દોઢ ગજ લાંબી દેખાય છે!

કિશોરીઃ—જ્યારે તમે મ્હને કાઢી મૂકવા બેઠાં છો તો પછી મ્હારે શામાટે ડર રાખવો જોઇએ?

મણીલાલઃ—તમે જે ખોટી વાત ઉડાડી છે, તેને માટે જો તમે મ્હારાં મ્હોટાં ભાભી ના હોત તો હું તમને બરાબર સજા કરત.

અત્યંત ઘસારાથી તો ચંદનનું લાકડું પણ ગરમ થઈ જાય છે, શીતળ જળ પણ વડવાનળ સળગાવી શકે છે. કિશોરીનાં સ્નેહાળ ચક્ષુઓમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેણે લાલચોળ આંખ્યે મણીલાલના મ્હોં સ્હામે જોઇ, હાંફતાં હાંફતાં, નિશ્વાસ મૂકીને કહ્યું:—"જુઓ ન્હાના ભાઈ! મ્હારી ખરી વાતમાં તમને પણ વિશ્વાસ ના આવ્યો અને તમે મ્હને ઘણી ધિક્કારી કાઢી છે, પરંતુ વખત આવતાં તમે તમારી મેળેજ સમજશો કે, આ સદ્‌ગુણી માની સુશીલ છોકરીએ જે કાંઇ કહ્યું હતું તે સત્યજ કહ્યું હતું. વખત આવશે ત્યારે તમે પોતેજ સમજી શકશો કે, તમારી માએ ઉપરાણું લઇને ગુલાબબ્હેનને કુમાર્ગે જવાનો રસ્તો ખુલ્લો કરી આપ્યો હતો. જે વખતે આ પ્રમાણેની રૂઠી કુળને કલંક લગાડશે તે વખતે તમે આ અભાગિનીને જરૂર યાદ કરશો અને કહેશો કે, એણે તો બિચારીએ આપણને પહેલેથી સાવધાન કર્યાં હતાં, પરંતુ આપણે તેને જુઠ્ઠી કહી કાઢી મૂકી હતી."

મણીલાલે આ બાબત કંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ. તેને અત્યંત ક્રોધ ચડયો. ક્રોધથી તેનું સમસ્ત શરીર કંપવા લાગ્યું, કારણ કે કિશોરીએ કહ્યું હતું કે 'તે સદ્‌ગુણી માની સુશીલ છોકરી છે!' ત્યારે શું પોતાની મા અને બ્હેન દુરાચારી છે? તેણે કિશોરીને સખ્ત સજા

કરવાનો વિચાર કર્યો, પરંતુ મ્હોટા ભાઇની વહુ થાય એટલે શું કરે ? મહા મહેનતે આત્મસંયમ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

કિશોરીએ મનમાંને મનમાં કહ્યું:–" પ્રભુ ! સ્વામીન્ ! તમે અદ્રશ્ય રીતે સઘળું જોઇ શકો છો–સાંભળી શકો છો. જો મ્હારો વાંક હોય તો મ્હને સજા કરો, અને જો મ્હારો અપરાધ ના હોય તો, મ્હને વિના અપરાધે દુ:ખી કરનારને એનું પ્રતિફળ આપો. હું તમારી આશ્રિતા છું. તમારા સિવાય મ્હારૂં બીજું કોઈ નથી.

ત્યારપછી એક દિવસ પ્રાત:કાળે એક ભાડાની ગાડી આવીને બારણા આગળ ઉભી રહી. નોકરડીએ આવી કિશોરીને ખબર આપી કે, " તમારા બાપને ત્યાં જવાને માટે ગાડી આવીને ખોટી થાય છે. "

કિશોરી એ વખતે મહાભારતના વનપર્વમાંનું સાવિત્રીવ્રત–ધર્મ વાંચતી હતી. નોકરડીને મ્હોડેથી આ વાત સાંભળીને તે ચમકી ઉઠી. તેણે કહ્યું:–" આ તું શું બોલે છે ? "

નોકરડી:–શેઠે મ્હને એ સમાચાર કહેવાને તમારી પાસે મોકલી છે.

કિશોરી:–તેઓ અહિંયાં આવશે નહિ.

નોકરડી:–ના.

કિશોરી:–હું એક વખત એમને મળવા માગું છું. તું તેમને જઇને આ વાત કહેજે, અને તેઓ શો જવાબ આપે છે તે આવીને મ્હને કહી જજે.

નોકરડી:–તેમણે ત્હમારૂં મ્હોં જોવાની ના પાડી છે.

કિશોરી:–તું જઇને પૂછી આવ તો ખરી.

નોકરડી:–મ્હારી મારફતે એટલાજ માટે સમાચાર મોકલવામાં આવ્યા છે.

કિશોરી:–આ સમાચાર કહેવાને ત્હને કોણે મોકલી ? મ્હારાં સાસુજીએ કે સસરાજીએ ?

નોકરડીઃ-તેઓ બન્ને જણાં બેઠાં હતાં અને બન્ને જણાંએ કહેવરાવ્યા છે.

કિશોરીઃ-ચાલ, હું એકવાર ત્યાં આવું છું, છેલ્લીવારની તેમને એકવાર પગે લાગી લઉ. તેઓ મ્હારા સ્વામીનાં ગુરૂ છે-મ્હારા પણ ગુરૂના ગુરૂ છે.

નોકરડીઃ-તમને ત્યાં આગળ આવવાની ના પાડી છે.

કિશોરીઃ-તોપણ આવીશ. હું તેમના દાસની દાસીછું-આશ્રિતની પણ આશ્રિતા છું. તેઓ ગાળો દેશે તેમાં મ્હારૂ અપમાન થવાનું નથી.

કિશોરી એક દિવાનીની માફક પોતાની રૂમમાંથી ઉઠીને બ્હાર આવી. જે રૂમમાં બેસીને તેનાં સાસુ-સસરા વાતચિત કરી રહ્યાં હતાં, અને દાસીને મોકલી તેના જવાની રાહ જોઈ રહ્યાં હતાં, તેજ રૂમમાં જઇને તે ઉભી રહી.

તેનો સ્થિર, ઉદાસ, મધુર અને ચંચળતાપૂર્ણ ભાવ જોઇને વેણીશંકરના હૃદયમાં સહજ દયાનો સંચાર થયો. દરેક નિશ્વાસે નિશ્વાસે જાણે પૂર્વ સ્મૃતિ આવીને તેમના હૃદયને સતેજ કરવા લાગી.

વેણીશંકરે મસ્તક નમાવ્યું પણ શીવકોર ડોશીએ ગર્જના કરીને કહ્યું:-"રાંડ કર્કશા ! મ્હારા હૃદયમાં છરી મારીને પાછી અહિંયાં આવી કે ? બાપને ઘેર જવાનો વિચાર થતો હોય એમ લાગતું નથી !"

કિશોરીની આંખ્યોમાં અશ્રુઓ ન્હોતાં. તેણે મ્હોં ઉંચું કરીને કહ્યું:-બા, હું કેમ ના આવું ! હું તમારા છોકરાની વહુ છું, તમારા દાસની દાસી છું. હું મ્હારા બાપને ત્યાં જાઉં છું, માટે તમને નમસ્કાર કર્યા સિવાય જાઉં તે મ્હારો ધર્મ ના કહેવાય.

શીવકોર ડોશીઃ-હવે અમે ત્હારી વાત સાંભળવા માગતાં નથી. તું હમણાંને હમણાં અહિંથી ચાલી જા. અમે ત્હારૂં મ્હોં જોવા માગતાં નથી.

કિશોરીએ તેમને બન્નેને નમસ્કાર કર્યા અને ક્ષણ માત્ર પણ ત્યાં આગળ નહિ થોભતાં ઘરની બ્હાર નીકળીને ગાડીમાં બેઠી. નોકરડી જઇને તેનાં કપડાંની ટ્રંક ગાડીમાં મૂકી આવી અને ગાડીવાને ગાડી હાંકી.

શીવકોર ડોશીએ જોયું કે, જેમ જેમ ગાડી દૂર જતી ગઈ તેમ તેમ વેણીશંકરનાં તેજસ્વી નેત્રોમાં પૂર વેગથી અશ્રુઓ આવતાં હતાં.



## પ્રકરણ ૬ ઠું.

### પુનઃપિયરમાં.

આજે મધ્યાનઃકાળે શરદઋતુનો સખ્ત તાપ જગતને પોતાનું પરિબળ બતાવી રહ્યો હતો. તાપથી બળી જતી કિશોરી ગાડીની બારીમાંથી બહાર પૃથ્વી તરફ જોઈ રહી હતી. કેટલાંક ખેતરો, કેટલાક ન્હાના રસ્તાઓ, કેટલાક વાંકાચુંકા નદી તટો અને કેટલાંક ઝાડોની ઘટામાંથી કિશોરીની ગાડી ચાલી આવતી હતી. કેટલીક અલંકાર ધારણ કરેલી વટેમાર્ગુઓની સ્ત્રીઓ, કેટલીક ગરીબાઇનો ખ્યાલ દર્શાવતી ખેડુતોની સ્ત્રીઓ, કેટલાંક બાળક–બાળિકાઓ, કેટલાંક કપટી હૃદયા યુવક–યુવતિઓ પોતપોતાના કાર્યમાં નિમગ્ન માલૂમ પડતાં હતાં. કેટલાક ખેડુતો આવો સખ્ત તાપ સહન કરીને ખેતીનું કાર્ય કરી રહ્યા હતા. કિશોરીના હૃદયમાં પણ શરદઋતુના જેવો સખ્ત તાપ પ્રજળી રહ્યો હતો.

એવામાં કિશોરીની ગાડી એક નદીના કિનારે આવી પહોંચી. ગાડીવાળો એ નદી કિનારે ગાડી છોડીને આરામ લેવા બેઠો. તેણે કિશોરીને પણ સહજ આરામ લેવાનો તથા ન્હાવા ધોવાનો અનુરોધ કર્યો. પરંતુ કિશોરીએ તેની વાત માની નહિ. તે તો માત્ર એક ઝાડ

નીચે બેસી આમતેમ જોવા લાગી. તેના હૃદયની જ્વાળા જાણે સમસ્ત પ્રકૃતિના અંગ સાથે મળી જઇને તેને સમજાવવા લાગી કે, આ ક્ષણુ-ભંગુર સંસાર આ પ્રમાણેજ છે. આ રૂપ સુખ-દુઃખથી એકત્ર મળી ગયેલું છે; પરંતુ સુખ દુઃખ કહેવા જેવું કશુંયે નથી. તમારાં મ્હારાં કાર્ય ફળજ કાર્યનો પુનઃ ઉદ્‌ભવ કરે છે. જેવું બીજ વાવીએ છીએ તેવુંજ ઝાડ થઈ તેને તેવાંજ ફળ આવે છે. બાવળનું બીજ વાવીને આમ્રસ્વાદ લેવા ધારીએ તે ક્યાંથી મળે ?

કિશોરીની નજરે નદીના પાણી ઉપર થઇને સ્હામે પાર આવેલા ફળદ્રુપ ઝાડોની ઘટામાં પ્રવેશ કર્યો. તે સ્થિર દૃષ્ટિથી તે તરફ જોઈ રહી.

આ વખતે મધ્યાનઃકાળ થયો હતો. શરદના સ્પર્શથી વિદેશી વૃક્ષોનાં પાંદડાંઓ ખરી પડ્યાં હતાં. ખરી પડતા પહેલાં આ પાંદડાંઓ ઉપર ભગવાન સૂર્યનારાયણે તેમનો અવશિષ્ટ લાલ રંગ છાંટી દીધો હતો. સમસ્ત પૃથ્વીપર તેઓ વિખરાઇ ગયાં હતાં. નદીના કિનારે સ્હામેથી આવતો પવન સુસવાટાબંધ આ વિખરાયેલાં સુંદર પાંદડાં-ઓને ખેંચી લાવીને એક ચાદરની માફક બિછાવી રહ્યો હતો. એક દુર્બળ વૃક્ષની સુકી ડાળી ઉપર બેસીને એક કાબરચિત્રા વર્ણનું ઉદ્યાન-વિહારી પક્ષી પસાર થયેલી વસંતઋતુનું પોતાના મધુર અવાજે સ્મરણુ કરાવી રહ્યું હતું.

સ્મૃતિપૂર્ણ સંગીતથી કિશોરીના મનમાં પણ એક પુરાણા સંગી-તનો સંચાર થયો. તે તેથી પણ અત્યંત ધીમા સ્વરે ઝાડના થડને અઢેલીને ગાતી હતી કેઃ-

( ભૈરવી. )

સ્હાય કરજે અભાગીનો કર ગ્રહી આજ,'
ભવરણમાં ભમે આ વિધવા જીવન.
ત્યાગી સાસુ સસરાએ સ્વામી સાથે,

છે દુ:ખ પિયરમાં ચિરકાળ માથે;
કર્મ–બન્ધનની બેડીએ બાંધી જીવન–ભવરણુમાં.

સ્વામી વિના લાગે છે શૂન્ય સંસાર,
સત્ય વર્તન ને વાતે તજાવ્યાં ઘરબાર;
સ્વામી સ્નેહની સ્મૃતિએ ટકાવી જીવન–ભવરણુમાં.

સાસુ–સસરાની સેવા મ્હેં કીધી અપાર,
તોયે રૂચ્યું ના એમને કંઇએ લગાર;
સત્યનો પંથ બતાવી ઉદ્ધારો જીવન–ભવરણુમાં.

થોડીવાર પછી ગાડીવાળો આહારાદિથી પરવારી ગાડી જોડવા લાગ્યો. ગાડી જોડી રહ્યા પછી તેણે કિશોરીને તેમાં બેસાડીને ગાડી હાંકી. સાંજના પાંચેક વાગ્યાના સુમારે કિશોરી માતર આવી પહોંચી. કિશોરીએ એક ઉંડો નિશ્વાસ મૂકીને પોતાના ગામ તરફ નજર કરી તો જાણે તે સ્નેહ, કરૂણ હૃદય ધરાવનાર ગામ પણ શોક-જનક દૃષ્ટિથી પોતાની તરફ જોઇ રહ્યું હોય તેમ લાગ્યું. તેની આંખ્યોમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં. જ્યારે તેની ગાડીએ ગામમાં પ્રવેશ કર્યો, ત્યારે કિશોરીએ જોયું કે, તેના ચિરપરિચિત કરૂણાશંકર કાકાના ઘરની ઓશરીમાં બે ચાર સ્ત્રીઓ સ્મિતવદને ડાંગર ખાંડી રહી હતી. કિશોરી વિચાર કરવા લાગી કે, જગતમાં આ લોકોજ સુખી છે. પોતાના ગૃહસંસારમાં તેઓ કેવો અપૂર્વ આનંદ દર્શાવે છે. ગાડી-વાળાના ગાડી હાંકવાના શબ્દથી તેમણે પણ એકવાર આ બાજુ જોયું અને કહેવા લાગીઃ—" અરે ! રામશંકરની કિશોરી આવી." આટલું બોલતા બોલતામાં તો તેમના હૃદયમાં સ્નેહનો વિકાશ થયો. થોડે દૂર જતાં માથે પાણીનું બેડું લઇને એક યુવતી ગાડીવાળાને રસ્તો આપી એક બાજુએ ઉભી રહી તીરછી આંખે વક્રદૃષ્ટિથી ગાડીમાં જોવા લાગી. કિશોરીની અને તેની નજર એક થઇ. તે તેના પડોશમાં

રહેતા પ્રભુરામ પંડયાની પત્ની હતી. પંડયાની પત્નીના અધરો ઉપર હાસ્યની ક્ષીણરેખા પ્રગટી નીકળી. તે હાસ્ય અપૂર્વ પ્રીતિપૂર્ણ હતું. ગાડી આગળ ચાલી અને થોડીવારમાં રામશંકર શાસ્ત્રીના મકાન આગળ આવીને ઉભી રહી.

કિશોરીની માતાનું હૃદય કંપી ઉઠયું. તેણે દોડતી આવીને ગાડીમાં નજર કરી તો તેમાં પોતાની વિધવા કન્યા કિશોરી નજરે પડી. વગર બોલાવ્યે, વગર તેડાવ્યે કિશોરીને ઘેર આવી પહોંચેલી જોઇ કિશોરીની માતાના મનમાં અનેક પ્રકારની અમંગળ ભાવનાઓનો ઉદય થયો.

કિશોરી ગાડીમાંથી નીચે ઉતરીને માતાને ગળે વળગી પડી. જાણે તેથી તેની હૃદયવ્યથા અર્ધિએક દૂર થઈ. ગાડીવાન ગાડી લઇને પાછો ચાલ્યો ગયો.

કિશોરીની માતાએ કન્યાના કરૂણાજનક ચ્હેરા તરફ નજર કરી તો, સુવર્ણમય પ્રતિમાના મ્હોં ઉપર જાણે કાળાશનો ડાઘ પડી ગયેલો લાગ્યો. અત્યંત રૂદન કરવાથી તેની આંખ્યો ફુલી ગઈ હતી "ઉષ્ણ નિશ્વાસથી તેના બિંબાધરોએ શ્યામવર્ણ ધારણ કર્યો હતો, મ્હોં તદન સુકાઈ ગયું હતું. પુત્રીની સ્થિતિ કળતાં માતાને વધારે વિલંબ થયો નહિ. તે સમજી ગઇ કે, મ્હારી અભાગિની કન્યાને તેનાં સાસરીઆંએ મ્હેણાં મારી મારીને તેની આ સ્થિતિ કરી નાંખી છે. તેણે પોતાના સ્નેહાળ બાહુઓ પ્રસારીને કિશોરીને છાતી સરસી ચાંપી. કિશોરીનાં અશ્રુજળોથી માતાની છાતી ભીંજાઈ ગઈ. માતા અને પુત્રીના એક સાથેના રૂદનમાં કેટલોક સમય વીતી ગયો. ત્યાર પછી પડોશની પાંચ સ્ત્રીઓ આવી પહોંચતાં; અનેક પ્રકારની સાન્ત્વનાઓ અને સમજુતીઓ થવા લાગી. હરિશંકરની વૃદ્ધ મા આવી અનેક પ્રકારનાં વચનોદ્વારા માતા-પુત્રીને સમજાવવા લાગી કે, વિધવા

થયા પછી પુત્રીને સાસરે મોકલવી એ એક જાતનો અન્યાય છે. જેની સાથે સંબંધ તે ના હોય તો પછી ત્યાં રહ્યું શું તે મોકલવી પડે ? પરમેશ્વર કોઇને ભૂખ્યાં રાખશે નહિ.

કિશોરીની માતાઃ—"હવે મોકલવાનીજ નથી. મા અમે બન્ને માદીકરી મજુરી કરીને પેટ ભરીશું; હવે એને મોકલવા જેવું રહ્યુંજ નથી."

ત્યારપછી માતાએ રસોઇ કરી કિશોરીને પોતાની સાથે જમવા બેસાડી અને સઘળી વાત વિગતવાર પૂછવાની શરૂઆત કરી. કિશોરીએ પણ સમસ્ત હકિકત પોતાની માતાને નિવેદન કરી.

રાત્રે લગભગ દશેક વાગ્યાને સુમારે કિશોરીના પિતાશ્રી પણ ઘેર અવ્યા અને સમસ્ત હકિકતથી વાકેફ થયા. તેમણે એક ઉંડો નિશ્વાસ નાંખી હૃદયની તમામ જ્વાળાઓનો અંત આણ્યો.

## પ્રકરણ ૭ મું.

### નિર્જળા એકાદશી.

કિશોરીની માતાનો ગૃહસંસાર અત્યંત ગરીબાઇથી ચાલતો હતો. સ્વામીના સામાન્ય પગાર ઉપર સઘળું તેને નિભાવવું પડતું હતું તથાપિ પોતાનાથી જ્યાંસુધી સંયમ થઇ શકે ત્યાંસુધી કિશોરીને સુખી રાખવાનો તે અત્યંત પ્રયત્ન કરી રહી હતી. બુદ્ધિમતિ કિશોરી પણ પોતાની માતાનું મન દુભાય નહિ, અને તે સુખી રહી શકે, એવુંજ કાર્ય કરતી. આ પ્રમાણે કિશોરીએ કેટલાએક માસ પિયેરમાં રહી પસાર કર્યા. આઠ નવ માસ થયાં, કિશોરી સાસરેથી આવી છે તે દરમ્યાન તેના સસરાએ એને એક પણ પત્ર લખ્યો નથી. કિશોરી આ બાબત પોતાના મનમાં કંઇ પણ ખોટું લગાડતી ન્હોતી. તેને

ખાતરી હતી કે, જો તેઓને મ્હારી કંઇ પણ દરકાર હોત તો, તેઓ મ્હને કાઢીજ શું કરવા મૂકત ! તેના સસરાએ કહ્યું હતું કે, તું ત્હારા બાપને ત્યાં જઇને રહે, હું તને મહિને મહિને થોડીઘણી મદદ કરતો રહીશ; પરંતુ આજ આઠ નવ માસ થયા છતાં એ બાબતમાં કંઈ પણ જણાયું નથી. કિશોરી તો જાણુતીજ હતી કે, એ માત્ર મ્હોડાનીજ વાત હતી, બાકી તેઓ એક મૂઠી અનાજ પણ મોકલાવવાના નથી; તો પણ કિશોરી તેમના પ્રત્યે વિરક્ત કે અશ્રદ્ધાળુ થઇ ન્હોતી. અભિમાનનો યા ક્ષોભનો તેના હૃદયમાં સહજ પણ અંશ તેણે રાખ્યો નહોતો. તે માતાને અનુસરીને, વિધવાના સંયમમાં, અને પતિના ધ્યાનમાં દિવસો વીતાડવા લાગી. દાવાનળ સળગીને રાખ થઈ જાય છે, વૃષ્ટિ પડીને સમી જાય છે, અરૂણોદય સાયંકાળમાં પલટાઈ જાય છે તેજ પ્રમાણે કિશોરી સર્વ વાતો વિસારીને દિવસો પસાર કરતી હતી.

આજે નિરજળા એકાદશી હતી. તાપ તો એટલો બધો સખત પડતો હતો કે એક એક ઘડો પાણી, એક એક માણુસ પેટમાં પધરાવી દેતો તોપણ તૃષા છીપતી ન્હોતી. હિન્દુ વિધવાએ આજે એક ટીપું પાણી પીવું તે એક મહાપાપ કરવા બરાબર હતું. કિશોરી પણ હિન્દુ વિધવા હતી. તે એક એકાંત ઓરડામાં એકલી બેસીને કાંઈક વિચાર કરી રહી હતી એવામાં સર્વાંગે ભીંનું કપડું લપેટીને વિધવા કમળા પણ એ ઓરડામાં આવી પહોંચી. ચિંતામગ્ન કિશોરીને જોઇને તેણે કહ્યું:—કેમ મરવાનો વિચાર કરે છે. કે શું, કિશોરી ?

કિશોરીએ ચમકીને પાછળ જોયું:—હા, મરણુનોજ વિચાર કરી રહી છું.

કમળા:—શો વિચાર કરી રહી હતી !

કિશોરી:—એજ કે, મરણુની પેલે પાર જે લોકો જાય છે, તેઓ સઘળા શું બ્હેરા થઈ જતા હશે ? તે દેશનો રાજા પણ બ્હેરો હશે!

કેટલીયે બૂમો મારીએ છીએ તોપણ તેઓ સાંભળી શકતા કેમ નથી?

કમળાઃ—મ્હેં જાણ્યું કે, તું ક્યારે મરી જઈશ, તેનોજ વિચાર કરતી હઈશ.

કિશોરીઃ—કેમ, એવો વિચાર શામાટે કરૂં ?

કમળાઃ—તોપછી જીવવામાં પણ શું સુખ છે ?

કિશોરીઃ—સુખ નથી તો દુઃખ પણ શું છે ?

કમળાની આંખ્યોમાં આંસુઓ ભરાઇ આવ્યાં. તેણે કહ્યું:—બ્હેન દુઃખ તો કંઇએ નથી ! હું વણિક જ્ઞાતિની વિધવા છું. એક વખત ફરાળ કર્યું છે, પરંતુ આકાંક્ષા માત્ર પાણીનીજ થયા કરે છે. આખા દિવસમાં એક ટીપું પણ પાણી પીવાય નહિ અને કહે છે કે, મરણનો શામાટે વિચાર કરવો જોઇએ ? આવી જ્વાળા સહન કરવા કરતાં મરણ શું વધારે સારૂં નથી ?"

કિશોરીઃ—હું તો વિચાર એજ કરી રહી હતી કે, આટલીબધી હેરાનગતિ વેઠવા કરતાં મરવું વધારે સારૂં છે, પરંતુ તેનાથી આત્મ-સુખ પ્રકાશમાં આવે છે. હું શું તેમને વ્હાલી નથી ?

કમળાઃ—સમજી નહિ, કિશોરી ?

કિશોરીઃ—મ્હેં ઘણીયેવાર વિચાર કર્યો હતો કે હું કેમ ના મરી ગઈ ! મ્હને પેલે પારનું મરણ—સંગીત અનેકવાર કહી રહ્યું હતું કે, તું મરી કેમ જતી નથી. આશા શૂન્ય, પ્રાણ શૂન્ય જીવનમાં ફળ શું છે ? આવ, મ્હારા ખોળામાં સૂઇ જા.

કમળાઃ—હાં પછી ત્હેં શો જવાબ આપ્યો ?

કિશોરીઃ—મ્હેં તેને એમ કહ્યું કે, હજી મ્હારો વખત થયો નથી, મ્હારે જીવવાની આશા છે. કારણ કે મ્હારી સઘળી આશાઓનો અંત આવ્યો નથી ! હજી મ્હારે મ્હારાં કર્મોની માળા ગુંથવાની બાકી છે !

કમળાઃ—શું બાકી છે, કિશોરી ?

કિશોરીઃ—કમળા તું જાણતી નથી કે, આ અભાગીને કષ્ટ થાય તેથી તેઓ હમ્મેશને માટે મૌન ધારણ કરીને બેસી રહે છે, છતાં તેઓ મ્હોં મલકાવીને હસે છે અને આંખ્યોનાં આંસુઓને આંખ્યોમાંજ સમાવી દેછે. તો પછી મ્હારી આંખ્યોનાં આંસુઓ હું કેમ ના લ્હોઈ શકું? હું આત્મહત્યા કરીને શામાટે મ્હારા પ્રભુનું અકલ્યાણ કરૂં?

કમળાઃ—હાં પછી?

કિશોરીઃ—તેમણે મ્હારે માટે કેટલું બધું સહન કર્યું છે, કેટલું કેટલું કર્યું છે. હજી મ્હેં એમનાથી અર્ધું પણ સહન કર્યું નથી. આખો દિવસ એમણે મ્હારા માટે મગજમારી કરીને અને ઓફિસના હેડકલાર્કનાં નિષ્ઠુર વચનો સાંભળીને, અત્યંત મહેનત કરી છે તો પછી શું હું એકાદ બે એકાદશી કરવામાં રડી રડીને આત્મહત્યા કરૂં? તેઓ મ્હને સરસ સરસ કપડાં પહેરાવવાને અને! સર્વ રાતે સુખી રાખવાને કેટલીયે હાડમારી વેઠતા હતા—કોટને બટન ના મળે—પગમાં બુટ ફાટી ગયા હતા—તો પણ મ્હારા હાથે તેમણે સોનાની બંગડીઓ પહેરાવી હતી. એ બધું શું મ્હારે ભૂલી જવું જોઇએ?

બરાબર તેજ સમયે દ્વાર ખોલીને રતનફોઇએ ઘરમાં પ્રવેશ કર્યો. તેમણે નિર્દોષ હાસ્ય કરીને કહ્યું—"કિશોરી; તું ત્હારા સ્વામીના પ્રેમને બરાબર સમજી શકી છે. વૈધવ્યવ્રતની અધિકારિણી થઇ ચૂકી છે. ત્હને પતિપ્રેમનો મધુર સ્વાદ મળી ચૂકયો છે."

કિશોરીએ લજ્જાવશ થઇને મસ્તક નમાવ્યું. રતન ફોઇએ ફરી કહ્યું—"મરણ પામ્યા પછી શું પ્રેમ જતો રહે છે? જે રસનું પાન કરીને સીતા, સાવિત્રી, દ્રૌપદી, દમયંતી વગેરે અમર થઇ ગઇ છે, તેજ રસનું નામ પ્રેમરસ કહેવાય. પ્રેમ એટલે—પોતાની જાતને ભૂલી જઇ સ્હામાને માટે દેહને ઝંપલાવી દઇએ તે."

કમળાઃ—રતનફોઇ! તમે પણ ઠીક વખતસર આવી પહોંચ્યાં છો.

રતનફોઇએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:—પવિત્ર વૈધવ્યવ્રત ધારિણી સ્ત્રીઓ પાસે તેમની ઇચ્છા થતાંજ હું જઇ પહોચું છું. કેમ ત્હારે શું જાણવાની ઉત્કંઠા છે? સ્વામીના સમાચાર સાંભળવા છે કે?

કમળાએ હાસ્ય કરીને કહ્યું:—જો તમે એ સમાચાર લેવાને જાઓ તો પાછાં આવીજ શકો નહિ, સમજ્યાંને!

રતનફોઇ:—કેમ નહિ, હું ત્યાં ભરાઇ પડું કે?

કમળાઃ—એમ તે કંઈ બને?

રતનફોઇ:—કેમ ના બની શકે?

કમળાઃ—કેમ ના બની શકે, તે હું જાણતી નથી; પરંતુ મ્હેં એવું સાંભળ્યું છે કે, એક જણના પ્રાણ–ધનને બીજું કોઈ છીનાવી શકતું નથી.

રતનફોઇ:—એતો ઠીક, પરંતુ સાધનાના ધનની પહેલી જરૂર પડે છે.

કમળાઃ—હું એક વાત પૂછું?

.રતનફોઈ:—ભલે પૂછ.

કમળાઃ—મૃત્યુ પામ્યા પછી મનુષ્ય સમાગમ થાય છે?

રતનફોઇ:—જો મૃત્યુ પામ્યા પછી મનુષ્ય સમાગમ થતો ના હોય તો પછી લોકો મરેજ શામાટે? હું મ્હારૂં જીવન તેમનું મ્હોં જોઇને શા માટે પસાર કરતી હઈશ? એક ગ્રહના આકર્ષણથી બીજા ગ્રહનો ઉદ્ધાર થઈ, બન્ને એકત્ર થાય છે. લોહચુંબકના આકર્ષણથી લોઢું આવીને એકત્ર થઇ જાય છે, તે તું જાણે છે—તો પછી આ જીવનું જગત્માં તેનાથી ઉલટું શી રીતે થાય, કહે જોઇએ! શક્તિની ક્રિયા મન્દ હોય એવું આ જગત્માં કાંઇ પણ નથી.

કમળાઃ—તો પછી જીવન ટકાવવાથી ફળ શું? કેમ, માત્ર શૂન્ય પ્રાણ લઇને આ દુનિયામાં પડી રહેવું જોઇએ. મૃત્યુને શરણ થઇને

એમને જઇ મળીએ તો એમાં દોષ શો છે ?

રતનફોઇઃ—આત્મહત્યા કરીને ? એ તો મહા પાપ છે.

કમળાઃ—મહાપાપ કરવાથી પણ જો તેમનું મ્હોં જોવાનું મળતું હોય તો હું ખુશી છું.

રતનફોઈઃ—પાપ કરવાથી શું પ્રેમ મળે છે ? એ કંઇ આપણો દેશ નથી. રમણી જગતની જનની છે—પુરૂષોની પણ જનની છે. રમણી પુરૂષને જન્મ આપી તેની પાછળ મહેનત કરી તેને નવીનતામાં ખેંચી જાય છે. પુરૂષ જે પાપ કરે છે, તે સર્વ પાપોને રમણી પોતાના પૂણ્યના પવિત્ર પાણીથી ધોઇ નાંખીને સ્વચ્છ બનાવે છે. પુરૂષ કોઇ પણ લોકમાં હોય તો પણ રમણી બ્રહ્મચર્યવૃતનું પાલન કરી સ્વામીને સ્વર્ગલોકમાં લઈ જઇ સુખેથી વાસ કરે છે. જ્યારે આત્મહત્યા કરવાથી રમણીનો આત્મા પૃથ્વીના પાપમય આકર્ષણોથી મુક્ત થઇને ઉપરજ જઈ શકતો નથી, તો પછી સ્વામી—સમાગમ તો ક્યાંથીજ થાય ?

કમળાઃ—ત્યારે અસલના વખતમાં સ્ત્રીઓ સતી થઇને કેમ બળી મરતી હતી ?

રતનફોઈઃ—સતી થઇને બળી મરવું, એ સારૂં છે એમ પણ નથી. જેનું હૃદય કામનાઓ અને વાસનાઓથી પરિપૂર્ણ હોય તેઓ જીવીને રોજ રોજ હેરાનગતિ ભોગવવાને બદલે એકજ દિવસે બળી જઇને સઘળાં દુઃખોનો અંત લાવતી હતી પણ જેઓનું મન અપૂર્ણ છે તેઓએ તો જીવીને બ્રહ્મચર્યવૃત પાળવું ઉત્તમ છે.

કમળાઃ—ત્યારે શું સ્વામી સાથે મરવા કરતાં પણ બ્રહ્મચર્યવૃત ઉત્તમ છે ?

રતનફોઈઃ—એક વખત નહિ પરંતુ હજાર વાર ઉત્તમ છે.

કમળાઃ—પરન્તુ બ્રહ્મચર્ય પાળવાને શું શીખવું જોઇએ ?

રતનફોઇઃ—કેવળ સ્વામીનોજ પ્રેમ બ્રહ્મચર્યવ્રત પાળવાનું શિખવાડે છે. એનો નિરંતર અભ્યાસ કરવાથી મન કોઈ પણ દિવસ ચળીત થતું નથી.

કમળાઃ—રતનફોઇ ! તમે કોઇ કોઇ દિવસ આવીને અમને આ સઘળા વિષયો થોડા થોડા સમજાવતાં રહો અને અમારા જીવનની ઉન્નતિ કરવામાં મદદનીશ થાઓ.

રતનફોઈઃ-હું હિન્દુ વિધવાઓ પાસે આ સઘળા વિષયોનું વિવેચન કરવાનું ઘણું પસંદ કરૂં છું. જે મ્હને બોલાવે છે, તેની પાસે હું હમ્મેશાં જાઉં છું.

## પ્રકરણ ૮ મું.

### બંગડી ગિરવી મુકી.

કપડામાં એક કાણું પડયું હોય અને તે દિનપ્રતિદિન વધારે થતું જાય, તેમ નસીબનો એક પાસો ઉંધો પડ્યો હોય તો સઘળા પાસા ઉંધાજ પડે છે. દુઃખ કદાપિ એકલું આવતું નથી, તે તેની સાથે બીજી અનેક પ્રકારની ઉપાધીઓને ઘસડી લાવી માણસને કાયર કરી નાંખે છે.

રામશંકર શાસ્ત્રી બજારમાં જે દુકાને નોકરી કરીને પોતાની કંગાલ હાલતમાં પણ દિવસો નિર્ગમન કરતા હતા, તે દુકાનમાં નસીબની અવકૃપાથી વારંવાર ખોટ જતી હતી તેથી તેના માલિકે તે બંધ કરી દીધી. એની સાથે આપણા શાસ્ત્રી મહાશયની નોકરી પણ પૂરી થઇ ગઈ! હવે તેઓ નિરૂપાયે ઘેર બેસી ગયા.

ગામમાં અનેક પ્રકારની તજવીજ કરવા છતાં તેઓને કોઈપણ પ્રકારની નોકરી હાથ લાગી નહિ. નોકરી કર્યા સિવાય તેમને એ

દિવસ પણ ચાલી શકે તેમ ન્હોતું. ઘરમાં એટલું બધું અનાજ પણ ન્હોતું કે તેઓ બેઠા બેઠા ચાર પાંચ દિવસ પણ કાઢી શકે.

રામશંકર શાસ્ત્રીનો ભાઇ ગોપાળ ઘણા વખતથી જુદો રહેતો હતો; જો કે, બન્ને ભાઇઓ એકજ ઘરમાં રહેતા હતા પરંતુ ગોપાળે ઘરમાં આંતરો બનાવીને જુદુંજ બારણું પડાવ્યું હતું. ગોપાળની આર્થિક સ્થિતિ અત્યારે સારી હતી. તે જે ધંધો કરતો હતો તેમાંથી તેને પ્રતિવર્ષે સારો લાભ મળ્યે જતો હતો. તેણે ઘણા પૈસા બચાવ્યા હતા, તેમ ઘરમાં અનાજ, આંગણે બેચાર ઢોર, ખેતરમાં આંબા, મહુડા વગેરેની કાંઈ ખોટ ન્હોતી. તેને બે પુત્ર અને એક પુત્રી હતી.

રામશંકર પૈસાના અભાવે શૂન્ય જગત્ જોઇને બે પગ ઉપર માથું ટેકાવી ઘરના આંગણામાં બેસી વિચાર કરી રહ્યા હતા. તેવામાં કોઇ એક કારણસર કિશોરી ત્યાં જઈ પહોંચી અને પિતાની આવી સ્થિતિ જોઇને પૂછ્યું:–બાપા, તમે આમ કેમ બેસી રહ્યા છો ? શો વિચાર કરો છો ?

રામશંકરે દુઃખિત્ અંતઃકરણે કિશોરીના સ્હામું જોઇને કહ્યું:– “બીજો શો વિચાર કરૂં ! બ્હેન આપણા નસીબનો વિચાર કરૂંછું.”

કિશોરી:–કેમ બાપા, તેમાં આટલા બધા લીન થઇ જવા જેવું શું છે ?

રામશંકરઃ–એજ કે, આપણા દહાડા કેમ જશે ? રોજ ખાવાનું તો કંઇ જોઇશેજને.

કિશોરીઃ–તમે આમ વિચારોજ કર્યા કરશો તો શરીરે હેરાન થશો. હેં બાપા, તમે પરદેશમાં જાઓ તો કંઇ સારી નોકરી મળે નહિ ?

રામશંકરઃ–મળે તો ખરી પરંતુ જાઉં શી રીતે ?

કિશોરીઃ–કેમ બાપા ?

રામશંકરઃ—પરદેશ જઇએ તો કંઈ એને એજ દિવસે થોડી નોકરી મળે? ઉપરાંત રસ્તામાં ગાડીભાડાનો અને ખાવાપીવાનો ખર્ચ પણ લાગે.

કિશોરીઃ—બધા થઇને કેટલા પૈસાની જરૂર પડે?

રામશંકરઃ—ઓછામાં ઓછા પંદર વિશેક રૂપિઆતો જોઇએજ.

કિશોરીઃ—મ્હારી પાસે માત્ર એક જોડ સોનાની બંગડીઓ છે. બીજા સઘળા દાગીનાઓ તો મ્હારી સાસુએ પડાવી લઇને તેમની પેટીમાં મૂકી દીધા હતા. હું અહિં આવી તે વખતે તેમણે મ્હને આપ્યા નથી, મ્હેં પણ માગ્યા ન્હોતા, પરંતુ આ બંગડીઓ તો પ્રથમથીજ મ્હારી પાસે છે—તેમાંથી એકાદ ગિરવી મૂકી આવી પંદર વીશ રૂપિઆ લાવી આપું તો તમે પરદેશમાં નોકરી કરવા જાઓ ખરા?

રામશંકરઃ—ભૂખ્યે મરી જાઉં એ વાત હા, પરંતુ ત્હારી બંગડીઓ ગિરવી મૂકવા ના દવું.

કિશોરીઃ—તેમાં તમને હરકત શી છે, બાપા? નોકરી કરીને પૈસા લાવશો એટલે છોડાવી લાવીશું. હું એ પહેરતી તો છું નહિ; પેટીમાં મૂકી રાખી છે, તો પછી બીજાને ત્યાં રહેશે એમાં શો વાંધો છે?

રામશંકરે એમાં કંઈ પણ અનુમતિ આપી નહિ. પિતાને એ બાબતમાં કોઈ પણ પ્રકારે હા નહિ કહેવરાવી શકવાથી કિશોરીએ તેની મા પાસે જઇને સમસ્ત વાત કહી. અનેક પ્રકારના વિચારો કર્યાં પછી કિશોરીની માતાએ આ બાબતમાં પોતાની અનુમતિ આપી અને કિશોરીને કહ્યુંઃ—“ બ્હેન, તું બંગડીઓ લઇને ત્હારી કાકી પાસે જા અને ગિરવી મૂકી આવીને પંદર રૂપિઆ લઈ આવ.”

કિશોરી એક બંગડી લઇને તેની કાકી પાસે ગઈ.

કિશોરીની કાકી તે વખતે તેના મ્હોટા પુત્રને દૂધ પીવરાવતી હતી અને ન્હાનો પુત્ર પારણામાં સુતો સુતો પોતાના પૂર્વજન્મની

સ્મૃતિને યાદ લાવી હસી-રડી સમય પસાર કરતો હતો.

કિશોરીએ પારણામાંના છોકરાને રમાડયા પછી કાકીને કહ્યું:- " કાકી ! અમને પંદરેક રૂપિઆ ઉછીના ના આપો ? "

કાકીએ ભ્રમર સંકોચીને કહ્યું:-" પંદર રૂપિઆ ! પંદર રૂપિઆ હું કયાંથી લાવું ? અને એટલાબધા રૂપિઆ લઇને પાછા તમે કયારે આપો ? "

કિશોરી:-જો પાછા ના આપીએ તો ગિરવી મૂકેલી જણુસ વેચી નાંખજો. હું મ્હારી આ બંગડી ગીરો મૂકીને રૂપિઆ લેવા આવી છું.

એમ કહી કિશોરીએ પહેરેલા વસ્ત્રના છેડામાં છૂપાવેલી બંગડી બ્હાર કાઢીને તેને બતાવી. બંગડીનો ઘાટ અને સોનાનો રંગ જોઈ કાકીએ કહ્યું:-ડીક ત્યારે પંદર રૂપિઆ-જો તમારે વધારે જોઈતા હોય તો-મ્હારી પાસે છે, તમારૂં ભલું થતું હોય તો કેમ ના આપું ? એક બંગડી મૂકવાની છે ? બીજી કયાં છે ? "

કિશોરી:-એક બંગડીમાં ત્રણ તોલા સોનું છે, અને મ્હારે માત્ર પંદરજ રૂપિઆ જોઇએ છે. બીજી બંગડી મ્હારી પેટીમાં છે.

કાકી:-ડીક લાવ-અને જોઇએ એટલા રૂપિઆ લઈજા. જો કદાચ ફરીથી રૂપિઆની જરૂર પડે તો બીજી પણ મ્હારે ત્યાંજ મૂકજે. કારણકે, આખી જોડ એક ઠેકાણે મૂકી રાખી સારી.

કિશોરીએ માંથું હલાવીને જવાબ આપ્યો:-" જો બીજા રૂપિઆની જરૂર પડશે તો એ પણ તમારી પાસેજ લાવીશ. "

કિશોરી સ્વસ્થ મને વાત કરતી ન્હોતી. તેના મનમાં સહજ ક્રોધ ઉત્પન્ન થયો હતો. પરંતુ રૂપિઆ લેવાને આવેલી હોવાથી ગુસ્સે થયે પાલવે તેમ ન્હોતું. સાઠ રૂપિઆની જણુસ મૂકીને માત્ર પંદર રૂપિઆ લેતી હતી-પરંતુ તેની કાકી આ વાત સમજી ન્હોતી. તે તો એમજ સમજી કે, આજે કિશોરી તેમજ તેની સાથે કિશોરીનાં માતાપિતા

તેના કૃપાભિલાષી છે. તેની કૃપાથીજ જાણે તેઓ આજ મરતાં મરતાં ઉગર્યાં છે.

કાકીએ કહ્યું:–"બેસ બ્હેન; હું છોકરાને દૂધ પીવરાવીને તને રૂપિઆ આપું છું. અત્યારે રૂપિઆની કેમ જરૂર પડી? મ્હને લાગે છે કે, ખાવાના સાંસા પડયા હશે?"

કિશોરીઃ–હા, તેને માટે તો જરૂર પડી–તેમ મ્હારા બાપા નોકરીને અર્થે પરદેશ જાય છે, તેમને રસ્તામાં ખરચવાને પણ જોઇએને.

કાકીઃ–ત્હારા બાપા કયે ગામ નોકરી કરવાને જનાર છે?

કિશોરીઃ–તે હું જાણતી નથી.

કાકીઃ–કેમ, અહિંથી તો નોકરી છુટી ગઇને?

કિશોરીઃ–હા, વાણીઆને વેપારમાં ખોટ જવાથી દુકાન કાઢી નાંખી.

કાકીમાઃ–જો બ્હેન, એતો નસીબ કરે એ કોઇ ના કરે–આ અમને ત્હારી માએ હાથેપગે ઘરની બ્હાર કાઢયાં હતાં–અને અમને એમજ લાગતું હતું કે નક્કી ભૂખે મરી જઈશું, પરંતુ નસીબમાં સુખ લખ્યું હોય તે કોણ મિથ્યા કરી શકે?

કિશોરીઃ–કાકી! જો તમારે રૂપિઆ આપવા હોય તો જલદી આપો–મ્હારે હમણાં ને હમણાં જોઇએ છે.

કાકીઃ–ઓ મા, જરા બેસ તો ખરી. આ જો છોકરાને દૂધ પીવરાવી રહી છું.

થોડીવાર પછી કાકી કિશોરીના હાથમાંથી બંગડી લઈ આમ તેમ ફેરવી જોઇને ઓરડામાં ગઈ અને અલ્પ ક્ષણમાં પંદર રૂપિઆ લાવીને તેણે કિશોરીના હાથમાં મૂકયા.

કિશોરીના હાથમાં રૂપિઆ આવતાંજ તે ત્યાંથી ઉઠીને ચાલી.

કિશોરીએ રૂપિઆ લાવીને માતાના હાથમાં મૂકયા, પરંતુ બીજી

બંગડી ગીરો મૂકવાને માટે કાકીનો અત્યંત અનુરોધ અને રૂપિઆ આપતી વખતે કહી બતાવેલી અનુચિત કરૂણાના સંબંધમાં તેણે તેની માતાને કંઈ પણ જણાવ્યું નહિ.

રામશંકર શાસ્ત્રી આ સઘળી વાતથી વાકેફ થયા અને અત્યંત ઉદાસ મને પુત્રીની બંગડી ગિરવી મૂકી લાવેલા રૂપિઆ લઈ બીજે દિવસે સ્હવારમાં નોકરી શોધવાને માટે નસીબ ઉપર આધાર રાખીને ઘેરથી ચાલી નીકળ્યા. જતી વખતે કિશોરીએ તેમને સજળનેત્રે કહ્યું:– “બાપા ! પરદેશમાં પાછા વિચાર કરી કરીને શરીર સુકાવી નાંખશો નહિ. અમારી પાસે બાકી જે રૂપિઆ રહ્યા છે તે અમને ઘણા દિવસ સુધી ચાલશે. તમે સાચવીને નોકરી કરજો. પરદેશમાં આપણું કોઇ છે નહિ, કે જે માંદેસાજે તમારી સંભાળ રાખે.”

બન્ને આંખ્યોમાં અશ્રુઓ ભરીને શાસ્ત્રી મહાશય ઘેરથી ચાલી નીકળ્યા. તેમણે જતી વખતે તેમની સ્ત્રી તેમજ પુત્રીને સાચવીને રહેવાને માટે અનેક પ્રકારનો ઉપદેશ આપી જવાનો વિચાર કર્યો હતો; પરંતુ આંખ્યોમાં આંસુ ભરાઈ જવાથી–તેમ ગળું રૂંધાઇ જવાથી–તેઓ કંઇપણ કહી શકયા નહિ.

જરા દૂર ગયા પછી શાસ્ત્રી મહાશયે એકવાર પાછળ ફરીને ગામ તરફ નજર કરી. તેમને વિચાર આવ્યો કે, આ નીલ આકાશ તળે આવેલા આ ગામમાં મારી દુઃખી કન્યા અને સ્ત્રી રહ્યાં છે. હાય ! એ બન્ને અભાગિનીઓને કોણ સાચવશે ? તેમના ઉપર કંઇ આફત-વિપદ આવી પડશે તો કોણ તેમની રક્ષા કરશે ? “ભગવાન ! ગરીબના બેલી ! તુંજ તેમનો પિતામાતા છે, તુંજ તેમની રક્ષા કરનાર છે અને ત્હારાજ આશ્રયમાં તેમને મૂકીને જાઉં છું.”

રામશંકર શાસ્ત્રીના ગયા પછી કિશોરીએ રડી દીધું. તેણે માતાને કહ્યું:–“મા ! મ્હારા બાપા કયે ગામ ગયા ? આપણાં પાપી પેટ

ભરવાને માટે તેમને બહુ દૂર મોકલવા પડ્યા. રસ્તામાં બિચારા જીવને કેટલીયે હેરાનગતિ પડશે.

કિશોરીની માતાની આંખ્યોમાં પણ આંસુઓ ભરાઈ આવ્યાં. તેણે અશ્રુઓ છુપાવી આત્મસંયમ કરી કહ્યું:–"શું કરીએ બ્હેન! પૈસા વગર તે કાંઈ ચાલે ?"

કિશોરી–જો આપણી પાસે રૂપિઆ હોત તો મ્હારા બાપાને પરદેશ જવું પડત ?

માતા–તું એવો વિચાર ના કરીશ બ્હેન! કેટલાયે લોકો પરદેશમાં રહે છે. નોકરી–ચાકરી કરે છે અને ઘેર પણ આવે છે. એમાં ચિંતા શી કરે છે ?

કિશોરી–એ તો હું પણ સમજું છું; પરન્તુ આપણે બહુ દુ:ખી છીએ. જેઓ દુ:ખી હોય છે તેનો સંગ દુ:ખ કદાપિ છોડતું નથી. ઇશ્વર કરે ને મ્હારા બાપાને કોઇપણ પ્રકારનું દુ:ખ ના પડે !

માતા–ઇશ્વર તેમની સંભાળ લેશે.

ત્યારપછી કિશોરી પાણીનું બેડું લઇને કુવા ઉપર પાણી ભરવાને ગઇ અને તેની માતા ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ.



## પ્રકરણ ૯ મું.



### ભરત–ગુંથણ.

ત્યારપછી એક દિવસ કિશોરીએ માતાને કહ્યું:–મા ! મ્હારા બાપા પૈસા કમાંવાને પરદેશ ગયા છે; તેઓ મહેનત મજુરી કરીને પૈસા લાવે અને આપણે બેઠાં બેઠાં ખાઇએ તે ઠીક નહિ. આપણે પણ માણસ છીએ, આપણને પણ હાથ પગ છે તો આપણે પણ થોડો ઘણો ધંધો કરીને મ્હારા બાપાને મદદ કરવી જોઇએ.

માતાએ દુઃખિત્ અંતઃકરણે કહ્યું-શો ધંધો કરીશું?

કિશોરી-તું મ્હને થોડું ઘણું ઉન લાવી આપ; હું રૂમાલ, આસન, ગળપટો વગેરે ભરીશ.

માતા-હા, એ તો ઠીક; પરંતુ અહિંયાં તેના ખરીદનાર કોણ છે?

કિશોરી-પહેલાં તું મ્હને ભરવા તો દે, ત્યારપછી કોઈની જોડે અમદાવાદ વેચવા મોકલાવી દઇશું.

પડોશના હરિશંકર જાની મુંબાઈ જવાના છે, એ સાંભળી કિશોરીની માતા તેમને ઉન, સોઇયો વગેરે લાવવા માટે બે રૂપીઆ આપી આવી.

હરિશંકરે આવીને કિશોરીની માતાની સૂચના મુજબ ઉન, સોઇયો વગેરે લાવીને રજુ કર્યા.

કિશોરીએ કહ્યું-હરિશંકર કાકા! મ્હારા બાપાના કંઈ સમાચાર જાણો છો?

હરિશંકર-ના બ્હેન, મુંબાઇ તે કંઇ આપણા માતર જેટલું છે! ત્યાં આગળ કોઇ કયાં છે તે જાણીએ નહિ તો પત્તો શાનો લાગે.

કિશોરી-એમ કે, કદાચ મળ્યા હોય તેથી પૂછતી હતી.

તે દિવસથી કિશોરીએ અત્યંત ઉત્સાહપૂર્વક ભરવા ગુંથવાનું શરૂ કર્યું. પહેલાં તો તેણે એક 'ટેબલ કલોથ' ભરવા માંડયું. એક માસની અગાધ મહેનત કરીને તેણે એ પૂરૂં કર્યું. એ જોઇને કિશોરીની માતા દિગ્મૂઢ બની ગઇ, આવું સુન્દર ભરતકામ તેણે કદાપિ જોયું ન્હોતું.

કિશોરીની માતાએ ગામના અનેક લોકોને એ 'ટેબલ કલોથ' બતાવ્યું અને વેચવાનું છે, કહી ઘણીએ બૂમો મારી; પરંતુ કોઇએ ખરીદવાની ઈચ્છા દર્શાવી નહિ. કિશોરીએ માતાને કહ્યું-"હજી મ્હને એકાદ બે ચીજો બનાવવા દે, પછી કોઈ અમદાવાદ જતું હશે તેની સાથે કોઇ દુકાનદારને મોકલાવીશું તો વેચાઇ જશે."

ત્યાર પછી તેણે એક ગળપટો ગુંથવાનું શરૂ કર્યું.

લગભગ એક બે માસ પસાર થઇ ગયા છે, બાપના કંઇપણ સમાચાર નહિ મળતાં કિશોરી અત્યંત ચિંતાતુર થઇ ગઇ છે. મા અને દિકરી બન્નેએ એકત્ર થઇને તેમના કુશળ સમાચાર મેળવવાને અનેક માનતાઓ માની છે, પરંતુ કોઇપણ પ્રકારે તેમની ખબરં આવતી નથી.

એક દિવસ સાયંકાળની સહજ પૂર્વે કિશોરી તેના ઘરની ઓશરીમાં બેસીને ગળપટો ગુંથતી હતી અને તેની માતા ઘરમાં રસોઇ કરતી હતી.

કિશોરીના હાથ ગળપટો ગુંથવામાં રોકાયા હતા, મન પિતાના સમાચાર નહિ મળવાના કારણ સંબંધી ચિંતા કરવામાં રોકાયું હતું અને મ્હોંડેથી 'ગણુ' 'ગણુ' કરીને એકાદ કરૂણાજનક ગાયનના સૂર નીકળી રહ્યા હતા. તેવામાં તેણે એકાએક માંથું ઉંચું કરીને જોયું તો તેની સ્હામે સુસજ્જિત પોશાકમાં એક યુવક ઉભો હતો. કિશોરી ચમકી ઉઠી. પોતે ઓળખી શકી કે કેમ, તેની ખાતરી કરવા માટે તેણે એક વાર ફરીથી જોયું. બન્નેની દૃષ્ટિ એકત્ર થઇ કે તરત તે યુવકે આવીને ઓટલા ઉપર બેસી સ્મિત્ મુખે કહ્યું-"કેમ, કંઈ ઓળખાણ પડે છે કે?"

કિશોરી સહજ હસીને, માંથે આધું ઓઢી તરત ઉઠીને ઘરમાં ચાલી ગઇ. જતી વખતે તેનો શરૂ કરેલો ગળપટો ત્યાંને ત્યાંજ રહી ગયો. કિશોરી તરત તેની મા પાસે દોડી ગઈ અને કહ્યું-"નડીઆદવાળા નવનિતભાઇ આવ્યા છે, તું તેમની પાસે જા."

માતાએ કહ્યું-કયા નવનિતભાઈ?

કિશોરી-કેમ.! અમારી પડોશમાં પેલા નવલશંકર કાકા રહે છે તેમના પુત્ર-મ્હારાં સાસરીઆં તરફથી અમારે અને તેમને કંઇ થોડી ઘણી સગાઇ પણ થાય છે!

"હા હા, હવે ઓળખ્યા." એમ કહી માતાએ રાંધવાનું કામ કિશોરીના હાથમાં સોંપ્યું અને એક પાટલો લઇને બ્હાર આવી.

કિશોરીની માતાને પ્રણામ કરીને નવનિતે કહ્યું–"કેમ, ખુશીમાં તો ખરાંને? મ્હારાં ભાભીનું શરીર સારૂં છેને? શાસ્ત્રી મહાશય ક્યાં છે?"

"સૌ ખુશીમાં છે. એના બાપ તો નોકરીને અર્થે મુંબાઇ ગયા છે." એમ કહી તેણે નવનિતના ઘરના કુશળ સમાચાર પૂછ્યા.

"અમારે ત્યાં સૌ ખુશીમાં છે, માત્ર મ્હારા વેણીશંકરકાકાને સખ્ત તાવ આવે છે."

"ક્યારથી?"

"લગભગ છ માસ થયા. કેટલીએ દવાઓ કરે છે, પરંતુ બિલકુલ આરામ થતો નથી."

નવનિતને આવેલો જોઇ, ઘરમાં જતી વખતે કિશોરી જે ગળપટા તૈયાર કરતી હતી તે ત્યાંજ ભૂલી ગઈ હતી. કિશોરીના ગયા પછી નવનિત ઉપાડી લેઈ તેને જોયા કરતો હતો. તેણે આ વખતે કિશોરીની માતાને કહ્યું–"આ શું મ્હારાં ભાભી ભરે છે?"

"હા."

"ઘણો સરસ ભરાય છે. હાથના ભરતનું આવું સરસ કામ મ્હેં કોઈ ઠેકાણે જોયું નથી."

"એણે એક 'ટેબલ કલોથ' પણ તૈયાર કર્યું છે, એ પણ ઘણું સરસ ભરાયું છે."

"તે તમારી પાસે છે કે?"

"હા."

"બતાવો જોઇએ."

"પહેલાં હાથ પગ ધોઇને જમી લ્યો પછી નિરાંતે જોજો."

"હું જમીને આવ્યો છું, તમે મ્હને એ બતાવો."

" અહિંયાં કોને ત્યાં જમીને આવ્યા છો ? "

" હું મ્હારા એક મિત્રના લગ્ન પ્રસંગે આવ્યો હતો, આજે તેમાંથી પરવારીને ઘેર જતો હતો ત્યારે મ્હને વિચાર આવ્યો કે, લાવ મ્હારાં ભાભીને મળી આવું. "

" એ અભાગિનીને યાદ કરીને તમે આજ મળવા આવ્યા છો એ અમારૂં પરમ સૌભાગ્ય છે ! તમે તમારાથી બને ત્યાં સુધી બિચારીની ખબર લેતા રહેજો. જગતમાં તેનું કોઈ નથી. જેઓને તે પોતાનાં માનતી હતી, તેમણે તેના પ્રત્યે કેવો વ્યવહાર ચલાવ્યો છે તે તમારાથી અજાણ્યું તો નહિજ હોય ! "

" તેમનો વ્યવહાર તદ્દન ધિક્કારને પાત્ર છે. તેમની શી વાત કહું ! આખું ગામ તેમના ઘરની અત્યંત નિંદા કરે છે. "

" મ્હારી કિશોરી જેવી છોકરીઓ આ કળિકાળમાં બહુ થોડી છે. આવી છોકરીને પુત્રવધુ તરીકે લઇ જઇને પણ જ્યારે તેઓ ઘર ના કરી શકયા ત્યારે અમારા કર્મનોજ દોષને ! જુઓ, માત્ર એક જમાઈ નથી–હજી રાજારાણી જેવાં વહેવાઇ અને વહેવાણ હયાત છે, છૈયાં છોકરાં પણ છે તો મ્હારે તે છોકરીની શી ફિકર ? હશે, એમને જેમ યોગ્ય લાગ્યું તેમ કર્યું. જી નસીબમાં લખ્યું હશે તે થશે. "

" સાચી વાત છે, નસીબજ સુખ–દુઃખ આપનાર છે. કોઇ કોઇને સુખી કે દુઃખી કરી શકતું નથી. પોતપોતાના કર્મફળો વડેજ મનુષ્ય સુખ યા દુઃખ પ્રાપ્ત કરી શકે છે. "

" પરંતુ મન માનતું નથીને ! જાણે એમ થાય છે કે, જો તેમણે સહજ દયા દર્શાવી હોત તો મ્હારી છોકરીને આ દુઃખના દહાડામાં કંઇક દિલાસો મળત. હશે હવે, વિચાર કરીને શું વળે તેમ છે–તમે હાથપગ ધોઇને જરા જમી લ્યો. "

"મ્હને બિલકુલ ભૂખ નથી, તમે વધારે આગ્રહ ના કરશો; આ ઘરને હું મ્હારૂં પોતાનું સમજું છું, જરૂર પડે તો માગીને પણ ખાઉં. તમે મ્હને "ટેબલ ક્લોથ" બતાવો."

કિશોરીની માતા ઓરડામાં ગઇ અને અલ્પ સમયમાં તેણે ટેબલ ક્લોથ લાવીને નવનિતના હાથમાં મૂક્યું. "ટેબલ ક્લોથ" જોઇને નવનિત આશ્ચર્યમાં પડી ગયો. તેણે ઉત્સાહપૂર્ણસ્વરે કહ્યું:—"હું મુંબાઈમાં રહું છું—અનેક મ્હોટા લોકોને ત્યાં જવાનો મ્હારે પરિચય છે—મ્હોટી મ્હોટી દુકાનોમાં અનેક પ્રકારનાં "ટેબલ ક્લોથ" જોયાં છે; પરંતુ આવી સરસ કારીગરીવાળું તો મ્હેં કોઈ ઠેકાણે જોયું નથી !"

"આ "ટેબલ ક્લોથ" વેચવા જઇએ તો કેટલા પૈસા આવે ?"

"કેમ, આ વેચવાનું છે ?"

"હા, વેચવાનું તો ખરૂંજતો ! કિશોરી કહે છે કે, આ ધંધો કરવાથી બે પૈસા પ્રાપ્ત થવાનો સંભવ છે. મ્હેં પણ તેને નિષેધ કર્યો નથી—ભરતાં આવડે છે તો ભર. બે પૈસા મળે તો અત્યારે કેટલા કામમાં આવે. તેમ નકામા બેસી રહીને પણ શો ફાયદો છે. આતો ઠીક છે જાણે "એક પંથ ને બે કાજ !" વખતનો વખત જાય અને બે પૈસા પ્રાપ્ત પણ થાય."

નવનિતઃ—હા, તમારો એ વિચાર ઉત્તમ છે. મનુષ્યે નકામા બેસી ના રહેવું જોઇએ. ગમે તેમ હોય તો પણ કંઈ કામ તો કરવું જ જોઇએ. આ "ટેબલ ક્લોથ" હું લેવા ધારૂં છું, તેની કિંમત હું બરાબર જાણતો નથી. તેમ જાણવાનું પ્રયોજન પણ નથી.

એમ કહી ખિસ્સામાંથી એક ન્હાનું પાકિટ કાઢી તેમાંથી દશ રૂપિઆની બે નોટો કિશોરીની માતાના હાથમાં મૂકી નવનિતે કહ્યું:— "આ હું મ્હારી ભાભીને આપું છું."

કિશોરી રસોડાના બારણા આગળ, તેના કાન અને નેત્રોને

આ બાજુ રાખીને ઉભી રહી હતી. તે તેના ભરેલા "ટેબલ કલોથ" ની પ્રશંસા સાંભળીને મનમાં ખુશી થતી હતી.

ત્યારપછી નવનિત ચાલ્યો ગયો એટલે કિશોરી રસોડામાંથી બ્હાર આવી. એટલે માતાએ તેના હાથમાં બન્ને નોટો મૂકી કહ્યું:– "આ રૂપિઆ લઇ જઇને ત્હારી બંગડી છોડાવી લઇ આવ."

કિશોરી વિચારમાં પડી ગઈ. તેણે કેટલાએક સમય સુધી વિચાર કર્યા પછી કહ્યું:–"ના, હજી થોડા દિવસ ધીરજ રાખ."

"કેમ!"

"એક "ટેબલ કલોથ" ની કિંમત વિશ રૂપિઆ, કોઇ માની શકે નહિ."

"ત્યારે નવનિતરાય કેમ આપી ગયા?"

"હું પણ એજ વિચાર કરૂં છું કે, તેમણે આપણને આવી મદદ કેમ કરી?"

"તો શું કોઈના હૃદયમાં રામ ના ઉતરે?"

કિશોરી:–ઉતરે, પરંતુ આપણી સ્થિતિ શોચનીય છે–હમણાં રહેવા દે.

માતા હવે કિશોરીના કહેવાનો પૂર્ણ અર્થ સમજી. તેણે કહ્યું:– ઠીક ત્યારે, રહેવા દે, થોડા દિવસ પછી અપાશે.

ત્યારપછી બીજા પણ ત્રણ માસ શાન્તિથી પસાર થઈ ગયા.



## પ્રકરણ ૧૦ મું.



## રામશંકર શાસ્ત્રી મુંબાઇમાં.

રામશંકર શાસ્ત્રી ઘેરથી પાંચ રૂપિઆ લઇને આજ લગભગ ચાર પાંચ માસ થયા બ્હાર નીકળ્યા હતા. અત્યાર સુધીમાં તેમણે

એકાદ બે પત્ર ઘેર લખ્યા હતા, પરંતુ એક પૈસો પણ મોકલી શકવાને ભાગ્યશાળી થયા ન્હોતા. તેમને કોઈપણ પ્રકારની નોકરી મળી આવી ન્હોતી.

ઘેરથી નીકળીને પ્રથમ તો તેઓ અમદાવાદમાં આવ્યા હતા. અહિંયાં તેમનો બહુ વખતનો એક જુનો મિત્ર એક ઠેકાણે નોકરી કરતો હતો. તેમના મનની ધારણા તેમના એ મિત્રદ્વારા કોઇ ઠેકાણે નોકરીનો બંદોબસ્ત કરી લેવાની હતી; પરંતુ તેમનું કર્મ પણ તેમની સાથે સાથેજ ફર્યા કરતું હતું—તેમણે અહિં આવીને સાંભળ્યું કે તે માણસ તો ઘણા દિવસ થયા નોકરી છોડીને પોતાને ગામ ચાલ્યો ગયો હતો. ત્યારે નિરાશ થઇને તેમણે બેચાર સદ્‌ગૃહસ્થોને ત્યાં ઉમેદવારી કરી જોઈ, અનેક પ્રકારનાં સ્તવન—સ્તુતિથી તૃપ્ત કરવાની મહેનત કરી જોઇ; પરંતુ તેમનો કોઇપણ પ્રકારે ઉદ્ધાર થઇ શક્યો નહિ. જ્યારે તેમને જણાયું કે અહિંયાં કોઇપણ પ્રકારે નોકરી મળી શકશે નહિ, ત્યારે ભિક્ષાવૃત્તિ કરી બીજા થોડા ઘણા પૈસા ભેગા કરી એકાએક મુંબાઇ ઉપડી ગયા.

મુંબાઇ જઇને પણ કંઇ નોકરી હાથ લાગી નહિ. ત્રણ ચાર મહિના આ ઘેર પેલે ઘેર રહીને ઘેર ઘેર ફરી વળ્યા છતાં કોઈપણ ઠેકાણેથી નોકરીની આશા નહિ મળતાં તેઓ અત્યંત નિરાશ થઈ ગયા.

સમીસાંજનો સમય હતો, રામશંકર શાસ્ત્રી ફરતા ફરતા ક્રાફર્ડ મારકીટ આગળ આવી રસ્તાની પગથીપર ઉભા રહીને પોતાના તેમજ સ્ત્રી અને પુત્રીના નસીબનો વિચાર કરી રહ્યા હતા.

આખા દિવસના કામથી કંટાળી ગયેલા મનુષ્યો મ્લાનમુખે રસ્તા પરથી ચાલ્યા જતા હતા, આખો દિવસ ઘરને ખૂણે ગાદીતકીઆ ઉપર બેસી રહીને કંટાળી ગયેલા મ્હોટા ઘરના માણસો અત્યારે વિક્ટોરિઆઓમાં બેસીને હવા ખાવા જતા હતા. તેમની ગાડીઓની

ઘંટડીઓના અવાજથી ન્હેરા માણસના પણ કાન ઉઘડી જતા હતા.

રામશંકર જ્યાં આગળ ઉભા રહ્યા હતા, તેની પશ્ચિમ દિશામે આવી રહેલા એક કંપાઉન્ડમાં મ્હોટાં મ્હોટાં વૃક્ષો પોતાના દેહના હિલોળે શ્રમથી કંટાળેલા પથિકોના હૃદયને શાન્ત કરવાના પ્રયત્નો કરી રહ્યાં હતાં. નોકરો તેમજ આયાઓ પોતાના શેઠનાં કુસુમ સમાન કોમળ બાળકોને, કોટ, પાટલુન, ફ્રોક ઇત્યાદિ પોષાકોથી વિદેશી બાળકોની માફક સજાવીને ત્યાં આગળ આમતેમ ફરતાં હતાં. એ કંપાઉન્ડમાં એક ભવ્ય મકાન હતું. કંપાઉન્ડના અંદરના ભાગમાં નાળિયેરી, ગુલાબ, આસોપાલવ વગેરે દેશી વૃક્ષો ઉપરાંત 'ઝાઉ, સ્ટીકન' વગેરે વિદેશી વૃક્ષો પણ રસ્તાપરની ઉડતી ધુળને પોતાના અંગ ઉપર રાખીને ઉભાં રહ્યાં હતાં. મકાન ઉપર તેમજ વૃક્ષો ઉપર 'આઇવી' લતાઓ સજીવ હાલતમાં આવી રહી હતી. દુઃખની માફક ઉન્હાળામાં તેમજ શીયાળામાં 'આઇવી' લતા હમ્મેશાં સજીવનજ રહે છે.

રામશંકર શાસ્ત્રી એ લતાનું નામ જાણતા ન્હોતા; પરંતુ તેઓ એ કંપાઉન્ડ પાસે ઉભા રહીને પોતાના કમનસીબને એ લતા ઉપર તાંડવ નૃત્યની માફક નાચતું જોઈ રહ્યા હતા.

'આઈવી' નામની લતા એક અતિ ક્ષુદ્ર ફાટ યા કાણામાંથી કોમળ સ્વરૂપ ધારણ કરીને ધીમે ધીમે એટલી તો વધે છે કે, એ જો ઘણે દૂર સુધી પ્રસરી ગઇ હોય તો આપણે એનું મૂળ ભાગ્યેજ જાણી શકીએ અથવા તો એને જડમૂળમાંથી કાઢી નાંખવી ભારે થઇ પડે તેમ છે; જેના ઉપર તે એક વાર ફેલાઇ રહી હોય તેનો વિનાશ કર્યા સિવાય તે નીકળી શકતીજ નથી.

'આઈવી' દુઃખની માફક પોતાની આંતરિક ધ્વંસાવસ્થા સુંદર ચકચકતાં પાંદડાઓથી ઢાંકી રાખે છે. મનુષ્ય પણ એજ પ્રકારે સુંદર હાસ્યથી પોતાના હૃદયને છૂપાવી રાખે છે. એ જાણે એમજ ધારે

છે કે, આધવી લતા સમાન પોતાની આંતરિક ધ્વંસાવસ્થા કોઇ જાણી શકતુંજ નથી.

રામશંકર શાસ્ત્રી એકાગ્રતાથી તે આઇવી લતાઓ જોઇ રહ્યા હતા એવામાં તેમની પાસે એક ઘાટીએ આવીને કહ્યું:—"શેઠ, મ્હારો જાન જાય છે."

રામશંકરે ચમકીને પાછળ જોયું તો, "એક બુઢ્ઢો ઘાટી આશરે ચાર પાંચ કાગળનાં રીમ માંથે લઇ તેમની પાસે આવીને હાંફતો હતો. શાસ્ત્રી મહાશયે જાણ્યું કે, તેના માંથે બહુ ભાર હોવાથી તે દુઃખી થાય છે. એટલે તેમણે તેના માંથેથી એ રીમોને ઉતારી બાજુએ મૂક્યાં અને ભાર હલકો કર્યો. ઘાટી પોતાના મનમાં ગબડતો બબડતો માંથે બાંધેલા કપડાવડે મ્હોં ઉપરથી પરસેવો લ્હોવા લાગ્યો.

ત્યારપછી થોડી વારમાં એક વૃદ્ધ વયનો પુરૂષ ત્યાં આગળ આવી પહોંચ્યો અને અતિશય ક્રોધથી તે ઘાટીને બકવા લાગ્યો. ઘાટી પણ મ્હોં ફેરવીને, તેના સ્હામે બોલવા લાગ્યો. તેમના કજીઆનો ભાવાર્થ એ હતો કે, "વૃદ્ધ પુરૂષ ઘાટીને કહેતો હતો કે, તું એટલો ઉતાવળો ચાલ્યો આવ્યો કે, મ્હારે તને શોધવા રહેવું પડ્યું. મ્હને લાગે છે કે, ત્હારો ઈરાદો કાગળો લઇને ન્હાશી જવાનો હશે. જો હું તને જોઈ શક્યો ના હોત તો નક્કી તું ન્હાશી જાત." ઘાટીએ તેના ઉત્તરમાં જણાવ્યું કે, "હું એવો માણસ નથી. મ્હારા માંથે તમે એટલો બધો ભાર ઉચકાવ્યો છે કે, મ્હારો જીવ નીકળી જાય, તેથી ઉતાવળો ચાલી અહિયાં ભાર ઉતારીને તમારી રાહ જોઉં છું."

રામશંકરે બન્નેના કજીઆનો મર્મ જાણી લઇને, વૃદ્ધ ગૃહસ્થને કહ્યું:—"શેઠ ! એ બિચારાને બહુ ભાર લાગ્યો હતો. ભાર ઉતાર્યા પછી કેટલીયે વાર સુધી તે હાંફ્યા કરતો હતો."

વૃદ્ધ ગૃહસ્થ:—ભાઈ ! મ્હને લાગે છે કે તમે આ મુંબાઇ શહેરના

રહેવાશી નથી; અને એથીજ તમે આ ઘાટીઓના ચરિત્રથી અજ્ઞાત છો. એ લોકો શયતાનમાંના શયતાન હોય છે.

વૃદ્ધ ગૃહસ્થની આ વાત સાંભળી ઘાટી લાલ પીળો થઈ ગયો. તેણે દાંત પીસી લાલચોળ આંખ્યો કરીને તે ગૃહસ્થને અનેક વાતો સંભળાવી દીધી. વસ્તુતઃ મુંબાઈના ઘાટીઓ ઘણા ખરાબ હોય છે. તેઓ મનુષ્ય નામનેજ અયોગ્ય છે, તેમના આચાર વિચાર તથા વ્યવહાર સર્વે મનુષ્ય સ્વભાવથી કેવળ વિરૂદ્ધજ હોય છે. ગૃહસ્થોને વિરક્તકરવામાં તેઓ જેવા સિદ્ધહસ્ત હોય છે, તેવાજ ગાળો ખાવામાં, અને માર ખાવામાં પણ કુશળ હોય છે. તેઓ જાણે અજ્ઞાનતાના વિશાળ સ્તંભ જેવા હોયછે.

રામશંકરે વૃદ્ધ ગૃહસ્થને કહ્યું:—"મહાશય! દરિદ્રની વેદના સમજનાર દુનિયામાં કોઈ નથી. આટલો બધો ભાર નહિ ઉચકાવાથીજ તે દોડતો અહિ આવીને ઉભો રહ્યો છે. એમાં એનો ખોટો વિચાર હોય એવું લાગતું નથી."

ગૃહસ્થઃ—"તમારૂં નામ શું?"

"જી, મ્હારૂં નામ રામશંકર શાસ્ત્રી છે, હું ખેડા જીલ્લામાં આવેલા માતર ગામનો રહેવાશી છું."

"અહિયાં કોને ત્યાં આવ્યા છો? મુંબાઈમાં કાંઇ કામકાજ કરો છો?"

"જી ના. નોકરીને અર્થે આવ્યો છું; પરંતુ ત્રણ ચાર માસ થયા કંઈ પત્તો લાગતો નથી. હું અત્યંત ગરીબ છું, તેથીજ ગરીબનું દુઃખ જાણી શકું છું."

"અત્યારે તમે અહિંયાં ફરવાને માટે આવ્યા છો કે, કોઈ બીજે ઠેકાણે ગયા હતા?"

"એક માણસે કંઈક આશા આપી હતી, તેની પાસે ગયો

હતો; પરંતુ બીજે બધે ઠેકાણેથી નિરાશ થઇને પાછો ફર્યો હતો તેમ ત્યાંથી પણ પાછો ફર્યો છું તેથી આ સ્થાને જરા ઉભો રહ્યો છું."

તમારી વાતચિત ઉપરથી તમે કોઇ સારા સ્વભાવવાળા માણસ હો, તેમ લાગે છે. તમે શું કામ જાણો છો ?"

"જી, કામ તો બીજું શું જાણું ? ગુજરાતી નામું આવડે છે."

"ઠીક, તમે મ્હને કાલે સાંજના મળજો."

"કયાં આગળ મળું ?"

"મ્હારે ઘેર આવજો."

"મ્હેં આપનું મકાન જોયું નથીને ?"

"કાલબાદેવી રોડ ઉપર, એક પાણીનો મ્હોટો નળ છે તેની ડાબી બાજુના લાલ માળામાં."

"આપની રૂમનો નંબર કયો છે ?"

"એકસો ને સાત."

ત્યારપછી રામશંકરે પોતાની સ્થિતિ, દરિદ્રતા, વગેરે જણાવીને કહ્યું:—"મહાશય ! જો કોઇ પણ પ્રકારે આ વૃદ્ધ બ્રાહ્મણને રસ્તે ચડાવશો તો હું આપનો જીવન પર્યંત ઉપકાર ભૂલીશ નહિ."

"જો તમે કાલે આવશો તો હું નક્કી તમારે માટે કંઇ ગોઠવણ કરી શકીશ."

"શેઠ ! હું કાલે જરૂર આવીશ."

ત્યારપછી તે વૃદ્ધ ગૃહસ્થે ધાટીને રીમ ઉચકી લેવાનું કહ્યું, પરંતુ તે એમને એમ ઉપાડી શકયો નહિ તેથી રામશંકરે તેને ઉપાડવામાં મદદ કરીને તેને માથે ચડાવ્યાં અને થોડેક દૂર સુધી તેમની સાથે સાથે જઇને પછી તેમનાથી છૂટા પડી પોતાને મુકામે આવ્યા.



## પ્રકરણ ૧૧ મું.

### નોકરી મળી.

બીજે દિવસે રામશંકર શાસ્ત્રી વ્હેલા વ્હેલા આહારાદિથી નિવૃત થઇને સાયંકાળની રાહ જોવા લાગ્યા. પરંતુ સાયંઃકાળ આવતો ન્હોતો. બાર વાગ્યા પછી, સમય જાણે તેને અટકાવીને ઉભો રખ્યો હતો. કેટલીએક વાર સુધી રાહ જોયા પછી ઘડિયાળ તરફ જોયું તો, બે વાગ્યા હતા. શાસ્ત્રી મહાશય તેમનો જુતો જામો, સો કટકે સાંધેલા બુટ, અને સા‍ત આનાની ટોપી પહેરીને બહાર નીકળ્યા. રસ્તે જતાં જતાં તેઓ વિચાર કરવા લાગ્યા કે, બે વાગ્યાના સમયને શું મુંબાઇમાં સાંજનો સમય કહેવાતો હશે,—ના થોડીવાર રહીને જવું જોઇએ. અત્યારે જવાથી તે એમ જાણશે કે, આને બપોર સાંજની તો ખબર પડતી નથી, તેથી કદાચ નોકરીએ ના રાખે તો? થોડીવાર રહીનેજ જવું સારૂં, એ પ્રમાણેનો વિચાર કરતા કરતા ચાલ્યા જતા હતા. છેવટે તેમણે આમતેમ રખડી રઝળીને બાકીનો સમય પસાર કર્યો, અને ત્રણેક વાગ્યે પેલા ગૃહસ્થના મકાને આવી પહોંચ્યા.

મકાન સહજ ન્હાનું અને બેખંડનું હતું. બ્હારના ખંડમાં બેએક ખુરશીઓ અને એક ટેબલ હતું. ટેબલ ઉપર કેટલાક છાપેલા હેન્ડબીલો—ફાટેલા કાગળો—ફાઇલમાં કેટલાંએક પોષ્ટકાર્ડ—કેટલાંક ન્હાનાં ન્હાનાં પેકિંગબોક્ષો—ખડીઓ, કલમ, બ્લોટિંગપેપર ઇત્યાદિ અનેક ચીજો હતી. તેમાંની કેટલીક ચીજો છુટી છવાયી અને કેટલીક બરાબર ગોઠવેલી હતી. બારણા આગળ એક ચપરાશી બેઠો બેઠો લેમ્પ સાફ કરતો હતો. શાસ્ત્રી મહાશયે ચપરાશીને પૂછ્યું:—"શેઠ ક્યાં છે?"

"બ્હાર ગયા છે. તમે ક્યાંથી આવોછો ?"

"પાયધુની પરથી."

"કેમ આવ્યાછો ?"

"શેઠને મળવું છે."

"શું કામ છે, તે કહો તો જવાબ આપું."

"માત્ર મળવુંજ છે."

"તમે શું શેઠને કંઇ નોકરીને માટે વાત કરી હતી ?"

"હા, શેઠે તમને એ સંબંધી કાંઈ કહ્યું છે ?"

"ના, બીજું કંઇ કહ્યું નથી. માત્ર તમને બેસાડવાનું કહ્યું છે. તેઓ હમણાં આવશે."

રામશંકરે રૂમમાં પ્રવેશ કર્યો અને એક ખુરશી ઉપર બેઠા. તેઓ બેઠા બેઠા શેઠ સંબધી અનેક પ્રકારના પ્રશ્નો પૂછવા લાગ્યા.

"આ શેઠનું પોતાનું મકાન છે કે શું ?"

"ના, ભાડાનું છે."

"મહિને કેટલું ભાડું આપવું પડે છે ?"

"વિશ રૂપિઆ."

"અહિંયાં તેઓ સહપરિવાર રહે છે ?"

"ના."

"ત્યારે આટલું મ્હોટું મકાન રાખવાની જરૂર શી ?"

"અહિંયાં તેમનો વેપાર ચાલે છે."

"શેનો વેપાર ?"

"ઓરડર સપ્લાઇંગનો."

"એટલે ? એક બીજાને માલ આપી દલાલી કરવાનો ?"

"ના."

"ત્યારે ?"

"કેટલૉગ છપાવી તેમાં ઘડિયાળ, સોના રૂપાનાં ઘરેણાં, છરીઓ કાતર, છોકરાને રમવાનાં રમકડાં, કપડાંલત્તાં વગેરેની જાત અને દર લખી પરદેશમાં વહેંચાવરાવે છે અને પરદેશના લોકો તે વાંચી પત્ર મારફતે જોઈતી ચીજો મંગાવે છે. શેઠ બજારમાંથી ખરીદી લાવીને તેમને મોકલાવી આપે છે."

"તેમાં મળે શું?"

"મહિને ત્રણસોં ચારસોં રૂપિઆ મળે."

"તમને કેટલો પગાર આપે છે?"

"પંદર રૂપિઆ."

"અહિંયાં ચપરાશીઓનો પગાર તો દશ રૂપિઆ હોય છે. તમને પંદર કેમ આપે છે?"

"હું આ સઘળી ચીજોને પારસલ કરવાનું, કેટલૉગ વ્હેંચવાનું, બજારમાંથી ચીજો ખરીદી લાવવાનું ઘણી સરસ રીતે જાણું છું. તેથી મ્હને વધારે પગાર આપે છે."

"તમે અહિંયાં કેટલા વખતથી નોકરી કરોછો?"

"બે વર્ષથી."

"શેઠનો વેપાર કેટલા વખતથી ચાલે છે?"

"એજ વખતથી શેઠનો વેપાર પણ ચાલે છે."

"પહેલાં તમે શું શેઠ પાસેથી આ સઘળું કામ શીખ્યા હતા?"

"ના, પહેલાં હું એક બીજા શેઠને ત્યાં નોકરી કરતો હતો પરંતુ એ જેલમાં ગયા ત્યારથી અહિંયાં આવ્યોછું."

"તેઓ જેલમાં કેમ ગયા?"

"પરદેશના કોઇ ગ્રાહકને તેમણે રૂપાની ઘડિયાળ કહીને નીકલની મોકલી હતી તેથી."

"ત્યારે આ ધંધામાં પણ જોખમ તો ખરૂંજ!"

"મનુષ્યને ડગલે ડગલે જોખમ હોય છે. ગ્રાહકોને ઠગીએ તો આફતમાં આવી પડીએ."

"આ શેઠ?"

"એ તો સારા માણસ છે."

"તમારો પગાર મહિને ને મહિને આપે છે?"

"કેમ ના આપે!"

એ દરમ્યાન ચપરાશીનું લેમ્પ સાફ કરવાનું કામ પૂરૂં થયું, તેણે તેને યથાસ્થાને મૂકી આવીને કહ્યું:–"તમે પાન ખાઓ છો?"

રામશંકર:–"હા, ખાઉં છું."

"તમે કયી જ્ઞાતિના છો?"

"બ્રાહ્મણ."

ચપરાશીએ પાન સોપારી લાવીને રામશંકરના હાથમાં મૂક્યાં. રામશંકર જેવા પાન બનાવીને મ્હોંમાં મૂકવા જાય છે કે તરત શેઠ આવી પહોંચ્યા.

શેઠને આવેલા જોઈ રામશંકર અત્યંત વિચારમાં પડી ગયા. આ ગૃહસ્થજ તેમના ભવિષ્યના શેઠ થશે, કે બીજાને સિપારસ કરી નોકરી અપાવશે? જો એજ શેઠ થવાના હોય તો એમના દેખતાં પાન કેમ ખવાય? તેઓ પાનને ખિસ્સામાં મૂકી દેવાની તૈયારીમાં હતા એટલામાં તે ગૃહસ્થે કહ્યું:–"તમે મ્હારા કરતાં મ્હોટાછો–ઉપરાંત બ્રાહ્મણછો–આપ ખુશીથી પાન ખાઓ."

રામશંકરને હજીસુધી માલૂમ ન્હોતું કે, આ ગૃહસ્થ કયી જ્ઞાતિના છે અથવા તો તેમનું નામ શું છે? પરંતુ અત્યારે તે સંબંધમાં પૂછવાનું તેમને યોગ્ય લાગ્યું નહિ તેથી તે કાંઈ જાણી શકયા નહિ. સમયને અનુસરીને તેમણે પાનને મ્હોંમાં મૂકયું.

ગૃહસ્થ એકવાર અંદરના રૂમમાં જઇ આવીને પાછીથી ખુરશી

ઉપર બેઠો. રામશંકરે કહ્યું:–"શેઠ! તમે મ્હને મળવાનું કહ્યું હતું તેથી આવ્યો છું. આપને આ ગરીબ બ્રાહ્મણની વાત યાદ તો હશેજ."

ગૃહસ્થ:–"હા, છે. તમે મ્હારે ત્યાં કામ કરશો? મ્હારે એક માણસની જરૂર છે."

"શેઠ મ્હેં મ્હારી સ્થિતિ આપને પહેલેથી જણાવી દીધેલી છે. આપ જો દયા કરીને મ્હને આશ્રય આપશો, મ્હારૂં પ્રતિપાલન કરશો તો હું જીવન પર્યંત આપનો ઉપકાર માનીશ. મ્હારે શું કામ કરવું પડશે?"

ગૃહસ્થ:–"નામું લખવું પડશે. બીજું ઑફીસની સઘળી જોખમદારી તમારે શિર રહેશે. આપ વિશ્વાસુ નીવડશો તો આપણી જાહેરખબરનો પણ તમારા નામથી પ્રચાર કરવામાં આવશે."

રામશંકર:–"મ્હને બીજા કામકાજમાં તો કંઇ સમજણ પડતી નથી પરંતુ નામું બરાબર જાણું છું."

ગૃહસ્થ:–"બીજા કામમાં સમજણ નહિ પડતી હોય તો પણ ચાલશે. તમારી હોંશીયારીના પ્રમાણમાં તમે તે જલદી શીખી શકો એમ લાગે છે."

રામશંકર:–પગાર કેટલો આપશો શેઠ!

ગૃહસ્થ:–હાલમાં તો તમને વિશ રૂપિઆ મળશે, પછી જો તમે વિશ્વાસુ નીવડશો તો વધશે.

રામશંકર:–"આપની કૃપા હશે તો સૌ સારૂં થશે. પરંતુ મુંબાઇમાં મ્હારે રહેવાનું મકાન નથી, આટલા દિવસ આમતેમ રખડીને કાઢયા છે. તેમ વિશ રૂપિઆના પગારમાં મકાન ભાડે રાખવા જાઉં તો પછી મ્હારા પગારમાંથી કંઈ બચે તેમ લાગતું નથી."

ગૃહસ્થ:–"મ્હારે આટલું મ્હોટું મકાન ખાલી પડી રહ્યું છે; તમને હરકત ના હોય તો ખુશીથી અહિંયાં રહેજો. ઉપરાંત જો બીજું

એક કામ કરશો તો તમારે ખાવા પીવાના પૈસા પણ ખરચવા પડશે નહિ.

રામશંકરઃ—" શું ? હું ગરીબ છું, પૈસાને માટે 'ચોરી છીનાળી' સિવાયનું કાંઈ પણ કામ હશે તે કરીશ."

ગૃહસ્થઃ—" જો તમે આપણા બન્ને જણની રસોઇ કરી શકશો તો તમને ખાવાને માટે એક પૈસો પણ ખરચ નહિ થાય."

" કેમ ના કરી શકું, ખુશીથી કરીશ."

" ત્યારે તમે કયારથી આવશો ?"

" આપ કહો ત્યારથી."

" કાલ સ્હવારથી આવજો."

" જેવી આજ્ઞા. કાલે આવીશ. આપનું—"

" મ્હારૂં નામ પૂછોછો ? મ્હારૂં નામ શામળદાસ છે." બ્હાર-ના બારણે જે " સામળદાસ એન્ડ કો." નું પાટીયું માર્યું છે તે આ કંપનીનું નામ છે. હુંજ તેનો વ્યવસ્થાપક છું."

ત્યારપછી રામશંકર શાસ્ત્રી શામળદાસ શેઠની રજા લઇને વિદાય થયા.

પાયધુની પરના જે મકાનમાં રામશંકર શાસ્ત્રી રહેતા હતા, ત્યાં જઇને તેમણે નોકરી મળ્યાની વાત કરી. દુઃખી બ્રાહ્મણને મહા-મહેનતે નોકરી મળેલી સાંભળી સૌ ખુશી થયાં.

બીજે દિવસે સ્હવારમાં પોતાનાં એકાદ બે મેલાં કપડાં લઇને, રામશંકર શાસ્ત્રી " સામળદાસ એન્ડ કંપની "ના મકાને આવી પહોંચ્યા અને શેઠને મળ્યા.

સામળદાસ શેઠે, રામશંકરને જે જે કાર્યો કરવાનાં હતાં, તે બતાવી દીધાં. રામશંકર શાસ્ત્રીએ માસિક વિસ રૂપિઆની નોકરી મળ્યાના શુભ સંવાદ તેજ દિવસે પોતાની પત્નીને લખી મોકલ્યા.

# પ્રકરણ ૧૨ મું.

## નોકરીનું ફળ

એક માસ પૂરો થતા થતામાં તો શાસ્ત્રી મહાશયની મહામહેનતે મેળવેલી નોકરીમાં કરૂણાજનક વાજીંત્રો વાગી ઉઠયાં. તેમના શેઠે—સામળદાસ એન્ડ કંપનીના વ્યવસ્થાપકે—શાસ્ત્રી મહાશયના નામની એક જાહેર ખબર ફેલાવી હતી—જાહેર ખબર આપી ગરીબનો સર્વ નાશ કરવાનો આરંભ કર્યો હતો. શાસ્ત્રી મહાશય આ બાબતમાં કશુંયે જાણતા ન્હોતા. એક દિવસે તેઓ ઑફિસમાં બેસીને કામકાજ કરતા હતા એવામાં ચાર પાંચ પોલિસ કૉન્સ્ટેબલોને સાથે લઈ એક ફોજદારે આવીને તેમને પૂછ્યું:—" તમારૂં નામ શું ? "

પોલિસોને જોઈ રામશંકર કંપી ઉઠયા. તેમણે પૂછ્યું:—" કેમ સાહેબ ? "

" કામ છે. "

" મ્હારૂં નામ રામશંકર શાસ્ત્રી છે. "

" રહેવાશી ક્યાંના ? "

" માતરના. "

" તમે 'કામોત્તેજક ગુટિકા' નામની ખાવાની દવા બનાવીને વેચો છો ? "

" મ્હારાં નામથી વેચાય છે ખરી, પરંતુ તેના માલિક તો મ્હારા શેઠ છે. કેમ સાહેબ ! શું થયું છે ? "

" તેનું એકાદ હેન્ડબીલ તમારી પાસે છે ? "

" હા, હશે ખરૂં. "

" લાવો જોઇએ. "

રામશંકરે એક છાપેલું હેન્ડબીલ કાઢયું. ફોજદારે કહ્યું:-"વાંચો."

રામશંકરે હેન્ડબીલ વાંચી સંભળાવ્યું. તેમાં આ પ્રમાણે લખેલું હતું:-

## કામોત્તેજક-ગુટિકા.

બળ વિર્યહીન ભારતવાસીઓ માટે આ એક ચમત્કારિક ઈલાજ છે. આના સેવનથી શરીરની કમતાકાત, માંથાનો દુ:ખાવો, હાથ પગનું તૂટી જવું, વગેરે ભયંકર રોગોમાંથી મનુષ્ય મુક્ત થઈ પોતાની ગુમાવેલી તાકાત ફરીને મેળવે છે. જેઓએ આડે રસ્તે દોરાઇ પોતાની શક્તિ ગુમાવી દીધી હોય, જીવનપર કંટાળો લાવી આત્મહત્યા કરવા તૈયાર થયા હોય, તેઓને ખાસ કરીને ભલામણ કરવામાં આવે છે કે, તેમણે એક વખત અમારી આ દવાની અજમાયશ કરી જોવી. અમારી આ દવા જીવનના કંટાળાને દૂર કરીને અખૂટ તાકાત આપે છે. જે સર્વ સ્ત્રીઓનું શરીર પ્રસુતિ આદિ રોગથી દુર્બળ થઈ ગયું હોય, મ્હોંનો રંગ શ્યામ પડી ગયો હોય, શરીરમાં આળસ ભરાઈ ગઇ હોય તેમને પણ અમારી આ કામોત્તેજક-ગુટિકા ગુમાવેલું યૌવન ફરીને પ્રાપ્ત કરાવી આપે છે. ઉપરાંત તાવ, દમ, ખાંસી, કૉલેરા અને પ્લેગ તો બિલકુલ થવાજ પામતો નથી. જે સર્વ બાલક બાલિકાઓ સાધારણ રીતે યા કોઈપણ પ્રકારના રોગથી દુર્બળ હોય, તેઓ અમારી આ ગુટિકાથી પ્રફુલ્લ કમળ સમાન થાય છે. અમારી આ દવાનો સ્વાદ અમૃત જેવો છે. વાપરવાની રીત-એક ગોળી સાંજે અને એક સવારે દૂધ સાથે લેવી. અમારી આ દવા દુર્બળ નરનારીઓ માટે દેવતાઓના શુભાશિર્વાદ સમાન છે! પચાસ ગોળીની એક શીશીની કિંમત માત્ર રૂપિઓ સવા. મ્હોટા મ્હોટા વૈદો તેમજ ડૉકટરોએ અમારી આ 'કામોત્તેજક-ગુટિકા' ની મુક્તકંઠે પ્રશંસા કરી,

અસંખ્ય સરટિફીકેટો આપ્યાં છે. જે સઘળાં સ્થળ સંકોચને અનુસરીને અત્રે છાપવામાં આવ્યાં નથી.

તા. ક. બ્હાર ગામ માટે એજંટો જોઇએ છે.

મળવાનું ઠેકાણું:—

રામશંકર શાસ્ત્રી, માતરવાળા.

નં. ૧૦૭ કાલબાદેવી રોડ,

મુંબાઈ.

રામશંકર શાસ્ત્રી હેન્ડબીલ વાંચી રહ્યા એટલે ફોજદાર સાહેબે સ્મિત હાસ્ય કરીને કહ્યું:—"વારૂ, આ ગુટિકા તમે પોતેજ બનાવી છે?"

"જી, ના."

"ત્યારે ?"

"મ્હારા શેઠે,"

"તે હું સમજ્યો—આપના જેવા સારા મનુષ્યો દ્વારા આ કામ બનેજ નહિ."

"કેમ, શું થયું છે સાહેબ ?"

"આપની આ દવાનું સેવન કરવાથી બ્હારગામના એક સદ્-ગૃહસ્થનો ચાર વર્ષનો છોકરો મૃત્યુ પામ્યો છે."

"કંઇ સમજણ પડી નહિ."

"તમારી દવા ખાવાથી એક છોકરો મરી ગયો છે. તમે ક્યા ક્યા પદાર્થોનું મિશ્રણ કરીને દવા બનાવો છો તે કહેશો ?"

"જી, એ હું જાણતો નથી."

"ત્યારે કોણ જાણે છે?"

"મ્હારા શેઠ."

"તમારા શેઠનું નામ શું ?"

"સામળદાસ વ્રજવલ્લભદાસ."

" તેઓ ક્યાં રહે છે ? "

" આ મકાનમાં. "

" અત્યારે અહિંયાં છે ? "

" હા છે. બોલાવું ? "

" આપ બોલાવી શકશો નહિ. ચપરાશી કયાં છે ? "

ચપરાશી શેઠને માટે શાક લેવાને ગયો હતો તે હાથમાં શાક લઇને ત્યાં આવી પહોંચ્યો. પોલિસોને જોતાં તે જાણી ગયો કે, નક્કી કંઈ આફત આવી પડી હોય એમ જણાય છે. તેનો પ્હેલો શેઠ જે જાળમાં સપડાયો હતો તેજ જાળમાં આ શેઠ પણ સપડાયા છે. તે સ્તબ્ધ બનીને ફોજદાર સ્હામું જોઈ રહ્યો. ફોજદાર સાહેબે રામશંકરને પૂછ્યું:—આજ તમારો ચપરાશી છે કે ?

" જી હા. "

" ત્હારા શેઠ કયાં છે ? "

કરમાયલા ચ્હેરે ચપરાશીએ કહ્યું:—સાહેબ ! તેઓ ઘરમાં હશે. હું તો શાક લેવાને ગયો હતો.

" બોલાવ જોઇએ. "

ચપરાશીએ રૂમમાં જઇને જોયું તો શેઠ મળે નહિ. તેણે રૂમના દરેકે દરેક ખૂણા તપાસી જોયા, પરંતુ કંઈ પત્તો લાગ્યો નહિ. તેણે જોયું તો રૂમનો પાછલો દરવાજો ખુલ્લો હતો. ચપરાશી સમજી ગયો કે પોલિસને જોઈ શેઠ આ દરવાજેથી પલાયન કરી ગયા હોવા જોઇએ. જે રૂમમાં તેના શેઠની પેટીઓ વગેરે રહેતી હતી તે રૂમમાં જઇને જોયું તો સઘળી પેટીઓ એમને એમ હતી, માત્ર એક પેટી કે જેમાં શેઠના પૈસા રહેતા હતા તે પેટી ન્હોતી. ચપરાશીને શેઠના પલાયન થઇ જવા ઉપર સંપૂર્ણ વિશ્વાસ આવ્યો; તેણે બ્હીકથી ધ્રુજતાં ધ્રુજતાં ફોજદાર પાસે આવીને સર્વ હકિકત નિવેદન કરી.

"તેઓ ક્યા ગામના છે?"

"સાહેબ! એ હું જાણુતો નથી."

"તમે જાણો છો રામશંકર?"

"ના સાહેબ! હું પણ જાણુતો નથી."

"જેની નોકરી કરો છો તેનું ઠેકાણું પણ જાણુતા નથી!"

"જી ના. એક દિવસ મ્હેં પૂછયું હતું. પરંતુ તેમણે વાત ઉડાવી દીધી હતી."

"ત્યારે શું તમે તે વખતે સમજી શકયા ન્હોતા કે, એ માણસ જ્યારે ગામનું નામ જણાવતો નથી ત્યારે એક બદમાશ હોવો જોઇએ. તેવા માણસની નોકરી કરવી સારી નહિ."

"જી ના, તે વખતે મ્હેં વિચાર કર્યો ન્હોતો. મ્હેં જાણ્યું કે, ગામનું નામ નહિ જણાવવાનું કંઇ બીજું કારણુ હશે યા તો મ્હારી વાત સાંભળી નહિ હોય."

"તમારે ત્યાંથી જે સઘળાં પારસલો મોકલવામાં આવે છે, તેની ચોપડીમાં નોંધ રાખો છો કે?"

"હા, સાહેબ."

"એ ચોપડી બતાવો."

રામશંકરે ચોપડી ખોલીને બતાવી. ફોજદારે જોયું તો તે ચોપડી ઉપર "સામળદાસ એન્ડ કંપનીનો રબર સ્ટેમ્પ મારેલો હતો. અને શિક્કાની નીચે "Samaldas V. Shah." એ પ્રમાણેની સહી કરેલી હતી. ફોજદારે પૂછયું:—આ ઈંગ્રેજી પણ તમે લખેલું છે?"

"ના સાહેબ, હું ઈંગ્રેજી જાણુતો નથી."

"ત્યારે કોનું લખેલું છે, તે કહી શકો છો?"

"હા, મ્હારા શેઠે લખેલું છે."

"આ ચોપડીમાં જે નોંધ લેવામાં આવી છે તે કોના હાથે લખાયલી છે?"

"મ્હારા હાથે. પરંતુ 'રિમાર્ક' ના ખાનામાં જે ઇંગ્રેજીમાં લખેલું છે, તે મ્હારા શેઠે લખેલું છે."

ફોજદારને તપાસ કરતાં માલૂમ પડયું કે, તેમાં કોઈ કોઈ ઠેકાણે Paid અને કોઇ કોઈ ઠેકાણે Refused લખી નીચે S. V. Shah ની સહી કરી તારીખ નાંખવામાં આવેલી હતી. ફોજદારે પૂછયું:— બીજું બધું ગુજરાતીમાં લખવામાં આવેલું છે, અને આટલું તે ઇંગ્રેજીમાં કેમ લખતા હતા ?

"હું જે દિવસે ગ્રાહકનો કાગળ મળતાં નામ ઠેકાણું લખીને પારસલ રવાના કરતો હતો તે દિવસે તેઓ તેમાં કશુંયે લખતા ન્હોતા. પરંતુ પારસલ પહોંચીને જ્યારે બીલ થઇને રૂપિઆ આવતા યા તો પારસલ પાછું આવતું ત્યારે તેઓ પોતે લખતા હતા. હું જે દિવસે પારસલ મોકલતો હતો તે દિવસે આ પહેલા ખાનામાં તારીખ નોંધતો હતો અને જે દિવસે પૈસા યા તો પારસલ પાછું આવતું તે દિવસે તેઓ આ સહી કરીને તારીખ લખતા હતા.

"તમે ઇંગ્રેજી જાણતા નથી. તેનો પૂરાવો શો ?"

"હું જાણતો નથી, તેનો શો પૂરાવો આપું કહો ?"

"આ તમારા કામકાજમાંથી કોઈ પ્રકારે એમ બતાવી શકશો કે, તમે ઇંગ્રેજી જાણતા નથી—શેઠ ગુજરાતીમાં લખી આપે ત્યારેજ તમે કામ કરી શકો. ?"

"હા, એ બતાવવાને તૈયાર છું."

"શા પૂરાવા છે ?"

"જે સઘળા ગ્રાહકોએ ઇંગ્રેજીમાં પત્ર લખ્યા હોય તેમને જે જે મોકલવાનું હોય તે તથા ઇંગ્રેજી શિરનામું તેજ કાગળ ઉપર મ્હને ગુજરાતીમાં લખી આપતા હતા, ત્યાર પછી હું ચોપડીમાં લખતો હતો."

"પારસલ અને નોંધ કોણ લખતું હતું ?"

"હું ઇંગ્રેજી જાણતો નહિ હોવાથી તે શેઠ પોતેજ લખી લેતા હતા."

"મનીઓરડર યા તો Refused પારસલ કોણ સહી કરીને લેતું હતું?"

"શેઠ પોતે લેતા હતા."

"તમારી કામોત્તેજક ગુટિકા કોણ તૈયાર કરતું હતું?"

"શેઠ બતાવતા હતા તેમ ચપરાશી શીશીમાં ભરીને લેબલ લગાવતો હતો."

ફોજદાર સાહેબે ચપરાશીને પૂછ્યું:-"કામોત્તેજક ગુટિકા તું તૈયાર કરતો હતો?"

"શેઠ બધી ચીજોની મેળવણી કરી આપતા હતા એટલે હું ગોળીઓ વાળી શીશીમાં ભરીને લેબલ મારતો હતો."

"શું શું નાંખીને તે તૈયાર કરવામાં આવતી હતી તે તું જાણે છે?"

"ના સાહેબ; હું શીખી જાઉં એ બ્હીકે તેઓ પોતે મેળવીને આપતા હતા. તોપણ અંદર 'એરારૂટ' આવતું હતું એ હું જાણું છું, તેમ બીજી પણ કેટલીક ભૂકીઓ અને પ્રવાહી પદાર્થોનું મિશ્રણ કરવામાં આવતું હતું પરંતુ એ સઘળું હું જાણતો નથી."

"ત્હારા શેઠે આ હેન્ડબીલ્સ ક્યાં છપાવ્યાં છે તે જાણે છે?"

"હા, તેમનું સઘળું છાપવાનું કામ 'જહન્નમ પ્રેસ' માં આપવામાં આવતું હતું."

ફોજદારે રામશંકરને પૂછ્યું:-ત્યારે 'જહન્નમ પ્રેસ' ના માલિકનું પણ તમારી ચોપડીમાં ખાતું હોવું જોઇએ!"

"હા છે."

"જોઉં."

રામશંકરે ખાતાવહી કાઢીને 'જહન્નમ પ્રેસ' નું ખાતું બતાવ્યું.

ફોજદાર સાહેબે તે તપાસીને જ્યાં 'કામોત્તેજક ગુટિકાનાં હેન્ડ-બીલ દશ હજારની છપામણીના રૂપિઆ દશ' જમે કર્યાં હતા ત્યાં લાલ સહીથી નિશાન કર્યું. ત્યારપછી તેણે કહ્યું:—"શાસ્ત્રી; શંકરલાલ માધવલાલ વ્યાસ, ગોપીપુરા સુરત—એ નામે કયારે પારસલ રવાના કરવામાં આવ્યું છે તે જુઓ જોઇએ !"

રામશંકરે ચોપડી જોઇને ખાતું શોધી કાઢયું. ફોજદારે જોયું કે, તે રૂપિઆની પહોંચ પણ રામશંકરના શેઠે સ્વીકારેલી હતી. પછીથી તેણે ચોપડીઓ તેમ બીજા કેટલાક જરૂરના કાગળપત્રો બાંધી લઈ રામશંકર શાસ્ત્રી અને ચપરાશીને હાથકડી નાંખી એક કૉન્સ્ટેબલને ગાડી બોલાવવાનો હુકમ કર્યો.

ગાડી આવતાં બન્ને તહોમતદારોને ગાડીમાં બેસાડી, સામળદાસ એન્ડ કંપનીના મકાને સરકારી સીલ લગાવીને તેઓ પોલીસ ચૉકી ઉપર ચાલ્યા ગયા.



## પ્રકરણ ૧૩ મું.



## જેલમાં.

નિસ્તબ્ધ મધ્યાનકાળે પોલિસ ચોકીની એકાંત ઓરડીમાં રામ-શંકર શાસ્ત્રી એકલા બેસીને વિચાર કરવા લાગ્યા કે, "નસીબ ! ત્હારી લીલા ન્યારી છે. અત્યાર સુધી હું નોકરી ચાકરી વગર રખડતો હતો, છેવટે નોકરી મળી ત્યારે ખૂનનો ગુન્હો મ્હારે શિર આવ્યો. મ્હને લાગે છે કે, અહિંયાંજ મ્હારી જીવનલીલાનો છેલ્લો પડદો પડશે. જો કે તેમાં કંઈ હરકત નથી; પરંતુ બન્ને નિરાશ્રિત કંગાલિનીઓ મ્હારા પર આધાર રાખીને રહી છે, મ્હને નોકરી મળેલી સાંભળી તેઓને

કેટલોયે આનંદ અનુભવ્યો હશે. હું રૂપિઆ મોકલાવીશ—તેમનું ગુજરાન થશે—એ આશાથી તેમનાં દુઃખિત્ અંતઃકરણોમાં આશાના અંકુર ફુટ્યા હશે. હવે એ શા સમાચાર સાંભળશે ! મ્હારી આ આફતના સમાચાર સાંભળી તેઓ શું કરશે ? મ્હારૂં આ દુનિયામાં કોઇ નથી કે જે મ્હારો ઉદ્ધાર કરવાને આવે.

એકાએક જે રૂમમાં શાસ્ત્રી મહાશય હતા, તે રૂમનો દરવાજો ખુલ્યો અને એક પહેરેગીરે રૂમમાં પ્રવેશ કરીને કહ્યું:—"તમને સાહેબ બોલાવે છે."

શાસ્ત્રી મહાશય બેઠા હતા ત્યાંથી ઉઠીને ઉભા થયા, અને કહ્યું:—"તેઓ ક્યાં છે ?"

પહેરેગીરઃ—"ઓફિસમાં."

રામશંકરઃ—"ત્યાં આગળ બીજું કોણ છે ?"

"કોઈ નથી—તેઓ એકલાજ છે."

"મ્હને કેમ બોલાવે છે, તે કહી શકશો ?"

"આ મુકદ્દમા સંબંધી કંઇ પૂછવાનું હોય એમ લાગે છે."

પહેરેગીરની સાથે રામશંકર શાસ્ત્રી ધીમે ધીમે ફોજદાર સાહેબની ઓફિસમાં આવ્યા.

તે ઓફિસમાં એક ગોળ ટેબલની આસપાસ ચાર ખુરશીઓ મૂકવામાં આવેલી હતી. તેમાંની એક ખુરશી ઉપર બેસી ફોજદાર સાહેબ કેટલાંએક કાગળીયાં ઉથલાવતા હતા. રામશંકર શાસ્ત્રીએ ત્યાં આગળ આવીને જોયું તો તેમના મુકદ્દમાના સઘળા કાગળપત્રો ફોજદાર સાહેબ ઉથલાવી ઉથલાવીને જોઈ રહ્યા હતા.

રામશંકર શાસ્ત્રી તરફ જોઇને ફોજદાર સાહેબે કહ્યું—"આવો આ ખુરશીમાં બેસો."

શાસ્ત્રી મહાશય ખુરશીમાં બેઠા અને ફોજદાર સાહેબની ગૃહસ્થાઇને માટે મનમાં ને મનમાં તેમને સેંકડો ધન્યવાદ આપવા લાગ્યા. તેમણે પરદેશના જે ફોજદારોનાં દર્શન કર્યાં હતાં તેમાં અને આ ફોજદારમાં યમદૂત અને વિષ્ણુદૂત જેટલો ભેદ હતો.

શાસ્ત્રી મહાશય ખુરશીમાં બેઠા એટલે ફોજદાર સાહેબે કહ્યું:–"તમારે ગામ તમારૂં કોણ સગું છે?"

"એક વિધવા કન્યા અને સ્ત્રી."

"કોઈ પુરૂષ નથી?"

"એક ભાઇ છે; પરંતુ મ્હારી પાસે પૈસા નથી. અને તેણે પૈસા એકઠા કર્યા છે તેથી તે મ્હારાથી જુદો રહે છે."

"તેને એકાદ પત્ર લખો."

"કેમ સાહેબ?"

"આપની વિરૂદ્ધ જે મામલો ઉપસ્થિત થયો છે, તે તમે સમજ્યા છો?"

"હા, સમજ્યો છું; પરંતુ તેનો બરાબર મર્મ જાણી શક્યો નથી."

"તમારી આ કામોત્તેજક ગુટિકામાં કંઇક એવી ચીજ છે કે, જે ખાઇને સુરત શહેરમાં એક બાળકનું મૃત્યુ થયું છે."

"તેમાં હું શું કરૂં? મ્હેં એ દવા તૈયાર કરી નથી; તેમ હું એનો અધિકારી પણ નથી."

"પરંતુ હેન્ડબીલમાં તમારૂં નામ છે. આપે જે જાહેરખબર આપી છે તેમાં એ દવા તમારી છે એમ છાપવામાં આવ્યું છે; અને એજ ઉપરથી લોકોએ ઑરડર આપવા માંડ્યા હતા."

"હું એમાંનું કંઈ પણ જાણતો નથી."

"એમ મ્હોડે કહેવાથી મેજીસ્ટ્રેટ સાહેબ કંઈ માનશે નહિ. તમો

નક્કી ત્હોમતદાર થવાની સંભાવના છે. હા, કદાચ મુકદ્દમો સીધો ઉતરે અને તમારો શેઠ પકડાય તો શું થાય; તે કહી શકાય નહિ."

"મ્હારૂં અહિયાં કોઈ નથી જે મુકદ્દમાને સીધો ઉતારી શકે."

"તેથી તો હું પૂછતો હતો કે, તમારૂં કોઈ સગું છે? આપની વાતચિતથી અને મુખાકૃતિનું અવલોકન કરતાં તમે કોઇ સારા માણુસ દેખાઓ છો. તમારા ભાઇને હમણાંજ એકાદ પત્ર લખી નાંખો. તેને લખો કે પત્ર વાંચીને તરત મુંબાઇ આવે; ઘણું ખરૂં તમારે ભાયખળાની જેલમાં રહેવું પડશે."

શાસ્ત્રી મહાશયનું મ્હોં શ્યામ થઇ ગયું. તેમનું અંતઃકરણ કંપી ઉઠયું; આંખ્યોમાંથી અશ્રુઓ ઝરવા લાગ્યાં.

ફોજદારે કહ્યું:—"બીજું એ કે, તમે પહેલે દિવસેજ મેજીસ્ટ્રેટ સ્હામે હાજર થઇને, તમારા શેઠના નામ ઉપર વારંટ નીકળે તેવી પ્રાર્થના કરજો. તેનુ ફળ તમે જાણી શકશો."

શાસ્ત્રી મહાશયે હથેળીવડે અશ્રુઓ લ્હોઇને કહ્યું:—"મ્હારૂં કોઇ નથી, તેમ એક પૈસો પણુ ખરચ કરવાનું મારામાં સામર્થ્ય નથી. જો કદાચ હું છૂટો થાઉં તો તે માત્ર તમારીજ કૃપાથી. તમે મ્હને બચાવજો, હું નિરપરાધી છું."

"જો તમે ગુન્હો નહિ કર્યો હોય તો ભગવાન પોતે આવીને તમારૂં રક્ષણુ કરશે."

"તમે મ્હારા ભાઇને તેડાવવાનું કહો છો, તો ભલે આપની આજ્ઞાનુસાર હું તેને કાગળ લખું છું; પરંતુ તેણે મ્હને કદાપિ કોઇપણુ પ્રકારની સહાય કરી નથી તેથી આ આફતમાં પણુ તે આવશે નહિ યા તો કોઈપણુ પ્રકારની સહાય કરશે નહિ."

"એમ નિરાશ થશો નહિ; ગમે તેમ કહો તોપણુ તમારો ભાઇ છે. મારો સમજવા પ્રમાણે તો તે નક્કી આવશે."

" પત્ર લખવાનો બીજો પણ એક વાંધો છે."

" શો ?"

" મ્હારી આ સ્થિતિની વાત સાંભળી મ્હારી સ્ત્રી અને પુત્રી ગાભરાં બની જશે. મ્હારા નસીબમાં જેમ લખ્યું હોય તેમ થવા દ્યો. તેમને આ સમાચાર જણાવી દુઃખી કરવાનું મ્હને યોગ્ય લાગતું નથી."

" તેઓ જાણશે તો કંઈક પણ બંદોબસ્ત કરી થોડા ઘણા પૈસા મોકલાવશે."

" રૂપિયા ! તેમને ખાવાનું તો ઠેકાણું નથી ને તેઓ રૂપિઆ કેવી રીતે મોકલે ?"

" ત્યારે એમ હોય તો એક કામ કરો. તમે તમારા ભાઇને પત્ર લખો અને તેમાં એમ જણાવજો કે, કોઇને વાત કહે નહિ અને જલદીથી અહિંયાં એકલો ચાલ્યો આવે."

ત્યારપછી રામશંકરે ફોજદાર પાસેથી કાગળ, કલમ અને ખડીઓ લઇને કાગળ લખવા માંડ્યો. કાગળ લખી રહ્યા પછી તેમણે ફોજદાર સાહેબને કહ્યું:—મ્હારી પાસે તો એક પૈસો પણ નથી; ટિકીટ ક્યાંથી ખરીદીશ ?"

" તમે રહેવા દ્યો, હું ટિકીટ ચ્હોડાવી પોષ્ટ કરાવી દઇશ."

" મ્હેં જે લખ્યું છે તે બરાબર છે કે કેમ; તે એક વખત સાંભળી જાઓ."

" વાંચો."

શાસ્ત્રી મહાશયે પત્ર વાંચ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

" પ્રિય ભાઇશ્રી ગોપાલ !

ઘણા દિવસ થયા આપના તરફથી કંઇ સમાચાર મળ્યા નથી.

હું વધારે આફતમાં આવી પડી તમને પત્ર લખું છું. તમારા શિવાય મ્હારૂં આ દુનિયામાં કોઈ નથી. જો તમે મ્હારી આ આફત વખતે નહિ આવી પહોંચો—મ્હારા ઉદ્ધારનો ઉપાય નહિ કરો તો હું ખુની તરીકે ફાંસીના લાકડે ઝુલીશ. જો મ્હારા તરફથી તમને કંઈપણ નિષ્ઠુરતા બતાવવામાં આવી હોય તો તે ભૂલી જજો. મ્હારૂં જીવન મરણ આજ તમારા ઉપર અવલંબી રહેલું છે. વ્હાલા ભાઇ! પુત્ર કહું તોપણ તું છે, ભાઈ કહું તોપણ તું છે, મ્હારૂં તો દુનિયામાં કોઈ છે નહિ. જો તું મ્હારો જીવ બચાવવા માગતો હોય તો જરૂરા જરૂર આવજે. હું અત્યારે કેદી તરીકે જેલમાં છું. * * * ચોકીના ફોજદાર સાહેબ પાસે આવીશ એટલે જાણી શકીશ કે હું ક્યાં હઈશ. ભાઈ! આ હતભાગી મ્હોટા ભાઇને ભૂલીશ નહિ. નક્કી મ્હારે ફાંસીને લાકડે ઝુલવું પડશે. ઘણી ભારે આફત છે અને આ આફતના સમાચાર ત્હારી વહુને, મ્હોટી ભાભીને કિશોરીને યા ઘરના કોઈપણ માણસને જણાવીશ નહિ. જો તેઓ સાંભળશે તો નક્કી જીવ બાળીને મરી જશે. આટલો મ્હારો ખાસ આગ્રહ છે."

લી. શુભેચ્છક,

રામશંકર શાસ્ત્રી.

ફોજદાર સાહેબઃ—"બસ, બરાબર છે."

પછી રામશંકરે ફોજદાર સાહેબના હાથમાં પત્ર મૂકીને કહ્યુંઃ—"મ્હને મ્હારા ભાઈ તરફથી બિલકુલ આશા રહેતી નથી. આપ મ્હને બચાવજો."

ફોજદારઃ—નિરપરાધીને ભગવાન્ હમ્મેશાં સહાય કર્યા સિવાય રહેતો નથી.

એવામાં એક ગાડી આવીને પોલિસ ચોકી આગળ ઉભી રહી. ગાડી ઉપર બે જેલના પહેરેગીરો હતા. ફોજદાર સાહેબના ઈસારાથી

એક કૉન્સટેબલે રામશંકરના હાથમાં બેડીઓ પહેરાવીને તેમને ગાડીમાં લઈ જઇને બેસાડ્યા. બીજા બે કૉન્સટેબલોએ કોટડીમાંથી ચપરાશીને બેડીઓ સહિત બહાર કાઢી ગાડીમાં બેસાડ્યો. ગાડી ભાયખળા તરફ ચાલી ગઈ.

રસ્તે જતાં રામશંકર શાસ્ત્રી પોતાની સ્ત્રી અને પુત્રીની વાત યાદ લાવીને પોતાની સ્થિતિ યાદ કરી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યા. રસ્તા ઉપર ગાડીની બન્ને બાજુએથી સેંકડો લોકો પોતપોતાના કામે ચાલ્યા જતા હતા.

યથા સમયે ગાડી આવીને ભાયખળાની જેલના મ્હોટા દરવાજા પાસે આવીને ઉભી રહી. બે પહેરેગીરો આવીને રામશંકર શાસ્ત્રી અને ચપરાશીને જેલમાં લઈ ગયા. ત્યાં આગળ જેલર પાસે જે જે કંઈ લખાવવાનું હતું તે લખાવી લઈ બન્ને તહોમતદારોને કોટડીમાં લઇ જઇને પૂરી દીધા.

સેંકડો કેદીઓ આ જેલમાં કામકાજ કરતા હતા. સેંકડો પહેરેગીરો તેમના પહેરા ઉપર રાખવામાં આવ્યા હતા. કેદીઓની સ્થિતિ, લુગડાં લત્તાં, કામકાજ વગેરેની શોચનીય હાલત જોઇ રામશંકરનો અંતરાત્મા કંપી ઉઠવા લાગ્યો. તેઓ બન્ને હાથે આંખ્યો દબાવી ભગવાનનું નામ દઇ, અશ્રુ વરસાવવા લાગ્યા.



# કર્મ-બન્ધન.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं मृजाम्यहम् ॥
परित्राणाय साधूनाम् विनाशायच दुष्कृतम् ।
धर्म संस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥

ખંડ ત્રીજો.

## પ્રકરણ ૧ લું.

### સંતાપ.

રાતના દશ વાગી ગયા છે. માતર ગામના રામશંકર શાસ્ત્રીના મકાનના એક એકાંત ઓરડામાં ગોપાળની સ્ત્રી તેનાં બાળકોને સુવાડીને સ્વામીના આગમનની રાહ જોતી પલંગપર સૂઇ રહીને એકાદ પુસ્તક વાંચી રહી છે. બારણા આગળના ઝાડની ટોચ ઉપર બેસી એક સ્યામવર્ણનું પક્ષી બોલી બોલીને સ્તબ્ધ થઇ ગયું. તે અવાજથી હાથમાંનું પુસ્તક બિછાનામાં મૂકીને ગોપાળની પત્નીએ કંઇક વિરક્તિસૂચક સ્વરે કહ્યું:—" આજ કંઇ એ ઘેર આવે તેમ લાગતું નથી, રોજ ઉઠીને માથું ખાઈ જાય છે. "

મૂળ વાત એ છે કે, ગોપાળ તેના બજારના કામકાજથી હમ્મેશાં વ્હેલો આવતો હતો. પરંતુ જે જે દિવસોએ તેને મિત્રમંડળનો સમાગમ થતો, જે જે દિવસોએ મજલીશ યા તો મદિરાપાનનો બંદોબસ્ત કરવામાં આવતો તે તે દિવસોએ તેને ઘેર આવતાં ઘણું મોડું થતું હતું; કોઇ કોઇ દિવસ આખી રાત પણ પસાર થઈ જતી.

પત્ની વિરક્તિસૂચક સ્વરે આ વાત બોલી ન રહી એટલામાં તો બ્હારથી ગોપાળે બૂમ મારી કે.—" લક્ષ્મી ? બારણું ઉઘાડ. "

લક્ષ્મી ગોપાળની બે વર્ષની છોકરીનું નામ હતું. લક્ષ્મી બારણું ખોલવાને બિલકુલ સમર્થ ન્હોતી, તે અત્યારે ઘોર નિંદ્રામાં પડી હતી. લક્ષ્મીને બદલે તેની માએ બારણું ઉઘાડયું, લાલચોળ આંખ્યે, લથડીઆં ખાતાં ખાતાં ગોપાળે ઘરમાં પ્રવેશ કર્યો. પત્નીએ તેની આ સ્થિતિનું અવલોકન કરી મ્હોં મરડીને અર્ધ ખુલ્લાં નેત્રોને સહજ

વાંકાં કરી વિરક્તિનો ભાવ પ્રદર્શિત કરીને કહ્યું:—"કેમ આવ્યા ? આખી રાતજ રહેવું હતુંને."

ગોપાળે હાસ્યનો ઢોંગ કરીને કહ્યું:—"કેમ, તને મ્હારા ઉપર અણુવિશ્વાસ આવે છે ?"

ભ્રમર સંકોચી બન્ને હોઠ ફુલાવીને પત્નીએ કહ્યું:—"અત્યારે મશ્કરી ઠઠ્ઠાની વાત કરશો નહિ. તમને પીધા વિના ચાલતું નથી ?"

"કેમ એમાં તને શું થાય છે ? મ્હારા ધંધાને અર્થે પીવો પડે છે. આજકાલ મ્હોટા મ્હોટા માણસો સાથે મિત્રાચારી કરવી હોય તો એની ખાસ જરૂર પડે છે !"

"ઠીક, હું તો જાણે કંઇ સમજતીજ નથીને ! એ ના પીઓ તો મ્હોટા માણસો સાથે મિત્રાચારી ના થાય કેમ ? બેભાન થઇને ગટરમાં ના પડીએ તો ગૃહસ્થમાં ગણાઇએ નહિ, કેમ એમજને ?"

"એ તો બધો ઈંગ્લીશ રીવાજ છે ?"

"તમે તો ઇંગ્લીશના પ્રોફેસર ખરાને ! ભણ્યા છો તો ફક્ત ત્રણ ચોપડી કે વધારે ! મ્હારા ભાઇનો મિત્ર M. A. પાસ થયો છે, આપણા પડોશના કાકાનો છોકરો ઇંગ્રેજી સ્કુલમાં માસ્તર છે, તેઓ તો મદિરાપાન કાંઇ કરતા નથી; તેને સ્પર્શ સુદ્ધાં કરતા નથી. કરો છો તો વેપાર ! અને વેપારીઓ સાથે લેવડ દેવડ રહી, તો પછી તમે ના પીઓ તો તમારૂં શું જતું રહે ?"

"જો સાંભળ, ના પીએ તો મહેનત પણ થાય નહિ તો."

"પીઓ ત્યારે મ્હારે શું, પરંતુ આટલી મોડી રાત સુધી હું એકલી બેસી રહી શકતી નથી. જો તમારે પીવો હોય તો—સમી સાંજમાં આવીને ખાઈ જજો અને પછી નિરાંતે પીધાજ કરજો."

જો મણી, તું મ્હારા ઉપર આટલી બધી સત્તા બજાવવા જાય તે સારૂં નહિ. તને હું કેટલી સુખી રાખું છું. ત્હારે માટે તો મ્હેં

મ્હારા મ્હોટા ભાઈ અને ભાભીનો પણ ત્યાગ કર્યો છે.

ગોપાળની પત્નીનું નામ મણી હતું. મણીએ કહ્યું:—"મ્હારે નસીબજ એવું છે કે જ્યારે ને ત્યારે મ્હારે બદનામ થવું પડે છે. જો મ્હારે લીધે તમારે તમારા ભાઇ અને ભાભીથી જુદા નીકળવું પડયું હોય તો, લ્યો હું મ્હારે પિયેર જઇને રહીશ તમે તમારે ખુશીથી એમના ભેગા જઇને રહો."

મણી અભિમાની દૃષ્ટિથી કેટલીક વાર સુધી ગોપાળના મ્હોં સ્હામે જોઈ રહ્યા પછી બિછાનામાં જઇને સૂઇ રહી અને ઉંઘતા પૂત્રને શરીરે હાથ ફેરવીને તેને કહેવા લાગી—"ભાઈ, જો તું જીવતો રહીશ તો મ્હારા દુઃખનો અંત આવશે, નહિ તો જીવનપર્યંત દુઃખી થવું પડશે. મ્હારા નસીબમાં શું એવું લખ્યું હશે કે, એ મ્હને જીવતી રાખશે અને તમને એકે એકે યમને ત્યાં પધરાવી દઇ, મ્હને રસ્તાની ભિખારણ બનાવી લોકોને ત્યાં ભીખ માગવા મોકલશે?" ઇત્યાદિ ભવિષ્યની આશંકા સંબંધી અનેક વચનો ઉચ્ચારી તે રડવા લાગી.

પત્નીને રડતી જોઇ ગોપાળ દિલગીર થઇ ગયો. તેની ભવિષ્યની વિવેચના પૂર્ણ વાત સાંભળી તે નિરાશ થઇ ગયો. તેણે તેનો કોમળ કર પલ્લવ પકડીને કહ્યું:—"મ્હને માફ કર. મ્હેં જે કહ્યું છે તે ભૂલી જા—મ્હને માફ કર."

"ચાલો આઘા ખસો, મ્હને આવા ચાળા નહિ ગમે."

"હું ત્હને ચાહું છું."

"હવે હું કંઇ ન્હાની વહુ નથી કે, હું તને ચાહું છું કહીને મ્હને કૃતાર્થ કરોછો."

"હું ત્હારા સિવાય બિલકુલ રહી શકું તેમ નથી."

"તમને આજ કંઈ નીસો વધારે ચડયો હોય તેમ લાગે છે."

" ના, ના-બિલકુલ નહિ. "

" ત્યારે આમ શું કરતા હશો ? "

" ત્હને જોઇને હું દીવાનો થઇ જાઉં છું. "

" ત્યારે ના જોશો. "

કવિત્વ-રસ-ધારા વહેવરાવીને પણ જ્યારે પત્નીનું મન મનાવી ના શકયો ત્યારે તેણે કહ્યું:-" એક વાત કહેવાની છે. "

" તમારી વાત તો મ્હેં બહુયે સાંભળી છે. "

" નહિ, આ તો એક નવીજ વાત છે. "

" કોઇની સાથે લડાઇ ઝગડો થયો હશે ?"

" ના, જો સાંભળ. "

" નકામું માંથું ના ફોડાવશો. "

" મ્હોટા ભાઇ આફતમાં આવી પડયા છે. "

" તેમાં તમારે શું ? "

" મ્હારે હોય-યા ના હોય-પરંતુ અજાયબ જેવી વાત છે. "

" તમારા કયા ભાઇની ? "

" મ્હારે કેટલા ભાઇ છે ? "

" કિશોરીના બાપની ? "

" હા. "

મણી:-તેમને વળી શું થયું ? તે દિવસે તો પત્ર આવ્યો હતો કે તેઓ ખુશીમાં છે-તેમને ખાવું-પીવું લુગડાં લત્તાં ને મહિને ત્રિસ રૂપિઆની નોકરી મળી છે.

ગોપાળ:-મ્હને આજે કાગળ મળ્યો છે તેમાં તે ભયંકર આફ-તમાં આવી પડયા છે એમ લખે છે.

મણી સુતી હતી તે એકદમ ઉઠીને બેઠી થઇ અને ઉત્સુક નેત્રે ગોપાળના મ્હોં સ્હામે જોઇને કહ્યુ:-શું થયું છે ?

ગોપાળઃ-તેઓ ખૂનના આરોપ માટે જેલમાં છે.

મણીઃ-શી રીતે ? જાઓ ખોટી વાત છે ?

ગોપાળઃ-સાચી વાત.

મણીઃ-તેમણે શું કર્યું છે ?

ગોપાળઃ-કાગળમાં એ કંઇ જણાવ્યું નથી, પણ ખૂની તરીકે પકડાઇને જેલમાં ગયા છે.

મણીઃ-ત્યારે હવે છુટી નહિ શકે કેમ ?

ગોપાળઃ-હજી નક્કી શું ?

મણીઃ-મ્હને લાગે છે કે, પૈસાની તંગીમાંથી મુકત થવાને, કોઈ ધનવાન ગૃહસ્થનું ખૂન કરી તેના પૈસા પડાવી લીધા હશે; જુઓને પાપ કંઇ છુપું રહે છે ? એમજ હોવું જોઇએ, કેમ નહિ ?

ગોપાળઃ-જ્યારે એ સંબંધી હજી કંઇ નિરાકરણ આવ્યું નથી ત્યારે ખરૂં કે ખોટું શી રીતે કહી શકીએ ?

મણીઃ-એ દુઃખે તો હું કહું છું કે હવે મ્હને મ્હોત આવે તો સારૂં, હું જે વાત કહું તે તમારે માનવી તો નહિજ. શું હું કંઈ અણુસમજણી છું ? તમે શું મ્હારા કરતાં વધારે ભણેલા છો ? એક કાગળ લખવો હોય તેમાં વિસ તો ભૂલો કરો છો !

ગોપાળઃ-અરે રામ રામ ! હું કહું છું શું અને તું સાંભળે છે શું. હું એમ કહું છું કે, ભાઇનો ગુન્હો શું-તેમણે શું કર્યું છે; તે જ્યારે લખ્યું નથી; અથવા જાણતો નથી-તો કેમ કરીને કહી શકું ?

મણીઃ-મ્હેં જે વાત કહી છે તે સાચીજ હોવી જોઇએ. તમે મ્હને યાદ કરજો. તમે વગર સમજ્યે મ્હારી વાત ઉડાવી દેશો નહિ. બધી વાતો કંઇ નજરે જોઇને મનાતી નથી. આત્માના અનુમાનથી પણ માની શકાય છે. અનુમાન એ એક કઠોર પ્રમાણ છે !

વિદુષી પત્નીની પાસે ગોપાળે હારી જઇને કબૂલ કર્યું કે, તેના

ભાઇએ પૈસાના લોભે કોઇ ધનવાન વ્યક્તિની છાતીમાં છરો મારી ખૂન કરતાં પકડાઇ જવાથી અત્યારે જેલમાં છે. પોતાનો પક્ષ સમર્થ કરાવી લઈ મણીએ ભ્રમર સંકોચીને કહ્યું:-તમને શું તમારા ભાઇએ કાગળ લખ્યો છે?

"હા."

"શું લખ્યું છે?"

"એક વખત ત્યાં આવી જવાનું લખ્યું છે."

"કોને તમને?"

"હા."

"કેમ?"

"તેમને છોડાવવાનો કંઇ ઉપાય કરવા માટે."

"હાં, જ્યારે સુખના દહાડા હતા-દીકરીનું લગ્ન હતું ત્યારે તો ભાઇને જુદા કાઢયા અને જ્યારે આફતમાં આવી પડ્યા ત્યારે લખે છે કે ભાઈ આવે! કદાચ પકડાઈ ગયા ના હોત અને એ ગૃહસ્થના બધા રૂપિઆ લઇને ઘેર આવ્યા હોત તો તેમાંથી ભાઇને ભાગ આપત ખરા કે?"

બજારમાં મહાશંકર ભાઇએ ચિઠ્ઠી વાંચીને કહ્યું:-આવે સમયે તો જવું જોઇએ. ગમે તેમ હોય તોપણ તે તારો મ્હોટો ભાઈ છેને?

"જેને ગરજ હોય તે ઘણુાયે જાય, આપણે શી ગરજ છે?"

"ત્યારે ના જવું?"

"કોણ જાય?"

"મ્હારે જવું જોઇએ. જો ત્હારાથી છોડાવીને લાવી શકાય તો તું પણ ચાલ."

સેક્સપિયરના ગુજરાતી પુસ્તકમાં મ્હેં વાંચ્યું છે કે, પોર્સિઆ

તેના ભવિષ્યના પતિના ઉદ્ધારાર્થે કાઉન્સિલરના વેષમાં કોર્ટમાં જઇને તેનો ઉદ્ધાર કરી લાવી હતી."

"તું પણ ઘણી હોંશિયાર છે ત્યારે આવતી કેમ નથી?"

"તમારા ભાઇ હીરા જેવા છે તેમાં."

"તેમની આવી વખતે એવું બોલવું ના જોઇએ."

"એ જો સીધા હોત તો તેમને દુઃખ પડતજ નહિ. તેમનું નસીબ એવું એમાં કોઈ શું કરે? ધન સ્ત્રીના નસીબનું હોય છે. તમે પણ તમારા ભાઇ જેવા છો—તમારી રહેણી કરણી પણ એમના જેવી છે, છતાં તમને સુખ-શાન્તિ કેમ મળે છે અને તેમને કેમ મળતી નથી? એ તો બૈરી સારી હોવી જોઇએ."

"તું એમ કહેતી હોય તો એમ. પરંતુ હવે કરવું શું? તેમણે ભયંકર આફતમાં આવી પડીને કાગળ લખ્યો છે માટે જવું તો જોઇએજ. પરંતુ હું એકલો જઇને શું કરીશ? પૈસાની જરૂર પડશે. કોર્ટના કામમાં તો પૈસાથીજ રમત રમાય છે."

"ઓ મા! રૂપિઆ! તમે રૂપિઆ વાપરો અને હું આ છોકરાંઓને લઇને રસ્તાપર બેસું? એમ કદાપિ થવા દેનાર નથી."

"ના મ્હારી પાસે રૂપિઆ ક્યાં છે?"

"તમે એ કાગળ ક્યાં મૂક્યો?"

"મ્હારી પાસે છે."

"મ્હને આપો."

"કેમ?"

"હું એક વખત વાંચી જોઉં."

ગોપાળે કોટના ખિસ્સામાંથી કાગળ કાઢી પત્નીના હાથમાં આપ્યો. તેણે તે વાંચીને બિછાના તળે મૂક્યો.

"કાગળ કેમ મૂકી દીધો."

"મ્હારે જરૂર છે."

"ના મ્હને પાછો આપ."

"કેમ ?"

"મ્હારી પાસે રહેવા દે, કદાચ જરૂર પડે."

"કિશોરી અને કિશોરીની માને સમાચાર કહીને કાલે આપીશ."

"તેમણે તેમને સમાચાર કહેવાની ના લખી છે. તને પણ જણાવવાની ના પાડી છે."

"એ મ્હેં વાંચ્યું છે."

"ત્યારે તેમને જણાવવાની જરૂર શી છે ?"

"આપણે કહેવુંજ જોઇએ ! તેઓને કંઈ તજવીજ કરવી હોય તો ?"

ગોપાળે કંઈ પણ જવાબ આપ્યો નહિ. તેણે જાણ્યું કે, નાહક વાદ પ્રતિવાદથી કંઈ વળે તેમ નથી, તેથી તે શાન્ત થઇ ગયો.

એ રાત પસાર થઇ ગઇ. સ્હવારે વ્હેલી ઉઠીને પુત્ર-કન્યાના રક્ષણનો ભાર સ્વામીના હાથમાં સોંપીને મણી હાથમાં કાગળ લઇને ઘરની બ્હાર નીકળી.

કિશોરી માતાજીનું નામ દઇ શય્યા ત્યાગ કરીને ઘરની બ્હાર નીકળતી હતી, એવામાં કાકીને પોતાના ઘરના બારણામાં ઉભી રહેલી જોઇ અત્યંત આશ્ચર્ય પામી અને ઉત્સુક દષ્ટિએ તેના સ્હામું જોઇને કહ્યું:-"આવો કાકી, સમાચાર તો સારા લાવ્યાં છોને ?"

મણીએ મ્હોં ઉપર દિલગીરીનો સહજ કૃત્રિમ આવિર્ભાવ દર્શાવીને કહ્યું:-"ના બ્હેન, સારા તો નથી."

કિશોરીનું હૃદય કંપી ઉઠયું. તેણે મ્હોં ઉંચું કરીને પૂછ્યું:-"શું થયું છે કાકી ? મ્હારા કાકા અને ભાઇ બ્હેન તો ખુશીમાં છેને? કાલ સ્હવારે તો હું તમારે ત્યાં આવી હતી !"

મણી:–હા, તેઓ ખુશીમાં છે; પરંતુ ત્હારા બાપને માંથે ભારે આફત આવી પડી છે.

બાણુથી વિંધાયેલી હરિણીની માફક કિશોરી ચમકી ઉઠી અને બોલી:–મ્હારા બાપાને માથે! મ્હારા બાપાને માથે શી આફત આવી પડી! તેમને શું થયું છે કાકી?

મણી:–ત્હારી બા ક્યાં છે?

કિશોરી:–હજી સૂઇ રહી છે. કહોને કાકી મ્હારા બાપાને શું થયું છે.

સૂતે સૂતે કિશોરીની માતા આ વાત સાંભળી ચમકી ઉઠી અને એકદમ ઉઠીને બહાર આવી. મા અને દિકરી જ્યારે ભેગાં થયાં ત્યારે મણીએ કિશોરીના હાથમાં પત્ર આપીને કહ્યું:–આ વાંચી જો; તમને અને મ્હને કહેવાની ના લખી છે; પરંતુ એમણે કહ્યું–ખબર તો આપવીજ જોઇએ અને તેથી મ્હને મોકલી છે.

કિશોરી કાગળ વાંચીને પવનથી ધ્રુજતી લતાની માફક થરથર કંપવા લાગી. તેનું મ્હોં શ્યામ પડી ગયું. પુત્રીની આવી સ્થિતિ જોઇ માનું મ્હોં પણ ઉતરી ગયું. તેણે પૂછયું:–બ્હેન, મ્હારૂં નસીબ ફૂટયું છે કે શું?

વાત કહેતાં કિશોરીનો કંઠસ્વર રૂંધાઇ ગયો. તે ત્યાં આગળજ બેસી પડી; તેણે મહા મહેનતે કહ્યું:–મા! મ્હારા બાપા કેદ પકડાયા છે; આ કાગળ તેમનાજ હાથનો લખેલો છે.

કિશોરીની માતાએ ગંભીર તેમજ ઉદાસ સ્વરે કહ્યું:–કેમ, શા માટે કેદ પકડાયા છે?

કિશોરી:–પત્રમાં તો માત્ર એટલુંજ લખ્યું છે કે, ખૂનના આરોપ માટે. મ્હને સમજ નથી પડતી કે, તેમના જેવા પ્રમાણિક માણસને માથે આવો આરોપ શી રીતે આવ્યો.

મણી:–સ્વાર્થથી મનુષ્યનો સ્વભાવ નષ્ટ થાય છે !

કિશોરી:–એવું બોલશો નહિ કાકી ! સ્વાર્થ એટલે શું મ્હારા બાપા કોઇ માણસનું ખૂન કરે ?

મણીએ મ્હોં ચડાવી ભ્રમર સંકોચીને કહ્યું:–ત્હારા બાપાએ ખૂન નથી કર્યું તો શું મ્હેં કર્યું છે ? જો સાધુ પુરૂષ હતા તો જેલમાં કેમ ગયા ?

કિશોરીએ જોયું કે, તેમની સાથે વધારે વાતચિત કરવાથી ઝગડો વધી જાય તેમ છે. તેમનો શું અત્યારે એવો સમય હતો ! તેમને તો એમજ લાગતું હતું કે, સમસ્ત આકાશ તુટી પડીને જાણે તેમના માથા ઉપર પડયું હતું. સમસ્ત વિશ્વ-બ્રહ્માંડ એકાદ અગ્ન્યાસ્ત્ર ઉત્પન્ન કરીને તેમને ભસ્મ કરી નાંખવાને માટે તેના સહસ્ત્ર બાહુઓ પ્રસારી રહ્યું હતું. પૃથ્વી ગોળ ફરી ફરીને મહા પ્રલયના ઉંડા નિશ્વાસથી લય થઈ જતી હતી.

કિશોરીએ કાકીની એ વાતનો ઉત્તર નહિ આપતાં દીન સ્વરે કહ્યું:–મ્હારા બાપાએ કાકાને મુંબાઇ આવવાને માટે ઘણું ઘણું કરીને લખ્યું છે; કાકા શું આજેજ જશે ?

મણીએ મ્હોં મરડીને કહ્યું:–તે હું શું જાણુ બાપુ ! ત્હારા કાકાને પૂછી જોજે. મ્હેં તો એવું સાંભળ્યું હતું કે, એમનાથી જવાઇ શકાશે નહિ.

કિશોરી:–તેમના ભાઇને માથે આવી આફત છે ને તેઓ નહિ જાય ? અમારૂં એમના સિવાય બીજું કોણ છે કાકી ? મ્હારે શું બીજો ભાઇ છે કે તે જશે ?

મણી:–પરભુલાલની કન્યા જોવાને પરમ દિવસે માણસો આવવાના છે તેમણે આગ્રહ કર્યો છે કે, એમણે તે દિવસે ઘેર રહેવું.

મ્હારે પણ છોકરી પેટ પડી છે; અમારે પણ દશ જણનાં મ્હોં રાખવાં પડેને ?

સજળ નેત્રે કિશોરીએ કહ્યું:—મ્હારા બાપાને બીજું કોઇ નથી. જો કાકા નહિ જાય તો તેમને કોણ દિલાસો આપશે ?

"ત્હારા કાકાને પૂછી જોજે; તેઓ જે કહે તે ખરૂં." એમ કહી ગજગામિનીની માફક ડોલતી ડોલતી મણી ઘેર ગઇ.



## પ્રકરણ ૨ જું.



### ઉદ્ધારાર્થે પ્રયાણ.

મણીના ગયા પછી કિશોરી રડી પડી, તેણે રડતાં રડતાં કહ્યું:—"મા ! મ્હારા બાપાનું શું થશે ?"

કિશોરીની માએ વસ્ત્રના છેડે અશ્રુઓ લ્હોતાં લ્હોતાં કહ્યું:—તું એક વાર ત્હારા કાકા પાસે જઇને સાંભળી આવ કે તેઓ શું કહે છે. તેઓ આવી વખતે પણ નિર્દય થશે ?

કિશોરી:—કાકીની વાત પરથી જણાઇ આવે છે કે, કાકા જાય તેમ લાગતું નથી.

કિશોરીની માતા:—ત્હારી કાકી તો પારકા ઘરની દિકરી છે, પરંતુ ત્હારા કાકા તો તેમના માના જણ્યા ભાઇ છે. આવી આફતમાં તેઓ નક્કી તેમના ભાઇને મદદ કરવા જશેજ.

ત્યારપછી આંખ્યોનાં આંસુઓ સાફ કરી કિશોરી દુઃખી હૃદયના દિર્ઘ શ્વાસને હૃદયમાં છૂપાવીને ઉદાસ—વિહ્વળ ભાવે તેના કાકાની પાસે ગઇ.

કિશોરીના કાકા ગોપાળચંદ્ર ઓટલા ઉપર બેસીને મ્હોં ધોતા

હતા. કિશોરીને જોઇને તેમણે કહ્યું:—તને મ્હોટા ભાઈના સમાચાર મળ્યા કે ?

કિશોરી રડી પડી. તેણે રડતાં રડતાં કહ્યું:—હા કાકા, અમે સાંભળ્યા છે. હવે શું થશે ?

ગોપાળે મ્હોંમાં પાણી લઈ કોગળો કરીને કહ્યું:—શું થશે ? એજ વાત છે !

કિશોરી:—તમારે જવું પડશે.

ગોપાળ:—જવું તો જોઇએજ—ભાઇએ પણ એવું લખ્યું છે: પરંતુ મ્હારાથી જઇ શકાય તેમ નથી.

કિશોરી:—કેમ ?

ગોપાળ:—કેટલાંક એવાં કામ આવી પડયાં છે કે તે છોડીને મારાથી બિલકુલ જવાય તેમ નથી.

કિશોરી:—તમારાં કામ તો પાછા આવીને પણ થશે; પરંતુ બાપા આ આફતમાં આવી પડયા છે એવે સમયે જો કંઈ પણ પ્રયાસ કરવામાં નહિ આવે તો તે પાછા આવી શકશે નહિ. તમારે જવુંજ પડશે, કાકા !

થોડેક દૂર ઉભી રહીને મણી તેમની વાતો સાંભળી રહી હતી. તેણે એકદમ મ્હોં ચડાવીને કહ્યું:—પોતે નાક કાપીને પછી પારકાને કહેવા આવો તે કેમ બને ! મ્હારે પેટે પણ વસ્તાર છે—તેમની કોણ સંભાળ લે ?

આ અર્થ શૂન્ય ઉત્તરથી કિશોરી સમજી કે, તેના કાકા કદાપિ જશે નહિ. છતાં એકવાર ફરીથી પૂછ્યું:—ત્યારે શું તમે નહિ જાઓ, કાકા !

ગોપાલ:—શી રીતે જાઉં ?

કિશોરી:—તમે કંઇ સાંભળ્યું છે કે ? મ્હારા બાપા શા કારણથી આવા ભયંકર આરોપના ભોગ થઇ પડયા છે ?

ગોપાળઃ—ના તે કંઈ સાંભળ્યું નથી.

મણીએ ગંભીરતાથી કહ્યું:—કેમ નહિ, ખરી વાત શામાટે છુપાવો છો ? એમને ખરેખરૂં કહી દ્યો, તો કંઈ ઉપાય પણ કરે.

ગોપાળઃ—ના ના એવું કંઈ નથી.

મણીઃ—કંઇ નથી ત્યારે મહાશંકર વગેરે જુદું બોલતા હતા ?

કિશોરીઃ—શું કાકી ! તમેજ કહોને કે શું થયું છે ?

મણીઃ—ત્હારા બાપે એક ધનવાન ગૃહસ્થનાં ગળામાં છરો ખોસી દઇને તેના પૈસા વગેરે પચાવી પાડવાનો વિચાર કર્યો હતો. ધનવાન ગૃહસ્થ મરી ગયો, પરંતુ તેઓ રૂપિઆ સાથે પકડાઈ જઈ જેલમાં ગયા છે.

કિશોરીઃ—ખોટી વાત છે. તેઓ એવું કરવા જાયજ કેમ ?

મણીઃ—કેમ જાય, તે કંઇ મ્હને કહી ગયા છે. જે સાંભળ્યું છે તે કહુ છું.

કિશોરીઃ—કાકા ! તમે શું એવુંજ સાંભળ્યું છે ?

ગોપાળે કંઇ પણ જંવાબ આપ્યો નહિ. પત્નીની આવી મ્હોટી જુઠી વાતને ખોટી કહેવાનું સાહસ તે કરી શક્યો નહિ, તેથી મ્હોં ધોવામાંજ નિમગ્ન રહ્યો.

કિશોરીએ ફરીથી પૂછ્યું:—કાકા ! ત્યારે શું તમે નહિ જાઓ ? તમે નહિ જાઓ તો મ્હારા બાપાની શી દશા થશે, કાકા ?

ગોપાળઃ—શું કરૂં બ્હેન ! મ્હારાથી જવાનું બની શકે તેમ નથી.

કિશોરીઃ—ત્યારે શું થશે ?

ગોપાળઃ—એજ તો !

પછી દુઃખિત્ અંતઃકરણે ઉન્માદિનીની માફક કિશોરી માતા પાસે આવી. કાકા અને કાકીની સઘળી હકિકત તેણે તેની માને કહી સંભળાવી. ત્યારપછી માતાને કહ્યું:—મા ! હવે વિલંબ કરવા જેવું નથી. દુનિયામાં આપણું કોઇ નથી—બાપાનો આફતમાંથી આપ-

એજ ઉદ્ધાર કરવા જવું પડશે. વિલંબ કરવાની જરૂર નથી. ચાલ, આપણે હમણાંજ મુંબાઈ જઈએ; આપણાથી બનશે તેટલો આપણેજ પ્રયત્ન કરીશું.

કિશોરીની માતાએ આંખ્યોમાંથી નીકળતાં અશ્રુઓને વસ્ત્રના છેડા વડે લ્હોતાં લ્હોતાં કહ્યું:—મ્હેં સાંભળ્યું છે કે, મુંબાઈ મ્હોટું શહેર છે. ત્યાં જઇ આપણે બૈરાં માણસો શું કરીશું?

કિશોરી:—પુરૂષો ના હોય તે ક્યાં લેવા જઇએ? ભગવાને જે નસીબમાં લખ્યું હશે તે થશે. પરંતુ મ્હારા બાપા ત્યાં જેલમાં પડી રહે અને આપણે ઘેર રહીને સુખમાં દહાડા કાઢીએ એ કદાપિ બનશે નહિ. તું ચાલ.

કિ—માતા:—શું લઇને જઈશું? પૈસા સિવાય ત્યાં કોઈ આપણી વાત પણ સાંભળશે નહિ.

કિશોરી:—કેમ, મ્હારી બન્ને બંગડીઓ વેચી દઇશું. જે રૂપિઆ ઘરમાં છે, તે ટીકીટોના ભાડામાં વાપરીશું.

કિ—માતા:—હજી બંગડી છોડાવી લાવવાને વાર પણ લાગી નથી.

કિશોરી:—બા, બા! આ તું શું બોલે છે? મ્હારા બાપા કરતાં આ બંગડીઓ શું વધારે કીમતી ગણે છે?

ત્યારપછી મા દિકરી મુંબાઇ જવાને માટે તૈયારી કરવા લાગ્યાં. ઘરને તાળું લગાવી, જરૂર જોગી ચીજોની પોટલી બાંધી યથા સમયે તેઓ સ્ટેશન તરફ ચાલી નીકળ્યાં.

સ્ટેશન પર આવી પહોચતાં તેમને માલૂમ પડયું કે મુંબાઈ જવાની ટ્રેનને આવવાને હવે વિલંબ નથી. તેમણે એક ગૃહસ્થ માર-ફતે બે ટીકીટો ખરીદી લીધી. થોડીવારમાં ટ્રેન સ્ટેશનમાં આવી પહોંચી. તરતજ બીજા મુસાફરોની સાથે તેઓ પણ ગાડીમાં બેસી ગયાં, અને ગાડી ઉપડી.

## પ્રકરણ ૩ જું.

## મા દીકરી મુંબાઇમાં.

સાયંકાળે ગાડી ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર આવી પહોંચી. ઉતારૂઓ ઉતાવળા ઉતાવળા ગાડીમાંથી ઉતરી પોતપોતાના સ્થાને ચાલ્યા જવા લાગ્યા. કિશોરી અને તેની માતા ગાડીમાંથી ઉતર્યાં, પરંતુ મુસાફરોની ભીડમાં પડીને તેઓ કંઇક ગાભરાં બની ગયાં. આટલા બધા મુસાફરો, આટલી સખ્ત ભીડ તેમણે તેમની જીંદગીમાં કદાપિ જોઈ ન્હોતી. ઉપરાંત તેઓએ કયાં જવું કોણ તેમને આશ્રય આપશે ? કયાં જવાથી તેઓ શાસ્ત્રી મહાશયને મળી શકશે વગેરેનો વિચાર કરતાં તેઓ સમજી શકયાં કે, તેમણે અબળા થઇને પ્રબળાનું કાર્ય કર્યું છે તે ઠીક કર્યું નથી. મુંબાઈ માતર જેવું કાંઈ ગામડું નહોતું કે તેઓ કોઇને પૂછીને પણ પત્તો મેળવી શકે. આ તો ઈંડું જંગી શહેર હતું. તેથી કયાં જવું અને શું કરવું તેનો વિચાર કરી તેઓ આકુળવ્યાકુળ થઈ ગયાં. તેમજ અહિંયાં વધારે વાર થોભી શકાય તેમ ન્હોતું કારણ કે સઘળા ઉતારૂઓ ચાલ્યા ગયા હતા. તેઓ ઉભાં રહીને શું કરે ? તેઓ પણ સ્ટેશનની બહાર નીકળ્યાં. બહાર નીકળીને તેઓ એથી પણ વધારે વિસ્મય પામ્યાં. મ્હોટા મ્હોટા રસ્તાઓ ચારે તરફ દેખાતાં મ્હોટાં મ્હોટાં મકાનોની હારો; ઉપરાંત અસંખ્ય ગાડી ઘોડા અને માણસોની ભીડ જોઇને તેઓ ગભરાઈ ગયાં. ધ્રુજતા પગે બન્ને મા દિકરી થોડેક દૂર ચાલ્યાં ગયાં. તેઓ બરાબર ગ્રાન્ટરોડ કૉરનર ઉપર આવી પહોંચ્યાં. હવે તેઓએ કયે રસ્તે જવું ? કયાં જવાથી તેમનો માન-મરતબો રહી શકશે, કયાં જવાથી તેમને કંઇક આશ્રય મળશે ? એમ વિચાર કરવા લાગ્યાં.

કેટલાયે લોકો આવે છે ને જાય છે, કેટલીયે ઘોડાગાડીઓ અને ટ્રામવેકારો દોડતી દોડતી ચાલી જાય છે, કેટલાયે ખટારાવાળાઓ બૂમો મારતા મારતા રસ્તાની બાજુએથી ચાલ્યા જાય છે, કેટલાક ફેરીવાળાઓ પચરંગી ભાષાથી, તેમની વેચાતી ચીજોના ગુણાનુવાદ કરતા કરતા ધીમે ધીમે ચાલ્યા જાય છે. કિશોરી અને તેની માતા વિસ્મિયતાપૂર્ણ નેત્રે અને સ્તબ્ધ હૃદયે એક બાજુએ ઉભાં રહીને આ સઘળું જોતાં હતાં.

એવામાં એકાએક કિશોરીએ તેની માતાનો હાથ પકડીને કહ્યું:–"મા ! જો પેલા નવનિતરાય જાય છે !"

કિશોરીની માતાએ જોયું તો, રસ્તાની સ્હામેના ફુટપાથ ઉપર થઇને બે યુવકો એક બીજાનો હાથ પકડીને સ્મિત મુખે વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા. તેમાંનો એક યુવક તે દિવસે 'ટેબલ કલોથ' નો ખરીદનાર હતો ખરો; પરંતુ તેને બોલાવે શી રીતે ? રસ્તા ઉપર ગાડીઘોડા અને માણસોની ભીડ સખ્ત હતી. ભગવાન્ આ બન્ને દુઃખી અબળાઓને તેમને અચાનક મળી આવેલી આશાગાંથી વંચિત્ કરશે ! નવનિતને બોલાવી નહિ શકે તો તેઓ કેવી રીતે તેનો આશ્રય મેળવી શકશે ?

પરંતુ ભગવાને જાણે આ દરિદ્ર અને દુઃખી બન્ને રમણીઓ પ્રત્યે કૃપા કરીને નવનિતને આ ફુટપાથ ઉપરથી ચાલુ કર્યો. નવનિત અને તેનો મિત્ર રસ્તાને નાકે આવીને સહજ ઉભ્યા; એવામાં એક ટ્રામ આવી પહોંચી. તે ચાલી ગઈ એટલે બન્ને યુવકો રસ્તો ઓળંગીને જયાં આગળ આ બન્ને સ્ત્રીઓ ઉભી હતી ત્યાં આગળ આવી પહોંચ્યા. તેઓ વાતો કરતા કરતા ચાલ્યાજ જતા હતા. એવામાં કિશોરીએ તેની માતાને કહ્યું:–"બોલાવને, મા !"

માતાએ કહ્યું:–"શું કહીને બોલાવું ?"

કિશોરીએ કહ્યું:–"કેમ, નવનિતરાય કહીને બોલાવ."

કિશોરીની માતાએ એ પ્રમાણે બૂમ મારી. પોતાના નામની બૂમ સાંભળી નવનિતે અચકાઇને પાછળ નજર કરી. નવનિત કદાચ તેની માતાને એકદમ ઓળખી નહિ શકે એ આશંકાથી રસ્તાના ફુટપાથ ઉપર ઉભી રહેલી કિશોરીએ તેના માથાપરના ..ને સહજ સરકાવી દીધું. તેનું મ્હોં જોઇને નવનિત ચમકી ઉઠયો. આ કોણ એજ મ્હોં કે! પરંતુ અહિંયાં–આ શહેરમાં તેઓ કેમ આવે? ફરીથી જોતાંજ કિશોરીની માતાને ઓળખી શકવાથી નવનિત ઉતાવળો ઉતાવળો તેમની પાસે આવી પહોંચ્યો. નવનિતનો મિત્ર તે સ્થાને ઉભો રહી કિશોરીના અર્ધ ખુલ્લા ચંદ્ર સમાન મુખનું દર્શન કરી કંપી ઉઠયો.

નવનિત પાસે આવી પહોંચ્યો કે તરત કિશોરીની માતા રડી પડી. કિશોરીની આંખ્યોમાંથી પણ ચોધાર આંસુઓ નીકળવા લાગ્યાં. નવનિત કંઈ પણ હકીકત સમજી શકયો નહિ. તોપણ એટલું તો સમજી, શકયો કે, બન્ને રમણીઓ કંઈ ભયંકર દુઃખમાં આવી પડી હોય તેમ લાગે છે. તેણે પૂછયું:–"તમે કયાં આવ્યાં છો?"

કિશોરીની માતાએ આંસુ લ્હોઇને કહ્યું:–"આ મુંબઈ શહેરમાં આવ્યાં છીએ. અમે અહિંયાં આવ્યાં છીએ પરંતુ નિરાશ્રય છીએ."

"આવી સ્થિતિમાં ઘેરથી નીકળવાનું કારણ શું?"

"તમારા શાસ્ત્રી મહાશયને માથે ભારે આફત આવી પડી છે."

"શી આફત! તેમના કંઈ માઠા સમાચાર સાંભળ્યા છે?"

"માઠા નહિ; પરંતુ તેઓ જેલમાં છે."

"એ શું? તેમણે શો ગુન્હો કર્યો છે?"

"તે અમે જાણતાં નથી. માત્ર તેમના પત્રમાં એટલુંજ જણાવેલું હતું કે તેઓ જેલમાં છે."

"તમે હવે ક્યાં જવાનો વિચાર રાખ્યો છે ? મુંબાઇ શહેર ઘણું ભયંકર છે."

"અમારે જવાનું અહિંયાં એક પણ સ્થાન નથી."

"આવી સ્થિતિમાં તમે મુંબાઈ આવીને ખોટું કર્યું છે."

"શું કરીએ ! દુનિયામાં અમારૂં બીજું કોઇ નથી."

"કદાચ હું તમને મળ્યો ના હોત તો તમારી શી દશા થાત, તેનો વિચાર કરતાં શરીરનું લોહી ઠંડું થઈ જાય છે !"

"તમારૂં કલ્યાણ થાઓ, ભગવાન્ તમને દિર્ધાયુષી કરે."

"હું લૉજમાં રહું છું, ત્યાં આગળ સઘળા પુરૂષોજ રહે છે; તમને ત્યાં લઈ જવાય તેમ નથી. મ્હને પહેલાં એક પત્ર તો લખવો હતો ?"

"અમે તમારૂં ઠેકાણું જાણતાં ન્હોતાં તેમ વખત પણ ન્હોતો."

પછી નવનિત ઉતાવળે પગલે તેના મિત્ર પાસે ગયો અને બન્ને જણાઓએ ગોઠવણ કરી બે ગાડીઓ બોલાવી. તેમાંની એકમાં બન્ને મા દિકરીને બેસવાનું કહ્યું. તેઓ ગાડીમાં બેઠાં એટલે નવનિત, અને તેનો મિત્ર કાન્તિલાલ બીજી ગાડીમાં બેઠા. બન્ને ગાડીઓ પ્રિન્સેસ સ્ટ્રીટ તરફ ચાલી.

થોડીવારમાં બન્ને ગાડીઓ એક મ્હોટા મકાન આગળ આવીને ઉભી રહી. કાન્તિલાલ ઉતરીને મકાનમાં ગયો અને અલ્પ કાળમાં એક નોકરડીને લઇને પાછો આવ્યો.

નોકરડી કિશોરી અને તેની માતાને ગાડીમાંથી ઉતારી મકાનમાં લઇ ગઈ. કાન્તિલાલ અને નવનિત પણ જઇને દિવાનખાનામાં બેઠા.

જે મકાનમાં નોકરડી કિશોરી અને તેની માતાને લઈ ગઈ હતી તે ઘણું મ્હોટું હતું. મકાન જેટલું મ્હોટું હતું તેટલુંજ સુસજ્જિત હતું. તેઓ અંદર આવતાંજ સમજી ગયાં કે, આ કોઇ મ્હોટા લોકનું

મકાન છે. તેઓનાં હૃદય સહજ કંપતાં હતાં; વળી પાછાં વિચાર કરતાં કે 'જ્યારે નવનિત આપણને અહિંયાં લાવ્યા છે તો પછી બ્હીવું શામાટે જોઇએ? વળી આશ્રયહીન હોવા છતાં આટલે સુધીનું જોખમ વ્હોર્યું છે તો પછી બ્હીક રાખ્યે પાલવશે કેમ?'

નોકરડી તેમને બન્નેને એક સુસજ્જિત રૂમમાં લઈ ગઇ. એ રૂમમાં એક સુન્દરી યુવતી બેઠી બેઠી પોતાના બે વર્ષના ન્હાના બાળકને ધવરાવતી હતી. આ બન્ને મા દિકરીને આવતાં જોઇ તેણે ધાવતા બાળકને ખોળામાંથી ખભે નાંખીને તેમને માન સહિત અંદર બોલાવ્યાં.

બન્ને મા દિકરી અંદર આવીને શેતરંજી ઉપર બેઠાં. નોકરડીએ હાથ પગ ધોવાને માટે પાણી લાવી આપ્યું.

ત્યારપછી જમવાનો વખત થયો. કિશોરી અને તેની માતાએ મુંગે મ્હોંડે તેમના આતિથ્યનો સ્વીકાર કર્યો.

ત્યારપછી રાત્રે લગભગ નવેક વાગ્યાને સુમારે નવનિત અને કાન્તિલાલ લૉજમાં જવાને ચાલી નીકળ્યા.

રસ્તે ચાલતાં ચાલતાં આ બન્ને મિત્રો વચ્ચે જે વાતચિત થઇ હતી તેનો કંઇક અંશ પાઠકોની જાણ ખાતર અત્રે નોંધવામાં આવ્યો છે.

કાન્તિલાલે કહ્યું:-" આવું સુન્દર રૂપ મ્હેં મ્હારી આખી જીંદગીમાં કદાપિ જોયું નથી."

"પરી જેવું રૂપ છે ખરૂં, પરંતુ એનું મ્હોં જોઇને મ્હને તો એમજ લાગે છે કે જગત્‌ની સમસ્ત અશાન્તિએ-સમસ્ત દુઃખે તેના મ્હોંને ઢાંકી દીધું છે. બાળવિધવાઓના દુઃખનો વિચાર કરતાં મ્હારૂં હૃદય કંપી ઉઠે છે."

"સમાજ પોતાની ઇચ્છાથીજ એ લોકોને દુઃખ દે છે. હું

અને તું એમાં શું કરીએ ? પરંતુ વિધવાઓનું કર્તવ્ય નથી કે, તેમણે એ સઘળા નિયમોનું પ્રતિપાલન કરી દુઃખી થવું."

"શાસ્ત્રી મહાશયે એક દિવસ મ્હને ઘણી સારી રીતે સમજાવ્યું હતું કે, વિધવાઓ માટે બ્રહ્મચર્ય સાધનાજ આધ્યાત્મિક જીવનની ઉચ્ચ ઉન્નતિકર ક્રિયા છે."

"ભૂલ છે, ભૂલ છે ! તું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને હજી આ વાત ઉપર વિશ્વાસ રાખે છે ? પરલોક, પુનર્જન્મ, એ સર્વ મ્હોંડાની જ વાતો છે. સભ્ય જગતના વિજ્ઞાનો પાસે આ તત્ત્વ અનેક દિવસોથી સ્વપ્ના સમાન ભાસ્યું છે. આ સઘળું માત્ર પુરોહિતો યાને બ્રાહ્મણોના આત્મ વ્યવસાયને અર્થે રચવામાં આવ્યું છે, અને નિર્વિવાદે સિદ્ધ પણ થયું છે."

"ના ના, પરકાળ, પુનર્જન્મ, કર્મફળ એ સઘળું સત્ય છે."

"તું દિવાનો છે તેથીજ એ સઘળું હજી માને છે."

"આ જગતના લગભગ અર્ધા લોકો માને છે તે સઘળા શું દિવાના છે ?"

"દિવાના નહિ તો બીજું શું ? તું શું માને છે કે એ સઘળું સત્ય છે ?"

"હા."

"ભૂલ—ભૂલ—ત્હારી તેમાં મ્હોટી ભૂલ છે ?"

"ત્યારે શું મનુષ્યજીવન માત્ર વાયુથીજ બનેલું છે અને વાયુમાંજ મળી જાય છે ?"

"ત્યારે બીજું શું !"

"પરંતુ આત્મામાં પણ જાણે એકાદ ઉદાસિનતાની કથાનો મર્મ સ્પર્શી વાયુ ઉત્પન્ન થાય છે."

"એજ નિમિતે જેઓ જ્ઞાનમાં ગાંભિર્યતા અને વિદ્વતામાં

શ્રેષ્ટતા ધરાવનાર છે તેમણે અભણ મનુષ્યોને નૈતિક પંથે દોરવાને એ સઘળી કથાઓ રચી છે; પરંતુ વાસ્તવિક રીતે જોવા જતાં એ સઘળું ખોટું છે."

"ત્યારે તું એમ કહેવા માગે છે કે, આ જન્મમાંજ આપણી પૂર્ણાહુતિ થાય છે. એ હું કદાપિ માની શકતો નથી."

"ભાઇ! ઉંધું સમજીને નકામો ત્હારી સુખ–શાન્તિનો નાશ કરીશ નહિ. ભણીગણી–જ્ઞાન પ્રાપ્ત કરી–રોજગાર કરી પૈસા ઉપાર્જન કર અને સાંજના જરા લાલ પાણીની લ્હેજત લે. આનાથી વધારે આનંદ બીજો કયો છે?"

"તર્ક તત્વમાં તું પૂરેપૂરો પંડિત પરદુઃખભંજન અને પારકાનું શ્રેય કરનાર છે એ હું જાણું છું, પરંતુ પરકાળ, પુનર્જન્મ કર્મફળ એ સઘળું તું કેમ માનતો નથી તેની મ્હને સમજ પડતી નથી. મ્હને લાગે છે કે ત્હારા જીવનની પાછળ શયતાન લાગુ પડયો છે, જેથી ત્હને એ સઘળું ભૂલાવી દે છે. તે શયતાન બીજો કોઇ નહિ પરંતુ ત્હારો પ્રિયકર મદ્ય છે. હું આશા રાખું છું કે તું એનો ત્યાગ કરીશ."

"ત્હારી ભૂલ છે તેથીજ તું એ અમૃતનું પાન કરતો નથી. લોકોની અશાન્તિ દૂર કરનાર–અંતઃકરણના ઉંડામાં પણ ઉંડા પડનો પડદો ખોલનાર આના જેવી ચીજ બીજી એક પણ હજી સુધી પેદા થઇ નથી. આપણા વેદાન્ત શાસ્ત્રમાં પણ આ મદ્ય યાને સોમરસની અત્યંત પ્રશંસા કરી છે. તંત્ર શાસ્ત્રમાં પણ એને માટે અનેક સારા અભિપ્રાયો આપવામાં આવેલા છે. વાસ્તવિક રીતે જોવા જતાં મદ્ય પાનમાં અનંત સુખ અને લહેજત સમાયલી છે. તેમ જગતના સુક્ષ્મ તત્વનું અવલોકન કરવાની અપૂર્વ શક્તિ ઉત્પન્ન કરનાર એના જેવું બીજું કોઇ પણ નથી. ઘણા આગ્રહથી મદ્યપાનના વ્યાસને મ્હોંએ

અડકાડયા પછી—મનની વાસના ત્હારી વાતનાં આધ્યાત્મિક ચક્ષુ પ્રાપ્ત કરવા માટે—જગત્ તત્વના કર્મજીવનના સુક્ષ્મ તત્વની માહિતી મેળવવા માટે પ્રફુલ્લમયી સુરા સુન્દરીએ મ્હારા હોઠ સાથે હોઠ મિલાવીને કહ્યું:—“ સુરાપાન કરો. આ દુનિયામાં હું ફરીથી આવવાની નથી. ”

“ પરંતુ તું મરણની પેલે પાર જઇશ ત્યારે ત્હારી ભૂલ સમજી શકીશ. તે વખતે ત્હારી આ સઘળી વાસના—લાલસાઓને માટે ત્રાહિ ત્રાહિના પોકારો કરવા પડશે. ”

“ મૃત્યુના મુખમાં જતા પહેલાં તુંજ એ ગુલાબી સુરાપાનની ફરમાશ કરી નાંખ. ઓ ભ્રમિત દોસ્ત ! તું પાકા સોના જેવો ખરોને—તે ત્હને સ્મશાનની આગમાં બાળી નાંખવાનો છે અને મુસલમાન યા ખ્રિસ્તીઓ હીરા માણિક્ય જેવાને તે માટીની નીચે દબાવી રાખી સમય આવતાં ફરીથી બ્હાર કાઢવાના હશે કેમ ? તું ત્હારા આ સઘળા ભૂલ ભરેલા વિશ્વાસનો પરિત્યાગ કર. જેઓ ત્હારા જેવી બુદ્ધિ અને તર્ક વિતર્કોના ગુલામ છે તેઓ ‘ અસ્તિ ’ અને ‘નાસ્તિ’ કરી કરીને નષ્ટ થઇ જાય છે. પરંતુ જેઓ રસિક અને વિજ્ઞ છે તેઓ ખાય છે, પીએ છે અને પ્રત્યેક સાયંકાળે જરા ગુલાબી નીશો કરીને આનંદ પણ પ્રાપ્ત કરે છે. જ્યારે ત્હારા જેવા વિજ્ઞાનીઓ સુકો મેવો ખાઇને સુકાઇ મરે છે. ”

“ મદ્યપાન કરવામાં અનેક દોષ સમાયલા છે. ”

“ કયા કયા ? ”

“ પ્રથમ તો પૈસાનો નાશ થાય છે. ”

“ જે મનુષ્ય આખા દિવસની રોજગારી કરીને પણ સંધ્યા સમયે પોતાના ગુલાબી નીશાને માટે સહજ મદ્યપાન કરવામાં થોડા ઘણા પૈસાનો વ્યય કરવાને નારાજ હોય તેમને માટે આ દુનિયામાં જીવવું નકામું છે. ”

"બીજું આરોગ્યતાનો નાશ થાય છે."

"એજ ત્હારી મ્હોટી ભુલ છે—ત્હારૂં આયુર્વેદ શાસ્ત્ર ખોલીને જો. માફકસર મદ્યપાન કરવાથી શું ફળ મળે છે—એનાથી મનુષ્ય દીર્ઘાયુ અને ચિર યૌવન પ્રાપ્ત કરી શકે છે."

"મદ્યપાન કરવાથી ઇશ્વર ક્રોધે ભરાય છે. આ સર્વ દેશના સકળ શાસ્ત્રકારો કહે છે."

"સર્વ દેશનાં સકળ શાસ્ત્રો ઘણું ખરૂં એકજ સુત્રથી ગુંથાયેલાં છે. એકજ પ્રકારના વ્યવસાયી વેતાઓ મુખ્યત્વે કરીને એકજ પ્રકારના કેમ ના થાય?"

"પાપ કરીને ઇશ્વરને ત્યાં શો જવાબ આપીશ?"

"ઓહ ઇશ્વર! ઇશ્વર અનેક રૂપ ધારણ કરનાર મનુષ્ય હતો. તે તો ઘણો વખત થયાં મરી ગયો છે. છતાં જો ત્હારી કુબુદ્ધિના બળે તું એમ માનતો હોય કે, તે હજી જીવે છે, તોપણ ત્હારા મતને અનુસરીને કહું તો તે આપણને માફ કરશે કારણકે માફી બક્ષવી એતો એનો હમ્મેશનો નિયમ છે."

"ત્હારા જીવનમાં તું ધર્માચરણથી શાન્તિ મેળવી શકતો નથી?"

"સોગન ખાઇને કહું છું કે, ના. હું તો એમજ ધારૂં છું કે, એ અજ્ઞાની મનુષ્યોને સમજાવવાનો માત્ર એક રસ્તો છે. તું કહે છે કે, ધર્માચરણમાં શાન્તિ છે; પરંતુ હું કહું છું કે લાલ પાણીના ગુલાબી નીશામાં જે શાન્તિ સમાયલી છે તે એમાં બિલકુલ નથી. મ્હારી વાત વર્તમાન કાળની છે માટે તું એને પકડી રાખ અને ભવિષ્યની વાત જવા દે. ભાઇ મ્હારા! ઢોલનો અવાજ તો દૂર ઉભા રહીને સાંભળવાથીજ મીઠો લાગે છે.

"ત્હારો મત એવો છે કે મદ્યપાન કરવાથીજ શાન્તિ મળે છે. પરંતુ મદ્યપાનમાં જે લોકો બેભાન થઈ જાઇ હિતાહિતનું ભાન

ભૂલી જાય છે—જે ના કરવાનું હોય તે કરે છે તેનું કેમ ?"

"દરેક ચીજમાં ગુણ અને અવગુણ બન્ને સમાયલા છે. તું કોઇને ગાળો દઇશ નહિ, કોઇને દુઃખી કરીશ નહિ એવો નિશ્ચય કર અને પછી મદ્યપાન કર, હું ત્હારો જામીન થઉં છું. પરલોકમાં ત્હારી સદ્દગતિ થશે."

"પરંતુ પરલોક હશે તોને ?"

"મદ્યપાન કરવાથી, પ્રેમ, સ્નેહ, મમતા, અને સહાનુભુતિ વગેરે મનુષ્યના અનેક પ્રકારના સદ્દગુણોનો નાશ થાય છે."

"એ નાશ કરે છે માટેજ તે ઉત્કૃષ્ટ પદાર્થ છે. એ બધાને મનુષ્યના સદ્દગુણો કોણે કહ્યા ?"

"સકળ દેશનાં ધર્મશાસ્ત્રો અને નીતિ ગ્રંથો કહે છે."

"ખોટી વાત છે. પ્રેમ ! પ્રેમ શું સારી ચીજ છે. છટ્ !"

"પ્રેમ પૃથ્વીનો પારસમણી છે. પ્રેમના જાદુગર સ્પર્શથી માટીની જમીન અમરાવતી થાય છે. એનાજ સ્પર્શે કરીને શ્યામ વર્ણની યુવતી અતુલનીય રૂપે યુવકની પાસે ઉભી રહે છે. એનાજ સ્પર્શે કરીને કાળા કુબડા સ્વામીને પડખામાં ખેંચી લઈ ગૌરવર્ણની યુવતી તેને તાવેલા સોના સમાન ધારે છે. એનાજ સ્પર્શે ત્રીભુવન પતિના શ્યામ અંગનું—ત્રૈલોકના રૂપનું વ્રજ ગોપીઓએ દર્શન કર્યું હતું. સર્વાંગે ભષ્મ ચોળાવીને જયારે યૌવન ચાલ્યું જાય છે, ત્યારે પણ સ્વામી પ્રેમના સ્પર્શથી પોતાની ગત યૌવના પત્નીને નવોઢા ધારે છે. વિદેશમાં વિરહી દંપતિ અરસપરસનો પત્ર મળતાં છાતી સરસો ચાંપી એ પ્રેમનો સ્પર્શ છે એમ ધારીનેજ જગત્માં જીવન ગાળી શકે છે. આ દુઃખમય સંસારમાં જો કંઈપણ સુખ હોય, જો કંઈપણ શાન્તિ હોય તો તે પ્રેમને લીધેજ છે !"

"પ્યાર—પ્રેમ ? છટ ! છટ !! હે ભાઇ એ વાત ભૂલી જા

અને પ્રેમ ખોટો છે એટલું સમજી રાખ. ત્હારો પ્રેમ 'સુખની વેદના' 'વિરહનો પરિતાપ' એ સઘળું હું સમજી શકતો નથી, બાઇ ! ક્ષણીક સુખને માટે-ક્ષણીક સ્પર્શને માટે, વર્ષોનાં વર્ષ સુધી આશા રાખી ઉદ્વેગથી રૂદન કરવું-પારકાના મ્હોં ઉપર સ્મિતહાસ્ય જોવાને માટે પોતાની આંખ્યોમાં પાણી લાવવું-ઝાંઝવાના નીર સમાન પ્રેમને માટે આખું જીવન નષ્ટ કરવું નકામું છે ! તેમ સ્નેહ, મમતા, સહાનુભુતિ વગેરે દુર્બળ હ્રદયનાંજ કાર્યો છે. કર્તવ્ય-જ્ઞાનહીન પુરૂષોનીજ હ્રદયવૃતિ છે."

"ત્યારે તું પ્રેમનું યથાર્થ રૂપ સમજી શકતો નથી ?"

"શી રીતે સમજું ? એમાં દુઃખ છે-સુખ નથી એટલુંજ સમજું છું."

"ત્યારે સ્ત્રીઓ ઉપર એટલો બધો ભાવ કેમ બતાવે છે ? સૌન્દર્ય ઉપર એટલી બધી નજર કેમ નાંખે છે ?"

"ઉપભોગ કરવાને માટે. સૌન્દર્યના ઉપભોગથી કોણ વિમુખ રહી શકયું છે ? જો હું ભૂલતો ના હોઉં તો સૌન્દર્યનો ઉપભોગ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. ફૂલ તોડી લાવી તેની સુગંધ લઈ છેવટે જેમ ફેંકી દઇએ છીએ તેમ સૌન્દર્ય જોઇને પણ એવુંજ કરવું જોઇએ."

"ત્યારે શું ત્હારી સ્ત્રી પ્રત્યે ત્હારો પ્રેમ નથી ?"

"પ્રેમ ! તારા પર પ્રેમ કેવો ? એ તો આપણી એક નોકરડી છે. છોકરાં છૈયાં ઉછેરનારી આયા સમાન છે એને આપણે ખાવા પીવાનું અને લુગડાં લત્તાં આપવાનું કબૂલ કરી તેનાં માબાપ પાસેથી જીંદગીભરની વેચાણ લઇએ છીએ અને એની પાસેથી મરજી મુજબનું કામ લેવું એ આપણું કર્તવ્ય છે. હું તેનો વેચાયલો ગુલામ નથી કે, ત્હેના સુખને માટે મ્હારા જીવનને તેના પગ આગળ વેચી દઉં !"

"ત્હારા મતામતને હું માનતો નથી. મ્હને ખાત્રી છે કે આત્મા, પરલોક અને પુનર્જન્મ વગેરે છે, અને મનુષ્યને પોતાનાં કર્મફળ પણ ભોગવવાનાં છે."

"હું ત્હને કહું છું કે તું એ બધાની પાછળ એક 'ના' અક્ષર લખી રાખ. જીવનને એટલું બધું શુષ્ક કરી દેવામાં કંઇ લાભ નથી."

"હવે જવા દે એ વાત. આપણે જે બન્ને સ્ત્રીઓને ત્હારે સાસરે મૂકીને આવ્યા છીએ, તેમને માટે શો ઉપાય કરીશું ?"

"શું કરીશું કહે ?"

"જે સ્ત્રી યુવતી છે તે મ્હારા મ્હોટા ભાઈની વહુ છે; એ મ્હેં ત્હને પહેલેથી કહ્યું છે. અત્યારે એના બાપ જેલમાં છે. આપણે તેને છોડવવાનો પ્રયત્ન કરવો જોઇએ."

"તું હિન્દુ શાસ્ત્રને માને છે ?"

"હિન્દુ થઇને હિન્દુ શાસ્ત્ર કેમ ના માનું ! હું કંઈ ત્હારી માફક નાસ્તિક નથી."

"જો તું મ્હને નાસ્તિક કહીશ તો આપણે તકરાર થશે."

"કેમ ?"

"નાસ્તિક લોકોમાં પણ જાણે કંઈક ઇશ્વરવાદીની ગંધ મળી આવે છે; જીવનાહુતિનો એકાદ ઉષ્ણ મંત્ર-ઝણકાર સાંભળી શકાય છે. મ્હારો વિશ્વાસ અન્ય પ્રકારનો છે."

"કેવા પ્રકારનો છે ?"

"હું મ્હારા દુઃખમય જીવનને નરક અને સુખમય જીવનને સ્વર્ગ સમજું છું. મૃત્યુ પછી ચેતના નથી; એટલે કે ભવિષ્યના સંબંધમાં કોઈ તને નિશ્ચયરૂપે કંઇપણ કહી શકવાનું નથી માટે તું ત્હારા દુઃખી આત્માને આજેજ ખુશી કર. ભાઇ ! ચંદ્રાલોકમાં મદ્ય-પાન કર. આ ચંદ્ર બહુ વખત સુધી ત્હને અને મ્હને શોધશે પણ ફરીથી મળી શકાશે નહિ."

"ત્હારો મત ત્હારી પાસેજ રહેવા દે. એવો પણ વખત આવશે કે, તું ત્હારી મેળે ત્હારા મતનું પરિવર્તન કરી નાંખીશ."

"બની શકે. કાલ તું પણ મ્હારી વાતની સાર્થકતા સમજી શકીશ. મ્હેં અનેક લોકોને પાછળથી આસ્તિક થતા જોયા છે."

"આસ્તિકતા એ દુર્બળોનું કાર્ય છે. વૃદ્ધ થતાંજ લોકો દુર્બળ હૃદયના થઇ જાય છે."

"બસ હવે રહેવા દે. તું કોઇ દિવસ મ્હારા મતને અનુસરતો નથી તો આજ ક્યાંથી અનુસરવાનો હતો!"

"હું એજ કહેતો હતો."

"શું કહેતો હતો?"

"તું હિન્દુ છે તો હિન્દુ ધર્મને માને છેને?"

"એ વાત વળી કેમ ઉપાડી?"

"માને છે કે નહિ તે કહે?"

"મ્હેં તો પહેલેથીજ કહ્યું છે કે, માનું છું."

"કેટલીક હિન્દુ સમાજોમાં સ્ત્રી વિધવા થાય તો દિયરને પતિ તરીકે પસંદ કરી શકે છે. તે પ્રમાણે ત્હારા ભાઈની વહુ સાથે તું લગ્ન કેમ કરતો નથી?"

"નારાયણ, નારાયણ! એ વાત બોલીશ નહિ; મ્હોટા ભાઈની વહુને તો માતા સમાન માનવી જોઇએ."

"પરંતુ ભાઇ! એ યુવતીનાં બન્ને નેત્રો મનોહારી છે. એ બન્નેના ચ્હેરા જોઇને મ્હારા મનમાં જાણે કોઇ વિસ્મૃત સ્મૃતિની ગુપ્ત વાત જાગી ઉઠે છે. આવું સરસ મ્હોં મ્હેં કદાપિ જોયું નથી."

"હું આશા રાખું છું કે, તું એ સંબંધની કંઇપણ વાત હવે મ્હને કહીશ નહિ."

"હું ખોટું નથી કહેતો. તું તો જાણે છે કે, હું પ્રેમ, રૂપ, પ્રણય, વિરહ અને વિચ્છેદ એ સર્વમાં સિદ્ધહસ્ત છું. ઇચ્છાનુસાર ફૂલ લાવી તેની સુગંધ હરી લઇ તેને દૂર ફેંકી દઉં છું. પછી ભલેને તે

એક મ્હોટા ગૃહસ્થના બાગનું હો કે માળીની દુકાનનું હો; તોપણ મ્હેં કદાપિ નીતિનું ઉલ્લંઘન કર્યું નથી. જેઓ પ્રેમ પ્રીતિ કહીને મરી ફીટે છે, તેઓજ પોતાની જાતને ભૂલી જઇને કર્તવ્ય વિમુખ થાય છે. મ્હારે માટે તું એ ભય રાખીશ નહિ. મ્હને ખાત્રી છે, તું એવો ઇશ્કનો દિવાનો છે કે આવું સુન્દર મુખ જોઇને આટલા દિવસોમાં અવશ્ય કરીને એક ડઝન ગઝલો તો લખીજ નાંખીશ."

એવામાં તેઓ લૉજના મકાન આગળ આવી પહોંચ્યા. બન્ને જણાઓએ તે મકાનમાં પ્રવેશ કર્યો; અને તેથી તેમને તેજ સ્થળે પોતાની વાતચિતને બંધ કરી દેવી પડી.



## પ્રકરણ ૪ થું.



## સરસ્વતીનો સન્દેહ.

કાન્તિલાલ અને નવનિત બન્ને એકજ કૉલેજમાં તથા એકજ કક્ષાસમાં અભ્યાસ કરતા હતા. ઘણા દિવસથી તેઓ એકજ લૉજમાં સાથે રહેતા હતા. બન્ને જુદા જુદા મતના હોવા છતાં બન્નેને ગાઢ મિત્રતા હતી. નવનિત આસ્તિક અને કાન્તિલાલ નાસ્તિક હોવા છતાં તેઓ એક બીજા પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર કરતા નહિ. બન્ને જણા જાણતા હતા કે, ધર્મ યા આચાર સંબંધી મતભેદ હોવા છતાં નૈતિક ધર્મ તો એકજ છે.

કાન્તિલાલનું મકાન સુરત જીલ્લાના એક ગામડામાં હતું. તેના પિતાશ્રી સબ-જજ હતા. અત્યારે તેમને પેન્સન મળતું હતું. તેનો મ્હોટો ભાઈ સુરતમાં વકિલાત કરતો હતો. અને તેના સસરા મુંબાઈની પોલિસ કોર્ટના એક પ્રખ્યાત વકિલ હતા.

જે મકાનમાં કિશોરી અને તેની માતાને તેઓ મૂકી આવ્યા

હતા તે કાન્તિલાલના સસરાનું મકાન હતું. કાન્તિલાલને એક પુત્ર સંતાન હતું. પુત્રની ઉમ્મર બે વર્ષની હતી. તે બે વર્ષના પુત્રને ધવરાવનારજ કાન્તિલાલની પત્ની હતી. બીજે ઠેકાણે રાખવાં અયોગ્ય ધારીને બન્ને મિત્રોએ સલાહ કરી, કિશોરી અને કિશોરીની માતાને કાન્તિલાલને સાસરે મૂકી આવ્યા હતા.

મુકદ્દમાને આગલે દિવસે કાન્તિલાલ અને નવનિત જે મકાનમાં રામશંકર શાસ્ત્રી કામ કરતા હતા તે મકાનમાં કાન્તિલાલના સસરાની સલાહ મુજબ કેટલાએક વિષયોનું અનુસંધાન કરવાને માટે ગયા હતા. તપાસ કરી આવ્યા પછી સદરહુ વિષયો સંબંધી સસરાને ખબર આપવાંને માટે કાન્તિલાલ તેને સાસરે ગયો. નવનિતને કાન્તિલાલની સાથે જવાની જરૂર જણાઇ નહિ તેથી સીધો લૉજમાં આવ્યો.

કાન્તિલાલ તેના સાસરે ગયો પરંતુ તેના સસરા ફરવા ગયા હતા, તેથી મળ્યા નહિ; એટલે તેમને મળીને વાતચિત કરવા માટે કાન્તિલાલને ત્યાં રોકાવું પડયું. જ્યારે તેને ત્યાંજ રોકાવું પડયું, ત્યારે તેણે તેટલો વખત પત્ની સાથે વાતચિત કરવામાં પસાર કરવાનો વિચાર કર્યો.

કાન્તિલાલ મકાનમાં પ્રવેશ કરી પોતાની પત્નીની રૂમમાં ગયો. તેની પત્ની તે વખતે એકાદ કાર્ય નિમિત્તે બહાર ગઇ હતી અને કિશોરી ત્યાં આગળ એકલી બેસીને એક જુનું માસિક વાંચતી હતી. કાન્તિલાલને રૂમમાં આવેલો જોઈ, કિશોરી એક વાર તેના સ્હામું નિહાળી માસિકને બાજુએ મૂકી, ઉઠીને બહાર જવા લાગી.

તે વખતના દશ્યથી કાન્તિલાલ ચમકી ઉઠયો. તે દશ્ય એવું અપૂર્વ હતું કે, જાણે કેટલાએ જન્મ જન્માન્તરની તેજસ્વીતાપૂર્ણ દૃષ્ટિ ! જાણે તે દૃષ્ટિ કેટલાએ કરૂણ—મરણ—સંગીતના સુર સપ્તકથી બાંધેલી હતી.

કાન્તિલાલે કેટલીએ સુન્દરીઓની દષ્ટિ અનુભવી હતી; પરંતુ આવી દષ્ટિ–આવી અગ્નિમાં મધુ સમાન, વિજળીમાં બરફ સમાન દષ્ટિ તેણે કદાપિ જોઇ ન્હોતી. એ દષ્ટિમાં જે આકર્ષણ–જે જ્વાળા જે કામોત્તેજના હતી તે તેણે સહસ્ર સ્ત્રીઓના નયનોમાં પણ નીહાળી ન્હોતી.

જેમ ઠરેલું ઘી અગ્નિના તાપથી પીગળી જાય છે, તેમ કિશોરીની ક્ષણભર દષ્ટિથી કાન્તિલાલનું કઠિન મન પીગળી ગયું. તેનું હૃદય વેગથી ધડકવા લાગ્યું; તેના મનમાં એમ થવા લાગ્યું કે, "તે કિશોરીના ચરણમાં સમસ્ત હૃદયને અર્પણ કરીને કહે કે હું પ્રેમને ખોટો માનતો હતો; પ્રેમ હૃદયની દુર્બળતાનું કાર્ય જાણતો હતો; પરંતુ આ શું! ત્હેં મ્હને આવો કેમ કરી નાંખ્યો? આ જીવનની સંયમ સાધના–પ્રેમનો દ્વેષ ક્ષણ માત્રમાં બદલાઇ કેમ ગયો! પરંતુ આ આકર્ષણની અંદર વળી જ્વાળા શાની! તૃષ્ણા તેજ આ જ્વાળા હશે!"

કિશોરી ચાલી જતી હતી, તેને કાન્તિલાલે કહ્યું:–" તમારા પિતાશ્રીની સર્વ હકિકત સાંભળી કે?"

પાછી ફરીને ઉભી રહી, કાન્તિલાલના મ્હોં સ્હામે જોઈ વાત કરવાનો કિશોરીનાં હૃદયમાં પણ કોણ જાણે એક પ્રકારનો આવિર્ભાવ થયો. કોઈ મિત્રની સાથે અમુક કારણસર ભારે ઝગડો થતાં બહુ દિવસ સુધી મેળાપ થયો ના હોય અને એક દિવસ રસ્તામાં મળતાં હૃદયમાં જેવી ભાવનાનો ઉદય થાય છે, તેવીજ ભાવના કિશોરીના અંતઃકરણમાં પણ જાગી ઉઠી. તે વાત કરતાં કરતાં દશ વાર અચકી ગઇ [illegible] ભાંગ્યા તુટ્યા સ્વરે લજ્જાથી મસ્તક નમાવીને કહ્યું:– "ના, હજી કંઇ સાંભળી નથી."

"કાલે તેમનો મુકદમો ચાલવાનો છે."

"આપની કૃપા તેમજ દયા એજ મ્હારા બાપને મુક્ત થવાનો

ઉપાય છે. આપે દયા દર્શાવી ના હોત તો એવી આશા રાખવી વ્યર્થ હતી. અમે અત્યંત ગરીબ છીએ. આ દુનિયામાં અમારૂં કોઇ નથી."

કાન્તિલાલે એ વાતનો ઉત્તર આપવાનો વિચાર કર્યો પણ આપી શક્યો નહિ. તેના મનમાં જાણે એમ થતું હતું કે, જગત્‌માં જેટલા મ્હોટા મ્હોટા મનુષ્યો છે તેના કરતાં પણ કિશોરી મ્હોટી છે. કિશોરી જાણે રાણી છે અને સર્વ તેની પ્રજા છે. કિશોરીની કૃપા હોય તોજ જાણે જગત્‌ના લોકો સુખી થાય.

કાન્તિલાલે કંઇ પણ જવાબ નહિ એટલે કિશોરી ત્યાંથી ચાલી જતી હતી, એવામાં તે રૂમમાં કાન્તિલાલની પત્નીએ પ્રવેશ કર્યો; રૂમમાં બીજું કોઇ ન્હોતું. માત્ર બહાર આવતી કિશોરી અને ખુરશી પર બેઠેલો કાન્તિલાલ હતો. એકાએક કાન્તિલાલની પત્નીના મનમાં જાણે એક જુની વાતનું સ્મરણ થઈ આવ્યું. જાણે કાન્તિલાલ અને કિશોરી તેની આગળ કોઇ ભયંકર અપરાધે અપરાધી જણાયાં. તે શાન્ત સુનિર્મળ સ્નેહ—પ્રીતિપૂર્ણ હૃદયના તાર જાણે બેસુરા વાગી ઉઠયા. પરંતુ તે સમજી શકી નહિ કે, એકાએક તેના હૃદયમાં આ પ્રમાણેનો ભાવ કેમ ઉત્પન્ન થયો ?

કિશોરી સતી સાધ્વી અને લજ્જાશીલ વિધવા રમણી હતી એ કેટલાક દિવસની વાતચિત અને એકત્ર વસવાટથી કાન્તિલાલની સ્ત્રી સારી રીતે સમજી શકી હતી. કિશોરી હિન્દુ સન્નારીઓમાં એક આદર્શ રમણી છે તો પછી તેનો મનોભાવ આમ કેમ થયો ? ત્હેનો સ્વામી પ્રેમનિષ્ઠ નથી એજ કે ? તો ત્હેનો સ્વામી કંઇ જાદુ મંત્ર જાણનાર નથી કે, તે ક્ષણ માત્રમાં સતીને અસતી કરી શકે ? જે સતી હોય તેના સતીત્વને કોણ ડોલાવી શકે ? વળી મગતરાના પગથી વિંધ્યાચળ પર્વત કદાચ હાલી શકે, તોપણ યથાર્થ પ્રેમિકા—યથાર્થ સતીના હૃદયને ડોલાવવાની હિંમત કોઇપણ કરી શકે નહિ. વળી તેનો સ્વામી હમ-

આજ આવ્યો છે, આવતાંની વાર તો કિશોરી ચાલી જતી હતી અને એવામાં તે આવી પહોંચી છે.

કાન્તિલાલની પત્ની પોતાના મનમાં આ સઘળી બાબતનો વિચાર કરી હૃદયને સમજાવવા લાગી પરંતુ તેનું હૃદય સમજ્યું નહિ. તેનું હૃદય હઠીલું થઇ આ વાત માનતુંજ ન્હોતું. કોઇ ઠેકાણે કંઇ પણ ભાસ થતો નથી એવામાં અચાનક વસંતઋતુના નિર્મળ આકાશમાં ઘેરાતાં વાદળાંનો ઉદય થયો.

કિશોરી, કાન્તિલાલ અને તેની પત્ની ત્રણેના ભાવનું ક્ષણ માત્રમાં આટલું બધું પરિવર્તન કેમ થયું ? કંઇપણ સ્પષ્ટ જણાતું નથી. પરંતુ અસ્પષ્ટ છાયાની માફક, સ્વપ્નની ઘોરની માફક, તેઓ ત્રણે જણાઓના હૃદયમાં જાણે એક પ્રકારના નિરાશ-ઉત્તેજના, પ્રીતિ-કરૂણાના ભાવનો ઉદય થયો.

એવું કેમ બન્યું તેની સમજણ પડી નહિ. કદાચ આ પ્રમાણે હોય ખરૂં. રસ્તા ઉપર એકાએક કોઇ દિવસ કોઇ અપરિચિત-સંપૂર્ણ રીતે અજાણ્યા મુસાફર સાથે મેળાપ થતાં, મનમાં એમ થાય છે કે, એને મ્હેં કોઇ ઠેકાણે જોયો છે, એવી આન્તરીક ઉર્મી થાય અને તેનો સંગ ત્યાગવાને માટે જાણે હૃદય દુભાય, તેનું મ્હોં જોઇ જોઇને પણ જોવાની તૃષ્ણા મટે નહિ; પરંતુ પરિચય લેતાં તે કોઈ અજાણ્યા દેશનો મનુષ્ય હોય છે. કેમ એ પ્રમાણે થાય ? એ મિનિટના દર્શનથી, ક્ષણ માત્રના આલાપથી મનુષ્યના હૃદય ઉપર સ્હામો માણસ પોતાનું આધિપત્ય કરે-જીવન પર્યંત વેચાતી લઇ લે; એવું કેમ થતું હશે ? કેમ થતું હશે તે કહેવું બહુ કઠિન છે. જડ વિજ્ઞાન આને માટે સંપૂર્ણ નિરૂત્તર છે; પરંતુ આધ્યાત્મ-તત્વજ્ઞ પંડિતો કહે છે, યોગ બળશાળી વિજ્ઞાનીઓ કહે છે કે, જન્માંતરીય સંબંધના ગુણે યા ઘટના પ્રવાહે એમ બની શકે છે. અમુક ચીજ નહિ જોતાં આપણે તેની સ્મૃતિને

ભૂલી જઇએ છીએ પરંતુ એકાએક નજરે પડતાં તે સ્મૃતિ પાછી આપણને તાજી થઈ આવે છે. કેટલાએક દિવસો થયાં મ્હારી વિંટી ખોવાઇ ગઈ હતી, એ લગભગ દશ વર્ષ ઉપરની વાત છે. તેનું રૂપ, તેની આકૃતિ તો શું પરંતુ તેની વાત સુદ્ધાં હું ભૂલી ગયો હતો. એકાએક એક દિવસ મ્હને તે ઓરડાના ખૂણામાંથી મળી આવી. વિંટી જોતાંજ મ્હને એમ થયું કે, આ મ્હારી વિંટી છે, તેની આકૃતિ, રૂપ, ઘાટ, સમસ્ત ધીમે ધીમે મ્હને યાદ આવ્યાં. પંડિતો કહે છે કે, આપણી નજરે નહિ પડતાં હોવાથીજ આપણે આપણા જન્મ જન્માન્તરના આત્મીય કુટુંબી જનોને ભૂલી જઇએ છીએ, પરંતુ નજરે પડતાં એક બીજાના આંતરિક આત્માઓની અરસપરસ ઓળખાણ પડી જાય છે. તેજ પ્રમાણે આ ત્રણ જણાંઓ એકાદ જન્મ જન્માન્તરના સંબંધ સૂત્રના આકર્ષણ વિદ્યાને અરસપરસ ગુંથાયેલાં હતાં, અને તેજ પ્રમાણે એકાદ જન્મ જન્માન્તરના ઘટનાચક્રમાં પડીને યા તો વ્યાકુળ થઇને તેજ કર્મોને અનુસરીને ભટકયા કરતાં હતાં. એકાએક એકત્ર મિલનથી એકત્ર દર્શનથી જાણે તેમની પૂર્વકથા સ્મૃતિના નિશ્વાસે ઉદ્‌ગીર્ણું થઇને તે ત્રણે જણાઓના મનમાં એકાદ છુપી આલોચનાની સૃષ્ટિ કરી દીધી હતી.

કિશોરી હવે ત્યાં આગળ ઉભી રહી નહિ. પતિ પત્નીને વાતચિત કરવાનો અવસર આપવાને માટે તે અત્યંત ઉતાવળે પગે ચાલી ગઈ. કાન્તિલાલની ઇચ્છા કિશોરીને ચાલી જવા દેવાની ન્હોતી. પરંતુ પોતે જાણે પત્ની પાસે કેટલો અપરાધી થયો છે, કિશોરીને ઉભા રહેવાનું કહેવાથી તેની પત્ની મનમાં ને મનમાં કેટલી બધી અસંતુષ્ટ થશે, કેટલું અભિમાન કરશે એ વિચારમાંને વિચારમાં તે કાંઇ બોલી શકયો નહિ. કાન્તિલાલ વારાંગનાઓને ત્યાં બહુ દિવસ સુધી જઇ આવેલો હતો. અનેક ચરિત્રહીના રમણીઓના રૂપની દુકાનોનો ગ્રાહક

થઇ આવ્યો હતો. તેની પત્નીને એ વાતની ખબર પડતાં કેટલીયે વાર તેની સાથે એ બાબત ઝગડો પણ કરેલો હતો. મરવા પણ તૈયાર થઇ હતી. પરંતુ કાન્તિલાલ કોઇ દિવસ એ સંબંધી વિચલિત થયો નહિ. તે એમજ જાણતો હતો કે, પુરૂષોએ રમણીને આધીન શામાટે થવું જોઇએ ? રૂપનો ઉપભોગ કરવા જતાં કોઇના અનુરોધથી મનુષ્યે શામાટે અલગ થવું જોઇએ ? પરંતુ આજે એમાંનું કંઈપણ માલૂમ પડતું નથી, તોપછી આમ કેમ થયું !

કિશોરી ચાલી ગઈ એટલે કાન્તિલાલની સ્ત્રીએ કહ્યું:–અસમયે આવીને હૃદય દુભાવ્યું, ખરૂંને ?"

કાન્તિલાલની સ્ત્રીનું નામ સરસ્વતી હતું. કાન્તિલાલે ઉઠીને સરસ્વતીના છૂટા કેશકલાપને ઝુલાવીને કહ્યું:–શું કહે છે, હું સમજી શકતો નથી. શેનો અસમય ?

સરસ્વતીઃ–તમે રૂપના ભિખારી છો. કેટલીયે વખત તમે મ્હને કહ્યું છે કે, જેમ મિષ્ટાન જોઇને, તેના ઉપર માંખીઓ બેસે છે. તેમ રૂપ જોઇને મનુષ્યનું મન પણ તેના ઉપર ચોંટે છે. જે પુરૂષો કાયર અને દુર્બળ મનના હોય છે તેઓ પોતાના મનને ફેરવી લે છે; અને જેઓ માણુસ જેવા માણસ હોય છે. તેઓ તે રૂપનો ઉપભોગ કરીને પોતાના જીવનને કૃતાર્થ કરે છે.

" ખરી વાત છે ! પરંતુ એ ઉપરથી તું કહેવા શું માગે છે?"

" કિશોરીના જેવી રૂપવતી સ્ત્રીઓ તમે કેટલી જોઇ છે ? "

" રાજ્ય ભંડારમાં મણિમુક્તા હોય તેમાં લોકોને શું ! "

" સારા માણુસોને તો કંઇ નહિ, પરંતુ ચોર લૂંટારાઓના મનને તો કંઇક ખરૂં. "

" કંઇક ખરૂં એટલે ? "

" અવસર મળતાં લૂંટી લાવીને પોતાના ઘરમાં રાખે. "

" ત્યારે શું હું ચોર કે લૂંટારો છું ? "

" સૌન્દર્યની રાજ્યનીતિને અનુસરીને ખરા. "

" ત્યારે ત્હને મ્હારા ઉપર વિશ્વાસ આવતો નથી ? "

" ના. "

" કેમ ? "

" જે વિશ્વાસઘાતક હોય તેનો કોણ વિશ્વાસ કરે ? "

" બસ, બીજી વાત રહેવા દે. જે મૂળ વાત કહેતી હતી તે કહે. "

" હું એજ કહેતી હતી કે, આ વખતે તમે આવીને સારૂં કર્યું નથી. કેમકે, કિશોરીનું સૌન્દર્ય અસીમ છે. વળી એ બિચારી કેવળ ગરીબ અને નિરાધાર છે; આવી સ્થિતિમાં તમને સુયોગ પ્રાપ્ત થયો હતો, ઉપરાંત મનુષ્યનું મન હરણ કરવામાં—મનુષ્યને ધર્મ પથમાંથી વિમુખ કરવામાં તમે સિદ્ધ હસ્ત છો; ભગવાને તમને એ વિષયમાં સિદ્ધ પુરૂષ કર્યા છે. "

" ત્હારા ભગવાન પણ ક્યાં એ સંબંધી ઓછા હતા ? તેમણે સોળસો ગોપીઓના સૌન્દર્ય-રસનું બન્ને હાથે પાન કર્યું હતું. ઉપરાંત દ્વારકામાં જઇને બીજી પણ સોળસોનું ! "

" એમણે કર્યું એટલે તમારે કરવાનું ? "

" ત્હારા શાસ્ત્રકારો કહે છે કે, તે આદર્શ પુરૂષ હતો. મનુષ્યના આદર્શ રૂપ અવતારત્વ ગ્રહણ કર્યો હતો. જ્યારે તે આદર્શ હતો ત્યારે તે જે કરે તે આપણે પણ કરવું જોઇએ. મ્હેં તો પહેલેથી કહી રાખ્યું છે કે, જેઓ ઉંધા હોય તેઓજ સુખના રસ્તાને કાપી નાંખી રૂપેન્દ્રિયોને નિસ્તેજ કરી નાંખે છે; ત્હારા દેવતાઓમાં પણ ઇન્દ્ર, ચંદ્ર, બ્રહ્મા વગેરે કોઇએ એ સુપ્રધાન ઇન્દ્રિયને વશ રાખી નથી. "

" હું તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા માગતી નથી. જગતના

બધા લોકો ઉંધા અને તમે એકલા બુદ્ધિમાન ! તમે એકલાજ શાસ્ત્ર !"

"જગતના બધા લોકો મ્હારાથી પણ અધમ છે. તેઓ રૂપ જોઇને મનમાં ને મનમાંજ બળી મરે છે; પરંતુ હૃદયની દુર્બળતાને લીધે મનનો અગ્નિ મનમાંજ દબાવી રાખે છે. જ્યારે હું ઠગાઇ કરતો નથી; ખુલ્લા મ્હોંએ કહીને સરળ ભાવે કાર્ય કરૂં છું."

"સારૂં કરો છો, પરંતુ તમારે પગે પડું છું; કંઇક માણસાઈ રાખો. તમે એક છોકરાના બાપ થયા છો, હજી પણ તમારે એ પ્રમાણે રહેવું ઉચિત છે?"

"સાંભળ સરસ્વતી ! ત્હારા કરતાં હું જાઉં તેમ નથી. તું મ્હને ઉપદેશ આપે એ પ્રમાણે કરૂં તેના કરતાં મરવું સારૂં."

સરસ્વતી ઝેરી નાગણની માફક ફુંફાડો મારી ઉઠી. કાન્તિલાલે તેને બીજી પણ કેટલીક વાતો કરવાને બોલાવી, પરંતુ સરસ્વતીએ ઉત્તર આપ્યો નહિ. "ત્યારે રહેવા દે, હું કંઇ કવિ કે પ્રણયી નથી કે આજીજી કરીને ત્હને મનાવવાનો પ્રયત્ન કરૂં. હું તો આ ચાલ્યો." એમ કહી કાન્તિલાલ વિરક્ત ભાવે ઉઠીને ચાલ્યો ગયો.

સરસ્વતી અત્યંત ઉદાસ ચિત્તે કેટલીએક વાર સુધી ત્યાં આગળ બેસી રહી. પ્રેમના અભિમાનમાં તે અનેક દિવસ આ પ્રમાણે અપમાનિત થઈ હતી. સમજાવવા જતાં અનેક દિવસ નિરાશ થઇ હતી. રડાવવા જતાં અનેક દિવસ તેને પોતાને રડવું પડયું હતું. પરંતુ તેના હૃદયમાં આજના જેવી જ્વાળા કદાપિ સળગી નહતી. આજે તેના મનમાં એમજ થતું હતું કે, જાણે એક દુર્યોગ થવા પામ્યો છે. સ્થિર, નિશ્ચળ, આકાશમાંથી ત્વરિત્ ગતિએ એકાદ વાવાંઝોડું થઇ જાણે તેમના સુખની પ્રથમ રાત્રે માગ્યા મ્હોંતની માફક આવીને તેને બોલાવી જશે.



## પ્રકરણ ૫ મું.



### છુટકારો.

શાસ્ત્રી મહાશયના મુકદ્દમાને દિવસે કાન્તિલાલના સસરાએ કંઇ પણ ફી લીધા સિવાય વકિલાત કરી, ન્યાયાધિશને સારી રીતે સમજાવી દીધું કે, આ મુકદમામાં ખરો તહોમતદાર શાસ્ત્રી મહાશયનો શેઠ છે. શાસ્ત્રી મહાશય તેના માત્ર નોકર હતા અને જે દવાદ્વારા એક જણનો જાન ગયો છે એવો શક લાવવામાં આવ્યો હતો, તે બનાવવા સંબંધી શાસ્ત્રી મહાશય સંપૂર્ણ રીતે અજ્ઞાત છે. જે પ્રેસમાં જાહેરખબરો વગેરે છાપવામાં આવી હતી. તેના ચોપડામાં પણ શાસ્ત્રી મહાશયના શેઠનો સ્ટેમ્પ અને સહી હતી. જે ચોપડીમાં પારસલ રવાને કરવાનો અને પૈસા આવ્યાનો હિસાબ રાખવામાં આવ્યો હતો. તેમાં પણ, શાસ્ત્રી મહાશયના શેઠની પોતાની સહીઓ હતી. શાસ્ત્રી મહાશય ઇંગ્રેજી જાણુતા નથી, જે [illegible] પત્રો ના ઇંગ્રેજી શિરનામાઓમાં ગ્રાહકના પત્રો આ[illegible]નું ગુજરાતી કરી આપી મંગાવેલી ચીજોનું નામ અને સંખ્યા તેમ ગ્રાહકનું નામ અને ઠેકાણું ગુજરાતીમાં લખી આપેલું છે. તેથી ચોપડીમાં જે ઇંગ્રેજી સહીઓ કરવામાં આવેલી છે તે શાસ્ત્રી મહાશયની નથી, એ પણ વકિલ સાહેબે ન્યાયાધિશને સમજાવી દીધું. નવનિત અને કાન્તિલાલે ‘સામળદાસ એન્ડ કો.’ ના મકાનેથી પૂરાવાઓનો સંગ્રહ કરી લાવી કોર્ટમાં રજુ કર્યો હતો કે, શાસ્ત્રી મહાશય માત્ર પગારદાર નોકર હતા અને તેમનાથી ખાનગી રીતે તેમના શેઠે જાહેરખબરો ફેલાવી હતી.

મહા મહેનતે અને કાયદાની બારીકીઓથી તેમજ વકિલ સાહે-

બના પૂરાવાઓથી ન્યાયાધિશ કલ્પી શક્યા કે, શાસ્ત્રી મહાશય નિર્દોષ છે. પછી તેણે તેમને છોડી મૂકયા. દવા બનાવવાનો પૂરાવો ચપરાશી પર લાગુ પડતાં તેને એક માસના સખ્ત કેદખાનાની સજા કરવામાં આવી.

શાસ્ત્રી મહાશય મુક્ત થયા એટલે તેઓ સઘળાઓને બન્ને હાથે આશિર્વાદ આપવા લાગ્યા. વકિલ સાહેબને હૃદયની કૃતજ્ઞતા દર્શાવીને કહ્યું:—" ગરીબોને આશ્રય અને મુક્તિ આપનારનો પરમેશ્વર જય કરો."

ત્યારપછી તેમણે પત્ની અને પુત્રીને લઇને પોતાને ગામ જવાનો વિચાર કર્યો. નવનિતે શાસ્ત્રીને પૂછ્યું:—" આપની પાસે પૈસા નથી, નિરાધાર છો, ઘેર શી રીતે જશો ? તેમ ત્યાં ગયા પછી ખાશો પણ શું ?"

શાસ્ત્રી મહાશયે કહ્યું:—જો ઘેર જવા જેટલી સવડ થઈ શકશે તો પછી રોજીંદુ ગુજરાન તો ચલાવી શકીશું, હવે મને મુંબાઇ સારૂં લાગતું નથી.

શાસ્ત્રી મહાશયને નવનિ[illegible]ન્તિલાલે પોતાની સાથે લૉજમાં રાખ્યા હતા. લૉજના મ[illegible]ની દુરાવસ્થાની વાત સાંભળીને તેમને ઘેર મોકલી આપવા માટે ટીપ કરી દશેક રૂપિઆ કરી આપ્યા.

રમણુલાલ નામનો એક યુવક હતો તેણે કહ્યું:—" મ્હારા ભાઇ એ જીલ્લાના કલેકટરની કચેરીમાં હેડ કલાર્ક છે. હું તેમના ઉપર એક પત્ર લખી આપું છું, તે લઇને તમે એમની પાસે જજો, તે ગમે તેમ કરીને એકાદ નોકરીનો તેમને બંદોબસ્ત કરી આપશે."

નવનિત અને કાન્તિલાલે તેજ વખતે તેની પાસેથી એક પત્ર લખાવી લઇ શાસ્ત્રી મહાશયને આપ્યો.

તેને બીજે દિવસે સાંજના સાત વાગ્યાની ટ્રેનમાં પોતાને ગામ જવા માટે શાસ્ત્રી મહાશય પોતાની પત્ની અને પુત્રીને લઇ સ્ટેશન ઉપર આવી પહોંચ્યા.

સ્ટેશન ઉપર માણસોની અત્યંત ભીડ હતી. મુસાફરો પ્લાટફોર્મ પર બેઠા બેઠા કલરવ કરી રહ્યા હતા. કેટલાક ગાડી ઉપડતા પહેલાં ઘણા વખતથી બેસીને બીડીઓ ફુંકતા હતા. કોઈ કોઇ સુકા ચિરૂટો પીને તેના તીવ્ર ધુમાડાથી અન્ય મનુષ્યોની આંખ્યોમાંથી આંસુઓ બહાર કઢાવતા હતા. ન્હાની ઉમ્મરના કોઈ કોઈ બાળકો સિગારેટો ફુંકીને પોતાની છાતીનો નાશ કરતા હતા. સઘળાઓ જાણે એક પ્રકારના ઉદ્યોગમાંજ લીન હતા. ટ્રેન આવી પહોંચવાને માટે સઘળા અસ્થિર અને ઉત્કંઠિત હતા.

ક્રમાનુસાર ઘડિયાળમાં સાતના ટકોરા થયા. ગાડી આવીને પ્લેટફોર્મ ઉપર ઉભી રહી. પેસેન્જરોએ ટીકીટો ખરીદવાનો આરંભ કર્યો. નવનિતે પણ ત્રણ ટીકીટો લાવીને શાસ્ત્રી મહાશયના હાથમાં આપી. નવનિત અને કાન્તિલાલે [illegible] ઉપર જઇને તેમને ગાડીમાં બેસાડયાં; નવનિત શાસ્ત્રી [illegible] સાથે વાતચિત કરતો હતો અને કાન્તિલાલ જરા દૂર [illegible] અનિમેષ નેત્રે કિશોરીને જોઈ રહ્યો હતો.

પ્રકૃતિના સ્તબ્ધ તરંગોને ભેદીને ગાડી ચાલી ગઈ. જ્યાંસુધી તે નજરે પડી ત્યાંસુધી કાન્તિલાલ એકી નજરે તે તરફ જોઈ રહ્યો. ધીમે ધીમે ગાડીનો છેવટનો ધુમાડો સુદ્ધાં આકાશમાં મળી ગયો. કિશોરીનું સમસ્ત રૂપ અને વસ્ત્રમાં છુપાયેલું નાજુક બદન કાન્તિલાલના હૃદયમાં બરાબર અંકાઈ ગયું હતું. શોકાતુર હૃદયે નવનિતની પાછળ પાછળ કાન્તિલાલ લૉજમાં આવી પહોંચ્યો. પરંતુ કોણ જાણે તેના કાન આગળ આવીને કોઇક ચૂપકીથી બોલી ગયું કેઃ—" કાન્તિલાલ!

સાવધાન થા. ત્હારા જન્મ જન્માન્તરનું પ્રાયશ્ચિત ત્હારી સન્મુખ છે. રડાવવા જતાં રડવું પડશે, મારવા જતાં મરવું પડશે, એવો આ જગતનો હમ્મેશનો નિયમ છે! તોપણ નસીબ લીલાની સંગે પુરૂષાર્થનો પ્રયોગ કરવાથી કંઈક મુક્તિ મળી શકશે ખરી. તું પણ તેની સાધના કર નહિં તો અવનતિના દિવસો નજીક આવી પહોંચ્યા છે.

તે દૈવવાણીને કાન્તિલાલના હૃદયમાં સ્થાન મળ્યું નહિ. બીજા પહોરના સૂર્યનારાયણ ભગવાન્ પોતાનાં કિરણો વરસાવીને છેવટે પશ્ચિમ ગગને ઉતરી પડ્યા—કાળને વશ થઈ તેઓએ પશ્ચિમ સાગરમાં પ્રવેશ કર્યો.

સાયંકાળ થતા પહેલાં સહજ પૂર્વે કાન્તિલાલ તેના લૉજની અગાશીમાં આરામ ખુરશીપર બેસીને પ્રેમ સંબંધી વિચાર કરી રહ્યો હતો. આટલા દિવસ સુધી તેનો એવો ખ્યાલ હતો કે પ્રેમ એ બાળક ભૂલવવાની વાત છે. મનુષ્ય પ્રેમમાં મશગુલ થાય છે, તે કેવળ પોતાના હૃદયની દુર્બળતાનેજ લીધે; પરંતુ આજે આ શું? મ્હારૂં હૃદય વિના કારણે એક જણનું કેમ થઈ ગયું? કિશોરી સિવાય બીજું કંઇપણ જણાતું નથી. કિશોરીના મ્હોં આગળ હું જાણે કંઇ હિસાબમાંજ નથી. જો કદાચ વિધવા-વિવાહનો રિવાજ હોત તો હું કિશોરીની સાથે લગ્ન કરી શકત; પરંતુ એ પ્રમાણે બની શકવું અશક્ય છે. ત્યારે કિશોરીને શી રીતે મેળવવી? વિવાહમાં પણ સુખ નથી—વિવાહ કરૂં તો શાસનની સાંકળમાં બન્ને હૃદયને બાંધી દેવાં પડે. હું માગું છું. કિશોરીને પ્રેમની દેવી કરવાને. ઓહો! પ્રેમ! હું તો એમજ જાણતો હતો કે, પ્રેમ છેજ નહિ, પ્રેમ બાળકને ભૂલાવવાની વાતો છે!

કાન્તિલાલે શાન્ત થઇને આકાશ તરફ જોઈ કંઈક વિચાર કર્યો. છેવટે 'ગણુ ગણુ' કરતો ગાવા લાગ્યો કે:—

( ગાયન. )

રસીલી રૂપ ત્હારૂં, હૃદયરાજ્યમાં રમ્યા કરે;
રમ્યા કરે, નિશદિન દમ્યા કરે;—રસીલી.
જાદુ ભર્યાં નયનોની, તીરછી નજર લાગી;
મોહન મધુર ભાવોની, ઉર્મી ઉરે જાગી.
વિરહ–તાપ ત્હારો હવે તપાવ્યા કરે.—રસીલી.
શશીસમ મુખચંદ્રનું, દર્શન જ્યારે કીધું;
પૂર્ણ પ્રેમને પ્રકાશમાં છૂપાવી હૃદય દીધું;
દૂર થઇને ભલે મ્હને ભમાવ્યા કરે—રસીલી.
પ્રેમ પત્ર પાઠવી, ના પ્રણય પ્રસંગ પમાય;
દિન પ્રતિદિન હૃદય વ્યાકુળ થતું જાય;
સર્વ વાતે મ્હને તું સતાવ્યા કરે—રસીલી.

કાન્તિલાલ ઉપર પ્રમાણેનું ગાયન ગાતો હતો, એવામાં નવનિત ત્યાં આગળ આવી પહોંચ્યો. આકાશમાં તે વખતે સાયંકાળના આછા અંધકારથી વિશ્વબ્રહ્માંડે એક નવીન દૃશ્યનો દેખાવ ધારણ કર્યો હતો.

કાન્તિલાલ અત્યારે અત્યંત ચિંતામગ્ન હતો—પોતાના હૃદયના ભાવમાં મશગુલ હતો; નવનિત તેની પાછળ આવીને ઉભો છે તેની તેને બિલકુલ ખબર ન્હોતી. તે પોતાના હૃદયની ઉર્મીઓને ખાલી કરીને પાછો વિચારમાં પડી ગયો હતો.

નવનિત હસી પડ્યો. તેના હાસ્યથી કાન્તિલાલ ચમકી ઉઠયો. તેણે પાછળ ફરીને જોયું અને કહ્યું:—" તું મ્હારી મઝા જુએ છે ? હું એક ગાયન ગાતો હતો."

નવનિત:—ઠીક, કરતો હતો; પરંતુ પ્રેમની પીડા ત્હારા હૃદયને સતાવી રહી છે એ શું સત્ય છે ?

" ખરી વાત છે, નવનિત ! સઘળું અક્ષરે અક્ષર સત્ય છે."

"તું એ સ્નેહ યા પ્રેમને તો જરા પણ માનતો ન્હોતો. તું તેને હૃદયની દુર્બળતા કહેતો હતો."

"હવે હું સારી રીતે સમજ્યો છું એમ માનીશ નહિ, તો પણ એટલું તો સ્પષ્ટ સમજ્યો છું કે, મ્હારૂં હૃદય પણ દુર્બળ બની ગયું છે. બુદ્ધિએ મ્હને જે સરલ અને સહજ સુન્દર રસ્તો બતાવ્યો હતો તે રસ્તાનો સુન્દર મુખે–તે અપાર્થિવ સૌન્દર્યે એકકે સપાટે ચૂરેચૂરો કરી નાખ્યો છે."

"એમ કેમ થયું?"

"કેમ એમ થયું, એ હું જાણતો નથી; તો પણ એ પ્રમાણે થયું એ ચોક્કસ. ઉપરાંત એ પણ કહું છું કે, મ્હેં જે જે પ્રતિજ્ઞાઓ કરી હતી, તે સર્વને તિલાંજલી પણ આપી છે. જો કદાચ હું મૂર્ખતા ભરેલું કાર્ય કરૂં તો તું મ્હને ગાળો દઇશ નહિ. કેમ કે, હું ઇચ્છાપૂર્વક કંઇપણ કરતો નથી, પરંતુ પ્રેમના મદમાં મસ્ત થઇને કરૂં છું."

"પરંતુ ત્હેં અપાત્રને પ્રેમ અર્પણ કરવાનો ઇરાદો કર્યો છે. આટલા દિવસ સુધી હૃદયને સ્વાધીન રાખીને છેવટે ત્હેં અગ્નિની જ્વાળામાં પ્રાણની આહુતી આપી છે. આપણે જાણીએ છીએ કે, હૃદયપૂર્ણ પ્રેમ ક્યાં અને કેવા પ્રકારનો હોય તે નક્કી કહી શકાય નહિ તો પછી આત્મસંયમ કરવો શ્રેષ્ઠ છે."

"ત્હારી ભૂલ છે. તું પ્રેમનું પૂર્ણ રહસ્ય સમજતો નથી, હું પણ અત્યાર સુધી સમજતો ન્હોતો; પરંતુ હવે સમજી શકું છું."

"આત્મસંયમ ના કરીએ તો દુઃખી થવું પડે છે. તું જેને આધીન થયો છું–જેને હૃદય અર્પણ કર્યું છે, તેની તરફથી તું આત્મસંયમ નહિ કરે તો ત્હારે માત્ર જ્વાળાજ સહન કરવી પડશે."

"જ્વાળા! હાય, એવું તે કયું હૃદય હશે કે જેમાં કોઇપણ

પ્રકારની જ્વાળા નહિ હોય—ઉન્માદકારી પ્રેમથી પૂર્ણ થયું નહિ હોય; મ્હને હવે એમજ જણાય છે કે, જ્યાં સુધી હું એને મ્હારાં બન્ને નેત્રોથી જોઈ ના શકું ત્યાં સુધી બધું વ્યર્થ છે."

"ત્હારી બધી દુનિયા પારની વાતો છે."

"હું પણ દુનિયા પાર પહોંચ્યો છું."

"ત્હારે સ્ત્રી છે, તું ત્હારો પ્રેમ એને અર્પણ કરીશ તો સુખી થઈશ."

"આ સઘળાં તત્ત્વો સંબંધી આપણે બન્ને હમ્મેશાં વિભિન્ન મતના છીએ. હું એમ ધારતો હતો કે, આ વખતે હું પ્રેમી થયો છું—આ વખતે બન્ને એક મતના થઇશું. પરંતુ મ્હારા કમનસીબે એ પ્રમાણે ના બન્યું. ત્હારો અને મ્હારો પ્રેમ જુદા જુદા પ્રકારનો છે."

"કેવી રીતે?"

"ત્હારો પ્રેમ માનસિક છે, મ્હારો પ્રેમ દૈવી છે."

"એ કેવી રીતે?"

"ત્હારી પ્રેમની પ્રતિમા માટીના પૂતળાની બનાવી તેના ઉપર રંગ કરી, તેમાં પ્રાણની પ્રતિષ્ઠા કરી છે; જ્યારે મ્હારા પ્રેમની પ્રતિમા સશરીરે સ્વર્ગમાંથી ચાલી આવેલી છે. મ્હેં તેનો પ્રયત્ન કે વિચાર કર્યો નથી—એની મેળેજ આવી છે."

"તું શું કહેવા માગે છે તે હું સમજી શકતો નથી. ત્હારામાં તર્કશક્તિનું પ્રમાણ વિશેષ છે. તું જે વખતે જે મત ચલાવવા માગે તે સંબંધી પૂરતાં પ્રમાણો રજુ કરવાની શક્તિ ધરાવે છે. પરંતુ હું એને પ્રેમ નહિ કહેતાં બીજું ઉપનામ આપવા માગું છું."

"કયું?"

"હું એને "અનલ આકર્ષણ" ઉપનામ આપું છું."

"કેવી રીતે?"

"એ અનલ આકર્ષણથી પતંગીયું બળીને ભષ્મ થઈ જાય છે. એ અનલ આકર્ષણથી જીવ બળી જાય છે. એ જાણે જીવાત્માની દગ્ધ સ્મૃતિ છે."

"હોઇ શકે; હવે હું ત્હારી વાત અમાન્ય કરવાનો નથી. પ્રેમનો મત એક થશે તો કોઇ દિવસ પુનર્જન્મ અને કર્મફળ પણ માનીશ."

"નક્કી માનવાં પડશે."

"એમાં કંઈ શક નથી. એ પ્રેમની પીડાથીજ પહેલાંના કાન્તિલાલે આજ તેનું નવીન સ્વરૂપ ધારણ કર્યું છે."

"ખરેખર તું તેને અત્યંત પ્રેમથી ચાહે છે?"

"જો મ્હારૂં હૃદય ચીરીને બતાવી શકતો હોત, તો હું તેમ કરીને તને બતાવી દેત.

"હવે શું કરવાનો વિચાર કર્યો છે?"

"હું તેને મેળવવા માગું છું."

"અસંભવિત છે."

"કેમ અસંભવિત છે?"

"તે વિધવા છે."

"સધવા હોત તો શું થાત?"

"સધવા હોત તો પણ કંઈ ના થાત."

"ત્યારે?"

"કુમારી હોત તો લગ્ન થાત."

"તું પ્રેમનો પંડિત છે. એક સવાલ પૂછું?"

"શો?"

"પ્રેમની પરિતૃપ્તિ જો કુમારી નહિ હોવાથી ન થાય, અવિવાહિતા નહિ હોવાથી પ્રેમનો પુજારી તેની ઇષ્ટદેવીને મેળવી ના શકે

તો પછી સધવા યા તો વિધવા ઉપર પ્રેમ જન્મેજ કેમ ? તમારો ભગવાન તો કૃપાળુ છે તો પછી આવી અવકૃપા કરેજ કેમ ? સધવા યા તો વિધવા ઉપર મનુષ્યનો પ્રેમ ના જન્મે એવી એકાદ વૃત્તિ મનુષ્યના હૃદયમાં મૂકવાનું તેનું કર્ત્તવ્ય હતું કે નહિ ? જ્યારે તેણે એ પ્રમાણે કર્યું નથી ત્યારે મ્હારે સ્પષ્ટ રીતે સમજવું પડે છે કે, પ્રેમ ગમે તેના ઉપર જનમ્યો હોય પરંતુ પ્રયત્ન કર્યાથી તે અવશ્ય પ્રાપ્ત થાય છે."

"જ્યાં અધર્મ થાય છે ત્યાં પાપ હોય છે, પ્રેમ હોતો નથી. અરે પ્રેમ તો ત્યાં રહીજ શકતો નથી."

"ત્યારે તેના ઉપર પ્રેમ કેમ જન્મે છે ?"

"પતંગીઆઓ દીવામાં કેમ ઝંપલાય છે ?"

"મરવાને માટે."

"અમારો ભગવાન્ અકૃપાળુ નથી; પરંતુ દયાનો સાગર છે. આ સકળ કાર્યોમાં આપણે પોતપોતાનાં કર્મફળો ભોગવીએ છીએ, જન્મજન્માન્તરના કર્મફળે કરીને આપણે પતંગીઆની માફક પ્રેમના અગ્નિમાં બળી મરીએ છીએ."

"ત્હારૂં રહસ્ય તુંજ સમજી રાખ."

"પ્રયત્ન કરે તો તું પણ સમજી શકે."

"હું માત્ર આ એકજ રહસ્ય સમજી શકતો નથી."

"કયું ?"

"ત્હારા પ્રેમનું."

"મ્હારા પ્રેમનું રહસ્ય હું પણ સમજી શકતો નથી."

"હું એક વાતનો વિચાર કરૂં છું."

"શો વિચાર કરે છે."

"મ્હારો કેટલાક દિવસને માટે ઉત્તર તરફ ફરવા જવાનો વિચાર છે."

"કેમ ?"

"દેશ ભ્રમણ કરીને પ્રેમ—દગ્ધ હૃદય શાંત કરવા માટે."

"એ દેશમાંજ શું પ્રેમની શાન્તિ છે? આત્મસંયમમાં છે."

"એ સઘળું ખોટું—મ્હેં જે સંકલ્પ કર્યો છે, તે હું કાર્યદ્વારા પૂર્ણ કરીશ.

"પરીક્ષાના દિવસો નજીક આવી પહોંચ્યા છે, નકામો મગજ ખરાબ કરીશ નહિ.

"મ્હેં પરીક્ષાની આશા છોડી દીધી છે."

"ત્હારી દુર્બુદ્ધિ છે!"

"એટલીવારમાં તું નજુમી થઇ ગયો?"

"નસીબને હું માનુંછું—પરંતુ પુરૂષ પ્રયત્ન તેની સાથેજ હોય છે."

"બસ, હવે રહેવા દે, ચાલ આપણે નીચે જઇએ" એમ કહી કાન્તિલાલ ઉઠીને સિડીનાં પગથિઆં ઉતરવા લાગ્યો. નવનિતે પણ તેની પાછળ પાછળ ઉતરવા માંડયું.



## પ્રકરણ ૬ ઠું.



### કાન્તિલાલનો પ્રવાસ.

ત્યારપછી એક માસ પસાર થઇ ગયો છે; એમ. એ. ની પરીક્ષાના દિવસો નજીક આવ્યા છે. પરીક્ષા આપનાર સર્વ વિદ્યાર્થીઓ રાત્રિદિવસ પરિશ્રમ કરીને અભ્યાસ કરે છે. કાન્તિલાલ પણ પરીક્ષા આપવાનો હતો, પરંતુ અભ્યાસ કરવા ઉપર તેનું બિલકુલ લક્ષ્ય ન્હોતું. તે હમ્મેશાં ચિંતામગ્ન રહેતો હતો. જન્મજન્માન્તરની સ્મૃતિએ જાણે જાગી ઉઠીને કિશોરીના રૂપમાં તેના સમસ્ત હૃદયને તલ્લિન બનાવી દીધું હતું. અભ્યાસ કરવામાં તેનું બિલકુલ

લક્ષ્ય ચોંટતું ન્હોતું. દશવાર વાંચે તો પણ તેને એક શબ્દ સુદ્ધાં યાદ રહેતો ન્હોતો.

તેની આવી સ્થિતિ જોઇને નવનિત અત્યંત દુઃખિત્ થયો. તેણે મનમાં વિચાર કર્યો કે, આ મતલબી મનુષ્યનાં સઘળાં કૃત્યો અદ્ભુત છે. ગમે તેમ હોય, પરંતુ જે દિવસે પરીક્ષા હતી, તે દિવસે પ્રાતઃકાળથી ઘરના કોઇ પણ માણસે કાન્તિલાલને જોયો ન્હોતો. એક બીજાને પૂછવાથી પણ કોઈ જાણી શકયું નહિ. નવનિતે ધાર્યું કે, તે હૃદયની ઉત્તેજનાથી–તેમ તેનો પરીક્ષા આપવાનો વિચાર નહિ હોવાથી કયાંય ચાલ્યો ગયો હશે. પરીક્ષાનો સમય હોવાથી તે તેની કંઇ પણ તપાસ કરી શકયો નહિ.

પરીક્ષા થઈ રહ્યા પછી એક દિવસ નવનિત કાન્તિલાલને સાસરે ગયો. તેણે તપાસ કરતાં જે સાંભળ્યું તેથી તે આશ્ચર્યમાં પડી ગયો. તેણે મનમાં વિચાર કર્યો કે, આવો માણસ મ્હેં દુનિયામાં કદાપિ જોયો નથી–સઘળાં કાર્યોમાં હદપાર સાહસ કરે છે !

નવનિત કાન્તિલાલનો પરમ મિત્ર હતો, એ વાત ઘરનાં સઘળાં માણસો જાણતાં હતાં. કાન્તિલાલની સ્ત્રી સરસ્વતી પણ તે જાણતી હતી. કાન્તિલાલ જે દિવસે ચાલ્યો ગયો હતો તે દિવસે તે ત્હેની સ્ત્રીને એક પત્ર લખતો ગયો હતો, તે પત્ર નોકરડીએ લાવીને તેના હાથમાં આપ્યો.

નવનિતે પત્ર વાંચી જોયો તો તેમાં આ પ્રમાણે લખેલું હતું;–

" જીવનનો અર્ધો કાળ મ્હેં પસાર કર્યો છે–લગભગ અર્ધાથી પણ વધારે સમય પસાર કર્યો છે–અત્યારે ઘણાંખરાં મનુષ્યો પચાશ વર્ષ ઉપરાંત જીવતાં નથી; ખરૂં કહું તો મ્હારા જેવાને માટે એટલા લાંબા સમય સુધી જીવવું પણ ઉચિત નથી, કેમકે, દૈહિક ઇન્દ્રિઓને જીર્ણ અને ભાંગીટુટી અવસ્થામાં સાથે રાખી જીવ્યા કરતાં, મનુષ્યને

માટે મૃત્યુજ શ્રેષ્ટ છે. શાસ્ત્રકારોનો પણ મ્હારા જેવો મત છે. તેઓ કહે છે કે, પચાશ વર્ષ ઉપરાંત જો કોઇ મનુષ્ય જીવે તો તેણે પછી મનુષ્ય સમાજમાં રહેવું જોઇએ નહિ. " **पंचाशोर्ध्वम् वनम् व्रजेत्** " એ સુત્રને અનુસરીને મ્હેં હવે વનમાં જવાનો વિચાર કર્યો છે.

બીજું, મ્હારી અર્ધી ઉમ્મર સુખ–સ્વચ્છંદમાં ગાળીને અત્યારે એક ભયંકર વ્યાધિના પંજામાં સપડાયેલો છું. એ વ્યાધિને હું બરાબર 'પાગલની પીડા'નું નામ આપું છું. તેનું બીજું નામ 'પ્રિતિનો વ્યાધિ યા પ્રેમ' છે.

મૂળ વાત એ છે કે; હું અત્યારે પ્રેમરોગથી પીડાઉંછું. એ રોગનું કંઈ પણ ઔષધ નથી. એ રોગના પંજામાં જે એકવાર સપડાય છે, તે ફરીથી મુક્ત થતો નથી. પ્રેમને હ્રદયનો શત્રુ કહી શકાય. મ્હારો ખ્યાલ હવે તું બિલકુલ રાખીશ નહિ. હું પાછો આવીશ કે કેમ, તે નક્કી નથી. જો કદાચ આવીશ તો તો મેળાપ થશે. "

નવનિત પત્ર વાંચી રહ્યા પછી, હસવું કે રડવું તે નક્કી કરી શકયો નહિ. તો પણ એટલું તો સમજી શકયો કે, નક્કી એનું મગજ ફરી ગયું છે. ત્યારપછી વિચાર આવ્યો કે, વળી પાછો તે માતર જઇને પેલી બિચારી અભાગિનીનો કયાંક સર્વનાશ ના કરી નાંખે? આ બાબતનો યોગ્ય બંદોબસ્ત કરવાનો તેણે વિચાર કર્યો.

કાન્તિલાલની સાસુ સૂરજ ડોશીએ નવનિતને પોતાની રૂમમાં બોલાવીને કહ્યું:–" ભાઈ! તું મ્હારા પુત્ર સમાન છે. હું તને જે કંઈ પૂછું તે તું મ્હારી આગળ શરમ રાખીને છુપાવીશ નહિ. હું જાણું છું કે, ત્હારે અને કાન્તિલાલને ગાઢ મિત્રાચારી છે. તમે બન્ને એક બીજાનાં હ્રદયો પારખી શકોછો. તેમનો પત્ર લખવાનો મર્મ પણ તું સારી રીતે સમજી શકયો હઇશ. ભાઇ! તેઓ કયાં ગયા છે, તે તું કહી શકીશ?"

ખરી વાતને છુપાવીને નવનિતે કહ્યુઃ–“ હું એ સંબંધી કંઇ પણ જાણતો નથી તો પણ પત્રના ભાવ ઉપરથી માલૂમ પડે છે કે, તે કોઇ–”

આટલું બોલીને નવનિત અચકી ગયો. કાન્તિલાલની સાસુએ જાણ્યું કે, મ્હારી આગળ સઘળી વાત ખુલ્લી રીતે કહેવાને તે અચકાય છે, તેથી તેમણે ફરીથી કહ્યું–“ ભાઇ નવનિત ! હું ત્હારી માતા સમાનછું. માતાના મ્હોં આગળ પુત્રે સત્યવાત કહેવીજ જોઇએ; ઉપરાંત જો તેમનો કંઇપણ પત્તો આપણે મેળવી શકીશું નહિ તો વિશેષ હાની થવાનો સંભવ રહે છે, માટે તુ કોઈ પણ પ્રકારનો સંકોચ રાખ્યા સિવાય સત્ય વાત જણાવે તો સારૂં.”

નવનિત નિરૂત્તર બેસી રહ્યો.

સૂરજ ડોશીએ ફરીથી કહ્યું:–“ અમે પહેલેથી આ વિષયમાં એટલું તો જાણીએ છીએ કે, ચરિત્રહીન કાન્તિલાલ કિશોરીના અપ્સરા સમાન રૂપમાં મુગ્ધ થયા હતા અને તે રૂપની તીવ્ર જ્વાળામાં ઝંપલાવા ખાતરજ તેની તપાસમાં ચાલ્યા ગયા હોય તેમ લાગે છે. એ સંબંધી તેમણે ત્હને કશું કહ્યું નથી ?”

“ ના.”

“ પરંતુ અમે એજ પ્રમાણે માનીએ છીએ. જે કિશોરી આપણે ત્યાં આવી હતી, તેના સૌન્દર્યમાં તેઓ પાગલ બન્યા હોવા જોઇએ.”

“ કદાચ બની શકે–મ્હને તેનો આત્મીય ધારી તે વાત કદાચ મ્હારાથી સંપૂર્ણ રીતે તેણે છુપાવી પણ હોય.”

“ તું એક વખત તપાસ કરાવ કે તેઓ ત્યાં ગયા છે કે નહિ ?”

“ ક્યાં ?”

“ એ કિશોરીનું જે ગામમાં ઘર છે ત્યાં.”

“ એ ગામથી તે તદ્દન અજાણ્યો છે. શું કહીને તે ત્યાં આગળ

જઇને ઉભો રહેશે ?"

"એ કાંઈ કહી શકાય નહિ, પરંતુ તપાસ તો કર; નહિં તો તે કિશોરીનો પણ સર્વનાશ થઇ જશે."

"મ્હારાં ભાભી આ સંબંધી શું કહે છે ?"

"આ પ્રમાણે બનશે તે બિચારી મ્હારી સરસ્વતી પહેલેથી જાણતી હતી."

"ત્યારે તેઓ સાવધાન કેમ થયાં નહિ ?"

"સાવધાન થઇને શું તેમને વસ્ત્રના છેડે બાંધી રાખે ?"

"પ્રયત્નોદ્વારા સ્વામીને પોતાને વશ રાખવામાં રમણીઓ કુશળ હોય છે."

"ભાઇ ! તું નાહકનો મ્હારી પુત્રીનો વાંક કાંઢીશ નહિ. એ બિચારી શું કરે ? જે પોતે પોતાનું હિત ના સમજે અને કુમાર્ગે જાય તેને એ બિચારી શા રીતે અટકાવી શકે ? અમારૂં નસીબ ફુટેલું તે અમને આવો રૂપાળો જમાઈ મળ્યો."

"આ પ્રમાણે બનશે તે તેઓ શી રીતે સમજી શકયાં હતાં ?"

"એ કંઈ જણાયા સિવાય રહે ખરૂં કે ?"

"કિશોરીનો પણ એવોજ ભાવ હતો ?"

"ના. કાન્તિલાલ પાસે આવતા ત્યારે તેની આંખ્યોમાંથી અગ્નિ વરસતો હતો. તે આંખ્યો જાણે એવોજ ભાસ કરાવતી હતી કે, હું તમને બાળીને ખાખ કરી નાંખીશ-તમને પ્રતિહિંસાના અગ્નિમાં બાળી મૂકીશ. આટલા માટે હું અનેક દિવસોથી તમારી શોધમાં હતી પરંતુ તમારો મેળાપ થતો ન્હોતો, તેથી હું શાન્ત બેસી રહી હતી. હવે જ્યારે તમને શોધી શકીછું તો પછી છોડવાની નથી."

"એ શું ?"

"સત્ય વાત છે. મ્હારી સરસ્વતીને એવોજ ભાવ માલૂમ પડયો હતો."

"અને કાન્તિલાલ ?"

"કોઈ એક મ્હોટો માણસ ગુસ્સે થયો હોય અને ગરીબ માણસ જેમ તેનો કૃપાભિખારી હોય, તે પ્રમાણે કિશોરીની લાલચોળ આંખ્યો સ્હામે કાન્તિલાલ ઉભો રહેતો હતો."

"એ સઘળું તેમણે કેવી રીતે જાણ્યું ?"

"એક દિવસ ખબર મળતાં તેણે છુપાઇને જોયું હતું."

"ત્યારે કિશોરી અને કાન્તિલાલનો હમ્મેશાં આ પ્રમાણેનો મેળાપ થતો હતો ખરૂંને ?"

"ના—કોઇ દિવસ અલ્પ ક્ષણને માટે અચાનક મેળાપ થઈ જતો હતો. પરંતુ કિશોરીનું મન પાપી હોય એવું કંઇ પણ જણાતું ન્હોતું."

"હવે શું કરીશું ?"

"જો ભાઇ નવનિત ! મ્હારી છોકરી નસીબ ઉપર આધાર રાખીને સઘળું સહન કરતી જાય છે. તેના જીવનમાં સ્વામીનો અનાદર આ! કંઇ પહેલવહેલો નથી. એ સંબંધીની સઘળી બાતમીઓ મ્હને મળેલી છે."

"તે તો હું પણ જાણું છું."

"કિશોરીનું ગામ કયું ?"

"માતર."

"આપણે માણસ મોકલીને ત્યાં તપાસ કરાવરાવીએ તો."

"સારૂં. પરંતુ હમણાં મ્હારાથી દશબાર દિવસ સુધીમાં જવાય તેમ નથી."

"તું જવાનો હોય ત્યારે મ્હને સાથે લેતો જજે."

"તમારે ત્યાં આવીને શું કામ છે ? કિશોરી બાળવિધવા અને કુલ લલના છે. આ સઘળી વાત સાંભળી તે આત્મહત્યા કરશે,

અથવા તો ગામના બીજા કોઇ લોકો સાંભળશે તો તેને માથે મિથ્યા કલંકારોપ થશે. ”

“ ભાઇ ! મ્હેં ત્હારા કરતાં ઘણી દીવાળીઓ જોઇ છે. એ સંબંધી અમે સ્ત્રીઓ જેટલું સમજી શકીએ એટલું તમે પુરૂષો સમજી ના શકો. ત્હારે બ્હીવાનું કંઇપણ કારણ નથી. ”

“ હું જઇ આવીશ તો નહિ ચાલે ? ”

“ ના, એતો સ્ત્રીઓનું હૃદય સ્ત્રીઓજ જાણી શકે. ”

“ ઠીક ત્યારે રજા લઉંછું. જતી વખતે તમને સાથે લેતો જઇશ ”

“ વારૂ. ”

નવનિત વિદાય થયો. સૂરજડોશીએ જઇને સમસ્ત હકિકત તેમની પુત્રીને જણાવી. સરસ્વતીએ વસ્ત્રના છેડાવડે અશ્રુઓ લ્હોતાં લ્હોતાં કહ્યું:—“ ભાવીનો વેગ પ્રબળ હોય છે. તેની ગતિ અટકાવવાનું કોઇ મનુષ્ય સાહસ કરી શકતું નથી. ”

## પ્રકરણ ૭ મું.

## કાન્તિલાલ અને કિશોરી.

શાસ્ત્રી મહાશય પોતાની પત્ની અને પુત્રીને લઇને માતર આવી પહોંચ્યા. તેમને ઘેર આવેલા સાંભળી આખા ગામમાં એક ભારે ચર્ચા ચાલી રહી. કોઇ કહેવા લાગ્યું કે, એમણે ખૂન તો કરેલું જ પરંતુ સિફારસના બળથી ન્યાયાધિશે તેમને છોડી મૂકયા છે. કોઈ વળી એમ પણ કહેવા લાગ્યું કે, કેવો ભયંકર પુરૂષ ! પાક્કો બદમાશ ! બિચારા ભલા માણસનું નજીવા પૈસાને ખાતર ખૂન કર્યું હતું, તો પણ છુટી જવું યા જેલમાં જવું એ વકિલના હાથમાં છે. કોઈ કોઈ તો શાસ્ત્રી મહાશયને ફાંસીએ ચડેલા ના જોઇ અત્યંત દુઃખથી

ઈંગ્રેજી અદાલતો ઉપર ભયંકર દોષારોપ મૂકવા લાગ્યા. અનેક જણાઓ સ્પષ્ટ બોલવા લાગ્યા કે, ઈંગ્રેજી અદાલતોમાં મુકદ્દમા વેચાય છે—ખરા ગુન્હેગારને સજા થઈ નહિ—આવું ભયંકર ખૂન કરીને છુટી ગયો. પડોશમાં ચાલતી ચર્ચાનો સહજમાં અંત આવ્યો નહિ. ચર્ચા સંપૂર્ણરૂપે શાસ્ત્રી મહાશયની વિરૂદ્ધજ ચાલતી હતી. દેવમંદિરમાં, બજારમાં, પાણી ભરવાના કૂવા ઉપર, ગામના ચોરામાં, સઘળે ઠેકાણે એજ ચર્ચા ચાલી રહી હતી.

કિશોરી અને તેની માતા કોઇ પણ પડોશીને ત્યાં બેસવા ઉઠવા જતાં નહોતાં; જ્યાં જાય ત્યાં રામશંકરનીજ નિંદા ચાલી રહી હોય. નિંદા કેમ થતી હતી, શાની થતી હતી, તે સમજવાનો ઇરાદો થાય તો પણ સમજી શકાતી નહોતી.

શાસ્ત્રી મહાશયનો પણ અનેક જણાઓ તિરસ્કાર કરવા લાગ્યા. તેઓ સમજ્યા કે, મ્હારી ગરીબાઇજ આ ચર્ચાનું મૂળ કારણ છે. જો મ્હારી પાસે પૈસા હોત તો તેઓ મ્હારાં યશોગાન ગાત. પારકી વાતોથી આપણું કંઈ નુકશાન થતું નથી એમ ધારી તેઓ શાન્ત રહ્યા; પરંતુ ગરીબાઇનું દારૂણ કષ્ટ તેમના હૃદયમાં અત્યંત સાલવા લાગ્યું. ઘેર આવી લગભગ પંદરેક દિવસ રહીને પોતાના ગામમાં યા આસપાસનાં બીજાં ગામોમાં પોતાની આજીવિકાનો—નિર્વાહ કરવા જેટલી ઉપયુક્ત નોકરીનો—તપાસ કરવા છતાં જ્યારે કાંઈ મેળવી શકયા નહિ ત્યારે મુંબાઈથી લાવેલા પેલા ભલામણ પત્રને લઇને તેઓ ખેડા જીલ્લાના કલેક્ટર સાહેબના હેડ-કલાર્ક પાસે ગયા.

હેડકલાર્ક સાહેબે પોતાના નામ ઉપર લાવેલો ભલામણ પત્ર જોઇ તેમનો સારો આદરસત્કાર કર્યો. તેમણે આહારાદિ કાર્યોમાંથી નિવૃત થયા પછી કહ્યું:—“મહાશય! શું આપ નોકરી કરવાની

ઇચ્છા રાખો છો ? આ ખાતામાં મ્હારા હાથ નીચે બહુ થોડુંજ કામ રહે છે."

શાસ્ત્રી મહાશયઃ—"હું અત્યંત ગરીબ છું. મ્હારે એક વિધવા પુત્રી અને પત્ની છે તેમને માત્ર ખવરાવવા પીવરાવવા જેટલું સાધન કરી આપશો તો બસ છે."

"આ ફાગણ માસ છે—અત્યારે અમારે ત્યાં એટલું બધું કંઇ કામકાજ નથી. તમે શ્રાવણ માસમાં આવો તો કંઈ સવડ થઇ શકે."

"આજે ખાવું શું, તેનો પણ જેને વિચાર કરવો પડે છે તે શ્રાવણ માસ સુધી શું ખાઇને થોભી શકે ?"

"તમારી આર્થિક અવસ્થા ઘણી શોચનીય છે એ સાંભળીને મ્હને ઘણું લાગી આવે છે. મ્હારા ભાઇએ પણ ઘણો આગ્રહ કરીને લખ્યું છે, પરંતુ આપને અત્યારે શું કામ સોંપવું તે મારા ધ્યાનમાં આવતું નથી."

"હું ગરીબ બ્રાહ્મણ છું. આપનો આશ્રિત છું મ્હારો નિર્વાહ થાય એવી કંઇ પણ સવડ કરી આપશો તો ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે."

"આપને હું મ્હારી પાસેથી જે કંઈ બની શકે તે આપું છું, તે લઈ અત્યારે તો તમે ઘેર જાઓ, પછી હું તમારે માટે સવડ કરીને જરૂર એક પત્ર લખીશ."

"આપના આગ્રહથી ભલે એમ કરીશ; પરંતુ આપના દાનથી મ્હારો ગરીબ સંસાર કેટલા દિવસ ચાલશે ? અમે ત્રણ જણાં ખાનારાં છીએ."

"હું આપને માટે મ્હારા ઉપરી પાસેથી મંજુરી માંગીશ અને જો તે મંજુરી પાસ થઇને આવશે તો જરૂર આપને પત્ર લખીને અહિંયાં બોલાવી લઇશ. ઇશ્વર કરશે તો એકાદ બે માસમાં

મંજુરી આવ્યા સિવાય રહેશે નહિ."

"હું ઇશ્વર પાસે એજ અરજ કરૂં છું કે આપ સહપરિવાર હમ્મેશને માટે સુખી રહો. આપના જેવા ગરીબનું દુઃખ જાણનાર મનુષ્યો દુનિયામાં બહુ થોડા હોય છે."

એજ પ્રમાણે અન્ય હેડક્લાર્ક સાહેબે રામશંકર શાસ્ત્રીને દશેક રૂપિઆ આપીને બીજે દિવસે ઘેર મોકલી દીધા અને થોડા દિવસમાં તેમના ઉપરી તરફથી મંજુરી આવતાં તેમને તરત પત્ર લખીને બોલાવી પોતાના હાથ નીચે રોકી દીધા. શાસ્ત્રી મહાશયે હેડક્લાર્ક સાહેબને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીને પોતાના કાર્યનો ચાર્જ સંભાળી લીધો.

ત્યારપછી બીજા થોડાએક દિવસો પસાર થઈ ગયા. એક દિવસ સાયંકાળે કિશોરી તળાવ-ઉપરથી કપડાં ધોઇને કમળાની સાથે ઘેર આવતી હતી એવામાં ગામના ચોરા આગળ રસ્તાની બાજુએ એક વ્યક્તિને જોઇને તે ચમકી ઉઠી

જેને જોઈ કિશોરી ચમકી ઉઠી તે કાન્તિલાલ હતો. કાન્તિલાલ હાથમાં હેન્ડબૅગ લઇને ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો. તેણે કિશોરીને જોઈ નહોતી. તે ઘણે દૂરથી ચાલ્યો આવતો હતો, એવું તેના પરસેવાથી ભીંજાએલાં કપડાં અને પરિશ્રમથી લાલચોળ થઈ ગયેલા મ્હોં ઉપરથી સ્પષ્ટ માલૂમ પડતું હતું.

કિશોરીએ જોયું કે કાન્તિલાલ થોડેક દૂર જઇ જરા અચકાઇને ઉભો રહ્યો ત્યારપછી સ્હામેથી આવતા એક માણસને તેણે પૂછ્યું કે, "રામશંકર શાસ્ત્રીના મકાને કયા રસ્તે થઇને જવાશે?"

જેને એ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો, તે મનુષ્યે બતાવ્યું કે, "આ જે પીંપળો દેખાય છે તેની પાસેજ તેમનું મકાન છે. આપ ક્યાંના વતની છો?"

કાન્તિલાલ એ પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં ઉતાવળે પગલે ચાલ્યો ગયો તેથી તે પુરૂષ તેની ગૃહસ્થાઇ વિરૂદ્ધ પોતાના મનમાં બબડતો બબડતો પોતાને કામે ચાલ્યો ગયો.

કિશોરી કમળાની સાથે ચાલવા લાગી. કમળાનું મકાન પહેલું આવતું હોવાથી તે પોતાના મકાનમાં ચાલી ગઇ. પછી કિશોરી ચાલતાં ચાલતાં વિચાર કરવા લાગી કે,–"કાન્તિલાલ કેમ અમારે મકાને આવ્યો હશે? અમારે ત્યાં આવવાનું એને શું પ્રયોજન હશે? તેણે અમારા ઉપર યથેષ્ટ ઉપકાર કર્યો છે ખરા; પરંતુ તે અહિંયાં શું ધારીને આવ્યો હશે? તેની નજર મ્હને સારી લાગતી નથી, તેના મનમાં નક્કી કંઈ નીચ ઇરાદો હોવો જોઇએ?"

વિચાર કરતી કરતી કિશોરી ઘેર આવી પહોંચી અને બારણા-માંથી પ્રવેશ નહિ કરતાં, તેની કાકીના ઘરમાં થઇને પાછલે બારણેથી ઘરમાં આવી.

બ્હારની ઓશરી અને રસોડાની વચમાં સાદડીનો આંતરો કરવામાં આવ્યો હતો. તે આંતરાની પાસે હાથમાં ધોએલાં કપડાં સહિત કિશોરીએ ઉભી રહીને જોયું તો, કાન્તિલાલ આવીને બારણા પાસેના ઓટલા ઉપર બેઠો હતો, અને પોતાની માતા તેને અત્યંત સત્કાર પૂર્વક બેસાડીને, હાથ પગ ધોવાનું પાણી આપી, પાસે ઉભા ઉભી વાતચિત કરી રહી હતી.

કાન્તિલાલ જોકે કિશોરીની માતા સાથે વાતચિત કરતો હતો: પરંતુ તેનાં બંને નેત્રો આખા ઘરમાં જાણે કોઇને શોધી રહ્યાં હતાં. તે નેત્રો કોને શોધતાં હતાં તે કિશોરી સહજમાં સમજી ગઇ. એ સઘળું સમજવામાં સ્ત્રીઓ ઘણી ચાલાક હોય છે. પચીશ વર્ષના પુરૂષ જે ના સમજી શકે તે દશ વર્ષની બાલિકા અનાયાસે સમજી શકે છે. તે દૃષ્ટિનો અર્થ એવો હતો કે, જેને જોવાને માટે આટલો

બધો પરિશ્રમ કરી–માથાનો પરસેવો પગે હ્હોઇને અહિં આવ્યો છું, તે ક્યાં છે? ક્યાં છે તે કિશોરી!?

કિશોરીના હૃદયનો એક પ્રકારનો બુઝાએલો અગ્નિ એકાએક સતેજ થઇ ગયો. તેની આંખ્યોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તેને હવે મનમાં એમજ લાગ્યું કે, મને જે દુઃખ અને કષ્ટ પડે છે તે સઘળું જાણે કાન્તિલાલને લીધેજ પડે છે. આટલી ન્હાની ઉમ્મરમાં તેને રઝળતી મૂકીને તેના સ્વામીદેવતા ચાલ્યા ગયા છે, તે પણ જાણે કાન્તિલાલનેજ લીધે. તે પાપાત્મા–ચિરશત્રુ કાન્તિલાલ આ વખતે પાછો શામાટે આવ્યો? તેના મનમાં આવો ભાવ કેમ ઉત્પન્ન થયો? તે કિશોરી પોતે પણ સમજી શકી નહિ. ધડકતે હૃદયે કિશોરી આંતરાની છેક નજીકમાં આવીને, તેની માતા સાથે કાન્તિલાલ શી વાત કરે છે, તે સાંભળવા લાગી.

કિશોરીની માતાએ પૂછ્યું:–"ભાઈ અમે ગરીબ માણસ છીએ અમને યાદ કરીને શા અર્થે આપને અહિંયાં પધારવું પડયું છે? તમારો ઉપકાર અમે જીવનપર્યંત ભૂલી શકવાનાં નથી."

કાન્તિલાલે નમ્રતા પૂર્વક કહ્યું:–"માજી! જગતમાં પૈસા લઇને કોઇ જનમતું નથી, તેમ મરતી વખતે પણ કોઇ સાથે લઈ જતું નથી. એ પૃથ્વીની પેદાશ છે અને પૃથ્વી ઉપરજ રહે છે. પૈસાથી લોકો મ્હોટા કહેવાતા નથી. દયા, માયા, સ્નેહ અને ભદ્રતાથીજ મ્હોટા કહેવાય છે. તમારી પાસે તે યથેષ્ટ છે."

કિ–માતા:–"તમે સારા માણસ છો તેથીજ સ્હામાને સારાં કહો છો."

કાન્તિલાલ:–"હું એક અગત્યના કામસર પડોશના ગામમાં આવ્યો હતો, ત્યાં મ્હેં સાંભળ્યું કે,–માતર ઘણું નજીક છે–આટલે નજીક આવીને તમને મળ્યા સિવાય જવાનું મ્હને યોગ્ય લાગ્યું નહિ

તેથી અત્રે આવ્યો છું."

"એ તમારા ઉદાર હૃદયની ઉદાર વૃત્તિઓના પ્રતાપ છે."

"શાસ્ત્રી મહાશય ક્યાં છે!"

"તેઓ પરગામ નોકરી કરવાને ગયા છે."

"તમારી પુત્રી ક્યાં છે?"

"તળાવ ઉપર લુગડાં ધોવાને ગઈ છે."

કાન્તિલાલના ચિત્તને હવે જાણે સહજ આશ્વાસન મળ્યું. અત્યાર સુધી તે ચંચળ ચિત્તે એજ વિચાર કરી રહ્યો હતો. જો કદાચ કિશોરી તેને સાસરે યા બીજે કોઇ ઠેકાણે ગઇ હશે તો તેનો સમસ્ત પરિશ્રમ–સમસ્ત બાજી ધુળમાં મળી જશે.

ત્યારપછી કિશોરીની માતા કાન્તિલાલને માટે કંઇ આહારાદિનો બંદોબસ્ત કરવાને માટે ઘરમાં ગઇ. મા દિકરીનો મેળાપ થયો.

કિશોરીની માતાએ પ્રફુલ્લ મુખે કિશોરીને કહ્યું:–"બ્હેન! મુંબાઇથી કાન્તિલાલ આવ્યા છે."

કિશોરીએ નિરાશા સૂચક સ્વરે કહ્યું:–"સારૂં કર્યું."

કિ–માતા:–"એમના જેવા ભલા માણસ આ દુનિયામાં કોઈ નથી. એમને માટે જમવા કરવાની સારી વ્યવસ્થા કરવી જોઇએ."

કિશોરી:–"શી વ્યવસ્થા કરીશું? દૂધ ઘીની વાત તો આઘી રહી પરંતુ ઘરમાં તેલ અને મીઠું તો છે નહિ!"

કિ–માતા:–"હું પ્રાણશંકરભાઇને ત્યાંથી લઇ આવુંછું. આહા! આપણે માટે એમણે કેટલું બધું કર્યું હતું? આપણી આફતના સમયે જો તેમણે આપણને આશ્રય આપી મદદ કરી નાં હોત તો આપણી શી વલે થઇ હોત?"

કિશોરીએ તે સત્ય વાતનો કંઇપણ પ્રતિવાદ કર્યો નહિ. કિશોરીની માતા ત્યાં આગળ વધારે વાર નહિ થોભતાં તેને દીવો

પ્રકટવાનો કહી પ્રાણુશંકરના ઘર તરફ ચાલી ગઈ આ વખતે સાયંકાળ થઇ ગયો હતો.

કિશોરી દીવો પ્રકટીને સૌથી પહેલી તુળશી ક્યારાને સંધ્યા બતાવી આવી. ત્યારપછી તે ઓશરીમાં આવી; પરંતુ બ્હાર નહિ આવતાં બારણા આગળથીજ દીવો બતાવ્યો.

હાથમાં દીવા સહિત કિશોરીને જોઇને કાન્તિલાલ કંપી ઉઠયો. તેણે કહ્યું:—"કેમ છો ?"

કિશોરીએ ચમકીને કહ્યું:—"સારૂં છે."

કાન્તિલાલ:—"જરા દીવો મ્હારી પાસે લાવજો મારી એકાદ ચીજ ખોવાઇ છે તે હું શોધી લઉં."

કિશોરીએ તેજ સ્થાને ઉભી રહીને હાથ લંબાવીને દીવો ધર્યો. પરંતુ દીવાનો પ્રકાશ બરાબર પડતો નહિ હોવાથી તેને જરા આગળ ખસવું પડયું એટલે કે, કાન્તિલાલ જ્યાં આગળ બેઠો હતો ત્યાં તેની છેક નજીકમાં જવું પડયું. કિશોરીને પાસે આવેલી જોઇ કાન્તિલાલે કહ્યું:—"મ્હને જોઇને તમે આટલાં બધાં કેમ શરમાઓછો ? હું તમારે માટે સઘળું ભૂલી ગયો છું."

આ સાંભળી કિશોરીનો હાથ ધ્રુજ્યો અને દીવો પડી ગયો. દીવામાંનું સમસ્ત તેલ કિશોરીના વસ્ત્ર ઉપર ઢળી ગયું. કિશોરી સરકીને બાજુએ ઉભી રહી અને કંઇ પણ ઉત્તર આપી શકી નહિ. કાન્તિલાલે ફરીથી કહ્યું:—"એક જણને આવી રીતે ઘાયલ કર્યા પછી આવી નિષ્ઠુરતા દર્શાવવી એ ઉચિત કહેવાય કે ?"

કિશોરીને અત્યંત ક્રોધ ચડયો. તે કંઇ બોલવા જતી હતી પરંતુ બોલી શકી નહિ. ક્રોધથી તેનું ગળુ રૂંધાઇ ગયું. તે તેજ વખતે ત્યાંથી ચાલી જવાને તૈયાર થઈ.

કાન્તિલાલે કહ્યું:—"જુઓ તમારે ચાલી જવું હોય તો જઈ

શકો તેમ છો, હું તમને ઉભાં રહેવાનો અનુરોધ કરી શકું તેમ નથી; પરંતુ તમારૂં મુખમંડળ નીહાળવાને માટે હું કેટલે દૂરથી આવ્યો છું તેનો તો કાંઈક ખ્યાલ કરો ? હું માત્ર તમારૂ મ્હોં જોઇને તૃપ્ત થાઉં એટલો સમય પણ થોભવાને તમારી આટલી બધી અનિચ્છા કેમ ? ”

ગર્વથી મસ્તક ઉંચું કરી કિશોરીએ હાંફતાં હાંફતાં કહ્યું:— “ હું હિન્દુ વિધવા છું, મ્હને જોવાને કેમ આવ્યાછો ? હું તમારી કંઈ પણ સગી થતી નથી. મ્હને જોવા આવવામાં તમારો શો સ્વાર્થ સમાયેલો છે ? ”

કિશોરીનાં આ તિરસ્કારયુક્ત વચનો પણ કાન્તિલાલના કાનમાં પંચમના અવાજ સમાન સંભળાયાં. કાન્તિલાલે કહ્યું:—“ જુઓ, જગત્‌માં કોણ કોનું છે ? ગમે તેવું અજાણ્યું મનુષ્ય હોય તો પણ ક્ષણમાત્રમાં આપણા હૃદયમાં તેની સ્મૃતિ કાયમ રાખતું જાય છે. સાંભળો કિશોરી ! જો તમે મ્હને તમારા હૃદયમાં સ્થાન આપશો તો હું મ્હારૂં સમસ્ત જીવન સુખમાં પસાર કરીશ, નહિંતો આત્મહત્યા કરી મ્હારા દુઃખનો અંત આણીશ. ”

અભિમાનિ સિંહણની માફક ગરદન વાંકી કરીને કિશોરીએ કહ્યું:—“ તમે અમારી નિરાધાર સ્થિતિમાં અનેક ઉપકારો કર્યા છે તેથી મ્હેં તમારી આટલી વાત સહન કરી છે; પરંતુ સાવધાન ! હવે એક પણ શબ્દ આગળ બોલશો નહિ. ”

કાન્તિલાલ:—“ તમે કૃપા નહિ કરો તો મ્હારે આત્મહત્યા કરવી પડશે. ”

“ ત્યારે તમારા નસીબમાં આત્મહત્યાજ લખેલી હોય તેમ લાગે છે. ”

“ હું તમને ચાહું છું. ”

"એવું અણુઘટતું બોલવું એ તમારો અન્યાય છે."

"કેમ ?"

"તે વિચારવાનું કામ મ્હારૂં નહિ પરંતુ તમારૂં છે."

"ચ્હાવા જતાં અપરાધી ઠરાવો, એ કંઇ ઓછો અન્યાય છે ?"

"જો તમે મ્હને તમારી પુત્રી સમાન—ભગિની સમાન ચ્હાતા હોત તો તે અન્યાય કહેવાત નહિ."

કાન્તિલાલઃ—"પુત્રી યા ભગિનીની માફક ચ્હાવાનો વિચાર કરૂં તો ખરો પરંતુ હું હૃદયની ઉર્મીઓ ખોઇને એ પ્રમાણે ચ્હાઇ શકતો નથી. હું તમને મ્હારા પ્રાણ કરતાં પણ વધારે ચાહું છું."

"ત્યારે હું જાઉં છું."

"ક્યાં ?"

"મ્હારી ઇચ્છા થાય ત્યાં."

"બસ, ત્યારે તમે મ્હને ચ્હાતાં નથી ?"

"જાઓ ! જાઓ ! મ્હારે તમને શા માટે ચ્હાવા જોઇએ ?"

"મ્હારી અત્યંત આજીજી અને હૃદયપૂર્ણ પ્રેમના બદલામાં તમે મ્હને તમારા પ્રેમનું એક બિન્દુ પણ આપશો નહિ ?"

"પુનઃ પુનઃ મ્હારી સન્મુખ આ સઘળી વાતો બોલીને તમે કલંકગ્રસ્ત થાઓ છો ?"

કાન્તિલાલનાં બન્ને નેત્રોમાં આંસુઓ ભરાઇ આવ્યાં. જ્યોત્સ્નાલોકમાં કિશોરી સ્પષ્ટ રીતે જોઇ શકી કે, કાન્તિલાલની આંખ્યોમાંથી અશ્રુઓ નીકળતાં હતાં. રૂદન કરતાં કરતાં કાન્તિલાલે ફરીથી કહ્યુંઃ—"કિશોરી ! મ્હારી હૃદયપૂર્ણ પિપાસા—હૃદયપૂર્ણ પ્રેમને પગની ઠોકરે મારીને ચાલ્યાં જશો ? હવે હું સમજ્યો કે, પ્રેમના બદલામાં તમે મ્હને રૂદન અર્પણ કરો છો."

કાન્તિલાલ એક દિવાનાની માફક ઉઠીને ઉભો થયો. તેની બેઅ

ત્યાંને ત્યાંજ પડી રહી. તે એક ગાંડાની માફક ઘરની બ્હાર નીકળીને ચાલ્યો ગયો. કિશોરી દિંગમૂઢ બનીને ત્યાંને ત્યાંજ ઉભી રહી.

## પ્રકરણ ૮ મું.

### સૂરજ ડોશી માતરમાં.

જે ભાવે કાન્તિલાલ ચાલ્યો ગયો, જે ભાવે તેની આંખ્યો-માંથી અશ્રુઓ નીકળ્યાં હતાં, તે જોઇને કિશોરી અવાક્ અને સ્તબ્ધ થઇ ગઇ. તેના હૃદયમાં એક પ્રકારની વિરક્તપૂર્ણ પ્રીતિ-ક્રોધની કરૂણાનો સંચાર થયો. તે ત્યાંથી એક ડગલું પણ આગળ ભરી શકી નહિ. એક લાકડાની પુતલીની માફક તેજ સ્થાને ઉભી રહી ગઇ.

પ્રાણશંકરને ત્યાંથી દૂધ, ઘી તેમજ તેલ વગેરે લાવીને કિશો-રીની માતાએ પાછલે બારણેથી ઘરમાં આવી જોયું તો હજી પણ દીવો પ્રકટવામાં આવ્યો નહોતો. માતાએ પુત્રી ઉપર સહજ ક્રોધે ભરાઇને કહ્યું કે–" કિશોરી !"

કિશોરીને તે વખતે ભાન આવ્યું. તેણે ઉતાવળે પગલે ઘરમાં પ્રવેશ કર્યો. માતાએ કહ્યું:–" હજી દીવો પ્રકટયો નથી ?"

" દીવો પ્રકટાવીને સંધ્યા બતાવી દીધી છે."

" ત્યારે એટલીવારમાં તે બુઝાઇ કેમ ગયો ?"

કિશોરીએ ખરી વાતને છુપાવી દઇને કહ્યું:–" પવનથી બુઝાઇ ગયો. તેમ ફરીથી પ્રકટવાનું પ્રયોજન નહિ જણાતાં પ્રકટયો નથી."

" કાન્તિલાલ–મોટા માણસ–બિચારા અંધારે બેસી રહ્યા છે ?"

" ના, તેઓ તો નથી."

" ક્યાં ગયા ?"

" મ્હને માલુમ નથી. "

" તેમણે કંઇ કહ્યું નથી ? "

" ના. "

કિશોરીની માતા હાથમાંની જણસોને રસોડામાં મૂકી આવી પુત્રીને દીવો પ્રકટવાનું કહી પોતે કાન્તિલાલની તપાસ કરવાને ગઈ. તેણે ઓશરીમાં આવીને જોયું તો, શેતરંજી ઉપર તેની બૅગ પડી રહી હતી; પરંતુ તેના બુટ અને છત્રી નહોતી. આ દશ્ય જોઇને તે આશ્ચર્ય થઇ ગઇ. અત્યારે રાત્રિના સમયે બુટ અને છત્રી લઇને કાન્તિલાલ કયાં ગયા હશે ? કદાચ રાતનો વખત હોવાથી બુટ પહેરી જાય; પરંતુ છત્રી શા માટે લઈ ગયા હશે ?

ત્યારપછી બન્ને મા દીકરી ઘણીવાર સુધી કાન્તિલાલના આગમનની રાહ જોઈ બેસી રહ્યાં; પરંતુ કાન્તિલાલ પાછો ફર્યો નહિ. તેઓ જેની રાહ જોતાં હતાં તે તો આવ્યો નહિ; પરંતુ રામશંકર આવી પહોંચ્યા. કિશોરીની માતાએ તેમને કાન્તિલાલના આગમનની વાત કહી સંભળાવી; તેમણે પણ તેની ઘણા સમય સુધી રાહ જોઈ; પરંતુ કાન્તિલાલ આવ્યો નહિ. કિશોરી પિતાના આગમનથી ખુશી થઇ, પરંતુ કાન્તિલાલના અત્યાચાર રૂપી અગ્નિથી તેનું હૃદય બળી જતું હતું. રાત્રિના લગભગ બેએક પ્રહર વીત્યા બાદ તે બિછાનામાં જઇને સુઇ રહી.

કિશોરીને નિદ્રા આવી નહિ. તે ઘણા સમય સુધી બિછાનામાં પડીને પાસાં ફેરવ્યા પછી છેવટે બારીએ જઇને ઉભી રહી. તે ધારતી હતી કે કદાચ નૈશ પ્રકૃતિ તેના બળતા હૃદયને કાંઇક શાન્ત કરશે—અભાગિનીની, એજ આશા હતી.

કિશોરીનું હૃદય એક અપૂર્વ ચિંતા—સ્મૃતિના મર્મથી ડંખાતું હતું. તે વિચાર કરતી હતી કે, " હું વિધવા—સ્વામીહીના છું, મ્હારા

ઉપર કાન્તિલાલનો આટલો બધો અત્યાચાર કેમ ? તેમણે અમારા ઉપર અત્યંત ઉપકારો કર્યા છે, મ્હારા પિતાને જેલમાંથી મુક્ત કરાવ્યા છે, તો પણ મ્હારી પાસે આવીને એ રડી જાય કેમ ?

કાન્તિલાલને જોતાંજ મ્હને ગુસ્સો ઉત્પન્ન થયો હતો. મ્હને જાણે એમજ લાગ્યું હતું કે કેટલાયે દિવસોથી તે મ્હારો સર્વનાશ કરવાને ફેર્યા કરે છે. કાન્તિલાલ મ્હારી કૃપાનો ભીખારી છે; પરંતુ તેને જોઇને મ્હારૂં હૃદય કેમ બળી જાય છે ? મ્હારી ધારણા એવી છે કે, તેના હૃદયમાં આવો નીચ આશય હોવાથીજ તેને જોઇને મ્હને ક્રોધ ઉત્પન્ન થાય છે. એનું પરિણામ શું આવશે ? તે રડીને દીવાનાની માફક ચાલ્યો ગયો, તે ઉપરથી તેનું મન સ્વસ્થ હોય તેમ લાગતું નથી. આહા ! તેના નસીબનો વિચાર કરતાં મ્હને ઘણું લાગી આવે છે. કેવી સરસ તેની પત્ની છે, સુવર્ણ સમાન પુત્ર છે, તેની આવી દુર્દશા કેમ થઇ હશે ! ?"

વિચાર કરતાં કરતાં કિશોરી દિલગીર થઇ ગઈ. તે બારીએથી ખસીને બિછાનામાં આવી પડી. અનેક સમય સુધી વિચાર કરતાં કરતાં તેનું હૃદય અત્યંત ઉત્તેજીત અને ત્રાસદાયક થઇને જોરથી ધડકવા લાગ્યું.

વળી પાછી તે વિચાર કરવા લાગી કે-" કાન્તિલાલ-પાપાત્મા કાન્તિલાલ જે પ્રમાણે ઉન્મત્ત બની ચાલ્યો ગયો તે ઉપરથી તો તે કોઇ પણ પ્રકારે મ્હારો સર્વનાશ કર્યા સિવાય નહિ રહે. તે મ્હોટો માણસ છે, તેની પાસે પૈસા પણ છે; કદાચ તે માણસો એકઠાં કરીને મ્હને ફસાવશે તો કોણ મ્હારી રક્ષા કરશે ?"

તેની આંખ્યોમાંથી અશ્રુઓ નીકળવા લાગ્યાં. તેણે દીન સ્વરે કહ્યું:-" સ્વામી ! હૃદયેશ્વર ! તમે મ્હારો ત્યાગ કરીને ચાલ્યા ગયા છો, પરંતુ મ્હારી દુર્દશા જોઇ શકતા નથી ? તમારા તે અતિ પવિત્ર

પ્રેમસુધાને હૃદયમાં રાખીને મહા કષ્ટે આ અસાર સંસારમાં દિવસો ગુજારૂં છું, તેમાં વળી હવે દાનવની પ્રખર દષ્ટિએ પડી છું. તે હવે તેની માયા જાળનો વિસ્તાર કરે છે—તેની આંખ્યોનાં અશ્રુઓ દ્વારા મ્હારી આંખ્યોમાંથી અશ્રુઓ કઢાવવા માગે છે, તમારા પ્રેમની કૃપાથી તેમાં પણ કદાચ આત્મસંયમ કરી શકું; પરંતુ જો તે કદાચ તેના દાનવી બળનો વિકાશ કરે, છળ કપટ કરી મ્હારૂં હરણ કરે ત્યારે મ્હારી રક્ષા કોણ કરશે. પ્રભુ! મ્હારા હૃદયમાં શક્તિ આપો. તમારા કરૂણ પ્રેમથી મ્હારૂં હૃદય પૂર્ણ રાખજો કે જેથી હું આત્મ સંયમ કરવાની શક્તિ ધરાવી શકું—દાનવના બળતા અગ્નિમાં ભસ્મિ-ભૂત થઇ ના જાઉં."

દિગ્વધૂના અંગને કંપાવીને પવન વ્હાવા લાગ્યો. કોઈ દૂરના ખીલેલા કુસુમના પરિમલે આવી કિશોરીની પર્ણકુટીને સુગંધમય બનાવી દીધી. કિશોરીના કાનમાં કોઇ એક અજાણી બંસરીની અજાણી રાગણીથી અનંત ગાન સંભળાવા લાગ્યું. કિશોરી નિદ્રાધીન થઈ ગઇ. નિદ્રામાં તેને સ્વપ્નું આવ્યું કે, એક દિવ્ય શાન્ત જ્યોતિ-ર્મય પુરૂષ આવીને તેને અભયદાન દેવા લાગ્યો કે, "ત્હારે બ્હીવાની કંઈ પણ જરૂર નથી. હું દુષ્ટોને દમન અને શિષ્ટોનું પાલન કરી શકું છું. હું અધર્મના રાજ્યનો નાશ કરીને, ધર્મનું રાજ્ય સ્થાપી શકું છું. હું ક્ષુદ્રમાં પણ ક્ષુદ્ર છું અને જગતમાં અનેક પ્રકારના અવતારો લઇ શકું છું. સમસ્ત જગત્ મ્હારા અવતારત્વનો આભાસ છે. મ્હને યાદ કરતાંજ હું આવું છું. પૃથ્વીએ પાપ ભારથી આક્રાંત થઈ જઇને મ્હને બોલાવ્યો હતો, ત્યારે હું તેજ પ્રમાણે પૃથ્વી વ્યાપી શક્તિ ધારણ કરી, અવતર્યો હતો. જેને માટે મ્હને બોલાવવામાં આવ્યો હોય—જેવું પ્રયોજન હોય તેવુંજ સ્વરૂપ ધારણ કરીને હું અવતાર લઉં છું. મ્હોટામાં મ્હોટી ચીજથી તે એક અણુ પર્યંત સર્વ-

ત્રમાં મ્હારો વાસ છે. ઘેરઘેર મ્હારો અવતાર છે. આ વખતે પાપીના પાપના આકર્ષણે હુંજ તેની વાસનાનો વન્હિ, પ્રાર્થિત પદાર્થ થઇને દેખા દઇશ. જે મ્હને જે ભાવે યાદ કરે-જે કાર્યને માટે મ્હારી મદદ માગે તેજ પ્રમાણે હું તેને મ્હારૂં દર્શન દઉં છું. તું શું મ્હને ઓળખી શકતી નથી ?"

કિશોરીએ સ્વપ્નના મોહમાં, ઘોર નિદ્રામાં નજર કરીને જોયું તો સાક્ષાત્ પરમાત્માની મૂર્તિ જાણે તેની સન્મુખ આવીને ખડી થઇ હતી.

સ્વપ્નમાં કિશોરીએ કરૂણાજનક વિલાપ કરીને કહ્યું:-"આટલા દિવસ સુધી તમે મ્હને કેમ દર્શન દીધાં નહોતાં ? હું તમને જોયા સિવાય રહી શકતી નહોતી."

તે મૂર્તિએ મધુર સ્વરે કહ્યું:-"કિશોરી ! હું જે દેશમાં છું તે દેશમાં પાર્થિવ માયા-મમતાનું આકર્ષણ નથી. તું આ દેશમાં રહીને પણ જો કદાચ સંયમ સાધનાના-પૂણ્યના આકર્ષણે બોલાવી શકે તો, હું ના આવું એમ બને નહિ. તું પૂણ્યવતી છે-અન્ય વિધવાઓની માફક ત્હેં પણ ઇન્દ્રિઓ ઉપર જય મેળવ્યો છે; તેથીજ આવ્યો છું, હવે જવાનો નથી."

સ્વપ્નું પુરૂં થઈ ગયું. પરમાત્માની જ્યોતિ અદ્રશ્ય થતાં તે રડી પડી; દુઃખથી તેની નિંદ્રા ઉડી ગઈ. તેણે આંખ્યો ખોલીને જોયું તો પ્રાતઃકાળ થયો હતો. પક્ષીઓ 'કચ' 'કચ' કરતાં બારણા આગળ પંડલા આહારાદિની તપાસમાં મગ્ન થયાં હતાં.

કિશોરી બિછાનામાં ઉઠીને બેઠી થઇ. તેના હૃદયમાં સ્વપ્નની વાત તરી આવી. કેટલા દિવસ પછી ક્ષણ માત્રને માટે સ્વપ્નમાં દર્શન દઇ ચૈતન્ય કરીને તેઓ કયાં ગયા ! ? આ દાસીને જ્યારે યાદ કરી છે ત્યારે જતા કેમ રહ્યા ? કિશોરીના બન્ને ગાલો ઉપરથી અશ્રુઓ સરી પડતાં હતાં. તેણે મનમાંને મનમાં કહ્યું:-"આવું મિથ્યા

સ્વપ્નું પણ હું રોજ રોજ કેમ જોવા પામતી નથી? એવું મધુર દર્શન સ્વપ્નમાં રોજ કેમ જોઈ શકતી નથી? મ્હારૂં સમસ્ત જીવન એવાં સ્વપ્નો જોવામાંજ કેમ પસાર થતું નથી?"

કિશોરીની માતા ઘણા સમયથી જાગી ઉઠી હતી તેણે અત્યારે કિશોરીના ઓરડામાં આવીને જોયું તો કિશોરી જાગી હતી; પરંતુ અત્યંત ચિંતામગ્ન થઇને બેઠી હતી. તેનું હૃદય કંપી ઉઠ્યું. તેણે વિચાર્યું કે, પ્રફુલ્લમયી પુત્રી કાન્તિલાલ ચાલ્યો ગયો ત્યારથી આટલી બધી ચિંતામગ્ન આટલી બધી ઉદાસ અને વિર્ણ કેમ જણાય છે! તેની પુત્રી જો કે એવી નથી! તો પણ દુર્જય રિપુ સઘળાં મનુષ્યોને ક્યારે અને કયે રસ્તે દોરશે તે કંઇ કહી શકાતું નથી.

કિશોરીની માતાએ કંપતા હૃદયે, વિસ્મય-વિર્ણ નયને કિશોરીની પાસે જઇને કહ્યું:—"કિશોરી! હું ત્હારી માતા છું. મ્હને એક વાત સાચી કહીશ?"

અજાયબીથી આંખ્યો ફાડી માતાના મ્હોં સ્હામે જોઇને કિશોરીએ કહ્યું:—"મા! હું કોઇ દિવસ ત્હારી પાસે મિથ્યા બોલી છું ખરી?"

"બોલી નથી, અને આજ પણ બોલીશ નહિને?"

"નક્કી નહિ બોલું."

"કાન્તિલાલ આવીને તરત ચાલ્યા કેમ ગયા?"

"તે હું બરાબર જાણતી નથી."

"તેમણે ત્હને કંઇ કહ્યું હતું?"

"તે પાપાત્મા છે."

કિશોરીની માતા ચમકી ઉઠી. તેણે કહ્યું:—"આવો ગૃહસ્થ માણુસ પાપાત્મા! હવે જો હું તેને કોઇ વખત આપણા ગામમાં પણ જોઈશ તો તેની ધુળ કાઢી નાંખીશ."

કિશોરી:–" મા, તું મ્હારે માટે કંઇ પણ ચિંતા કરીશ નહિ. આ દુઃખિનીનો તેનું સતીત્વજ ઉદ્ધાર કરશે."

કિશોરીની માતા પુત્રીને સતીત્વ સંબંધી અનેક સદ્દુપદેશ આપીને ચાલી ગઈ. કિશોરી પણ ઉઠીને બહાર ગઇ.

ત્યારપછી લગભગ ત્રણેક માસ પસાર થઇ ગયા. એક દિવસ મધ્યાન્હકાળે જ્યારે મા દિકરી ઘરમાં એકલાં બેઠાં હતાં, ત્યારે કિશોરીને તેની માતાએ લજ્જાથી મસ્તક નમાવીને જણાવ્યું કે, " આટલે લાંબે સમયે આવી વૃદ્ધાવસ્થામાં મ્હારે વળી એક ઉપાધી આવી પડી છે."

કિશોરીએ તેની માતાને તે ઉપાધી શી છે તેનો પ્રશ્ન પૂછતાં તેની માતાએ કહ્યું:–" હું ગર્ભવતી છું અને ત્રણ માસ થયા છે."

કિશોરીના મ્હોં ઉપર હાસ્ય પ્રકટી નીકળ્યું. તેણે કહ્યું:–" મા ! જો મ્હારે એકાદ ભાઈ આવે તો આપણાં સઘળાં દુઃખોનો અંત આવે."

" તેને શું ખવરાવીને મ્હોટા કરીશું ?"

" જે આપણે ખાઇશું તે."

" આપણે તો અનાજ ખાઇએ છીએ અને તેને તો દૂધ જોઇશે."

" મ્હારા પિતાશ્રી નોકરી કરે છે ને; પુત્રના કલ્યાણથી પિતાની ઉન્નતિ થશે."

" પરંતુ હું શરમાઇને મરી જાઉંછું. આટલે વખતે વૃદ્ધાવસ્થામાં આવી સજા કેમ થઈ ? લોકો શું કહેશે ?"

" આપણને આટલું બધું દુઃખ પડતું જોઇ ભગવાનની જ્યારે મ્હને ભાઇ આપવાની મરજી છે, તો પછી તેમાં લોકો શું કહેવાના હતા ?"

" આહા ! હવે તે ક્યારે ભણી ગણીને માણસ થશે અને નોકરી

ચાકરી કરી આપણું દુઃખ નિવારણ કરશે. અને અમે કેટલા દિવસ જીવીને તેની કમાણી ખાઇશું !"

કિશોરીની માતા જઇને શય્યામાં સૂઈ રહી, અને નિદ્રાધીન થઇ ગઇ. કિશોરી એકાદ પુસ્તક ખોલીને વાંચવા બેઠી; પરંતુ પુસ્તક ઉપર તેનું ચિત્ત ચોટયું નહિ. તે એક પ્રકારના ઉંડા વિચારમાં પડી ગઇ હતી.

એવામાં એક જણે આવી બ્હારથી બૂમ મારી કે, "રામશંકર શાસ્ત્રીનું ઘર આ કે ?"

કિશોરીએ જલદીથી બારણું ખોલીને પૂછયું કે,:—"કોણ છે ?". જેણે બૂમ મારી હતી તેણે કહ્યું:—"હું સ્ટેશન ઉપરથી ગાડી લઇને આવ્યો છું, ગાડીમાં એક બાઈ આવેલાં છે."

કિશોરીએ તેની માતાને જગાડી. માતા જાગી ઉઠી એટલે બન્ને મા દિકરી ઘરમાંથી બ્હાર નીકળતાં હતાં, તેવામાં તે બાઈ પોતેજ ગાડીમાંથી ઉતરીને ઘર તરફ આવી પહોંચી; બારણા આગળ ત્રણેનો મેળાપ થયો. આવનાર બાઇ તે કાન્તિલાલની સાસુ સુરજ ડોશી હતાં.

સૂરજ ડોશીને જોઇને કિશોરીની માતાનું મ્હોં ઉતરી ગયું. તેણે વિચાર્યું કે, નક્કી તેઓએ કાન્તિલાલ અહિંયાં હશે એમ ધાર્યું હશે નહિ તો આટલે દૂર કેમ આવે ! ? તેને એક વખત વિચાર આવ્યો કે લાવ તેમને પાછાં કાઢું; પરંતુ તેમના ઉપકારોનું સ્મરણ થતાં તે તેમ કરી શકી નહિ. તેણે મ્હોં ચડાવીને પૂછયું:—"કેમ આવવું પડયું, કહો."

"કેમ, ના આવીએ ?"

"અમારા આ ન્હાના સરખા ગામમાં—આટલે બધે દૂર આવવાનું કંઇ પ્રયોજન તો હોવું જોઇએને ?"

"તમે તે કેવાં માણુસ છો ? અમારે ઘેર આવી એટલા બધા દિવસ રહી ગયાં, ઘરના પૈસા ખરચી તમને આફતમાંથી મુક્ત કર્યાં અને અમે તમારે ત્યાં આવ્યાં ત્યારે મન દઇને બોલાવતાં પણુ નથી ?"

"ના, મા ! મન દઇને કેમ ના બોલાવીએ ! ઘણું લાગી આવે છે. અમે ગરીબ એટલે આવું કરવું જોઇએ ?"

"અમે તમારૂં શું બગાડયું છે ?"

"તમે તો નહિ પરંતુ તમારા જમાઇએ."

"એ જાણવાને માટે તો હું અહિંયાં આવી છું."

કિશોરીની માતાને હવે કંઇક શાન્તિ વળી. તે સૂરજ ડોશીનો હાથ પકડીને તેમને ઘરમાં લઇ ગઇ. કિશોરી પણુ તેમની પાછળ પાછળ ઘરમાં ગઇ.

ઘરમાં ગયા પછી સૂરજ ડોશીએ કહ્યું:-"અમારો જમાઇ ઘેરથી નીકળ્યો છે, ત્યારનો તેનો પતોજ નથી. તે શું અહિંયાં આવ્યો હતો ?"

કિ-માતા:-"હા, બહુ દિવસ થયા, એક દિવસ સાયંકાળે આવીને તેજ વખતે ચાલ્યા ગયા હતા."

સૂરજ ડોશી:-"તેણે અહિં આવીને કંઈ કહ્યું હતું ?"

કિ-માતા:-"તેમણે જે કાંઇ કહ્યું હશે તે મ્હેં સાંભળ્યું નથી." શું કરીએ અમે ગરીબ માણુસ રહ્યાં. તેઓ જો અહિંયાં રહેવાના હોત તો બરાબર સાંભળીને પણુ જાત."

સૂરજ ડોશી:-"તમે અમારે ત્યાંથી અહિં આવ્યાં, કે તરત મ્હારી સરસ્વતીને માલૂમ પડયું કે, તમારી કિશોરીનું રૂપ જોઇ ન અંજાઇ ગયો છે. તેણે મ્હને તેજ વખતે અહિંયાં આવી તમને ચેતાવી દેવાની સૂચના કરી હતી."

કિ-માતા:-"ત્યારે આવ્યાં કેમ નહિ ?"

સૂરજ ડોશી:—"નવનિતને સાથે લઇને આવવાનો વિચાર કર્યો હતો પણ તેને કંઇ અગત્યનું કામ આવી પડવાથી તે આવી શક્યો નહિ."

કિ—માતા:—"તમે ખાત્રી રાખજો કે આ સદ્દગુણી માતાની સદ્દગુણી છોકરી કિશોરી કદાપિ અધર્મનો રસ્તો આદરશે નહિ. તમે તમારા જમાઇને સાચવજો."

સૂરજ ડોશી:—"બ્હેન! એનો તો કંઈ પત્તોજ નથી."

કિ—માતા:—"ભાવીમાં લખેલું કદાપિ મિથ્યા થતું નથી; તો પણ અમારા જેવા ગરીબ માણસો ઉપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર ના થાય એટલી કૃપાદૃષ્ટિ રાખજો."

સૂરજ ડોશી:—"હું તમને માત્ર સાવચેત રહેવાનું કહેવાને આટલે દૂર સુધી આવી નથી; પરંતુ બીજી પણ એક વાત કહેવાને આવી છું. મ્હારી સરસ્વતીને એવો ડર રહે છે કે, કિશોરીની આંખ્યોના શ્રાપરૂપી અગ્નિથી તેના પતિનું હૃદય બળી જશે તો તેનો જન્મારો ધુળમાં મળી જશે; માટે બ્હેન! તેમ ન બને તેનું ખાસ ધ્યાન રાખજો."

કિ—માતા:—"સતીનું અપમાન કરવાથી યા સતી ઉપર બળ-પ્રયોગ અજમાવવાથી એમ બનતું અસંભવિત નથી."

સૂરજ ડોશી:—"હું તમને એટલુંજ કહુંછું કે જો તમે કોઇપણ પ્રકારના અત્યાચારની સંભાવના જાણી શકો, તો તેજ સમયે મ્હને મુંબાઇ ખબર આપજો. અમારે ખાતર એટલું ચોક્કસ યાદ રાખજો."

કિ—માતા:—"અમને પણ તમે મદદ કરી છે. હું જરૂર ખબર આપીશ. ઇશ્વર કરે ને તેમને સદ્દબુદ્ધિ પ્રાપ્ત થાય. અમે અનેક પ્રકારનાં દુઃખો વેઠીએ છીએ, તેમાં તેઓ વધારો કરી હેરાન ના કરે એટલે બસ."

ત્યારપછી એકાદ દિવસ ત્યાં આગળ રહીને સૂરજ ડોશી મુંબાઇ ચાલ્યાં આવ્યાં.



## પ્રકરણ ૯ મું.



## માતા પિતાનો સ્વર્ગવાસ.

સુખેદુઃખે કિશોરી અને તેની માતા પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. બરાબર નવ મહિને કિશોરીની માતાને પુત્રનો પ્રસવ થયો. તે પુત્રનું મુખ જોઇને મા દિકરી આશ્ચર્યમાં પડી ગયાં. તેનું મુખ અપૂર્વ તેજસ્વિ હતું.

કિશોરીના પિતૃસંસારમાં હવે પહેલાં જેટલું દુઃખ જણાતું ન્હોતું. શાસ્ત્રી મહાશય પ્રથમ તો દશ રૂપિઆની નોકરીમાં રહ્યા હતા પણ પછીથી તેમનો પગાર વધારીને પંદર રૂપિયા કરવામાં આવ્યો હતો. તે પંદર રૂપિઆમાંથી પ્રતિમાસે પાંચેક રૂપિઆનો સંચય કરી કિશોરી અને તેની માતા પોતાનો ગરીબ ગૃહસંસાર આનંદથી ચલાવતાં હતાં.

કિશોરીની માતાએ પુત્રને જન્મ આપ્યો હતો ખરો પરંતુ સુવાવડમાંથીજ કિશોરીએ તેનું પાલન કરવાનો આરંભ કર્યો હતો. કિશોરીની માતા પણ કહેતી કે, "ત્હારા પેટે તેને અવતરવાનો ઉપાય નહિ હોવાથીજ તેણે મ્હારે પેટે જન્મ લીધો છે; નહિં તો એ ત્હારોજ હોત."

પુત્ર જેમ જેમ મ્હોટો થવા લાગ્યો તેમ તેમ કિશોરીનો આનંદ પણ વધવા લાગ્યો. તે અત્યંત આશા રાખતી હતી કે, તેના બાપ આવીને પુત્રને જોશે તો તેમના આનંદની સીમા રહેશે નહિ.

પરંતુ મનુષ્ય ધારે છે કંઇ અને કર્મફળના વિશાળ વાવેલા

બીજાથી થાય છે કંઇ ! કિશોરી ધારતી હતી કે, તેના બાપ પુત્રનું મ્હોં જોઈ અત્યંત આનંદી થશે ત્યારે તે પ્રમાણે નહિ બનતાં તેના પિતાશ્રીના દેવલોક પામ્યાના સમાચાર આવી પહોંચ્યા અને તેથી તેનું અંધકારમય જીવન વધારે અંધકારમાં ડુબી ગયું.

કલેકટરના હેડકલાર્ક સાહેબે એક માણસ સાથે પચીશેક રૂપિઆ અને એક પત્ર મોકલાવ્યો હતો. તે કાગોત્રીમાં તેમના પરલોકમાં પહોંચ્યાના સમાચાર લખેલા હતા. શાસ્ત્રી મહાશય ત્રણેક દિવસનો જવર ભોગવીને, આ લોકમાંથી ચાલ્યા ગયા હતા. આ પચીશ રૂપિઆ તેમના પગાર પેટે લેણા નીકળતા હોવાથી હેડકલાર્ક સાહેબે તેમના ગરીબ કુટુંબને પોતાના માણસ સાથે મોકલાવી આપ્યા હતા.

આ દુઃખદાયક સમાચાર સાંભળી કિશોરી અને તેની માતા હાહાકાર કરી ઉઠયાં. તેમના રૂદનથી વનમાંનાં પશુ પક્ષીઓ પણ રડવા લાગ્યાં. કિશોરીના કાકા ગોપાળચંદ્ર ફકત એક વખત આવીને તેમને મળી ગયા હતા, પરંતુ કોઇએ તેમના મ્હોં ઉપર શોક યા સહાનુભૂતિનાં કાંઈ પણ ચિન્હો જોયાં ન્હોતાં. ગમે તેમ કરી મા દિકરીએ પોતાની સ્થિતિને અનુસરીને શાસ્ત્રી મહાશયની શ્રાદ્ધાદિ ક્રિયા કરી. પુત્રને ખોળામાં લઇને હવે કિશોરી પિતાના શોકનું વિસર્જન કરવા લાગી.

પિતાના શ્રાદ્ધ પહેલાં કિશોરીએ એક વખત તેના સાસરે એક માણસ મોકલ્યું હતું; પરંતુ વેણીશંકર રોગાધીન થઈ, શય્યાવશ થયેલા જણાવી તેમણે કંઇ પણ સહાય નહિ કરતાં માણસને પાછું મોકલ્યું હતું.

મહા મુશીબતે શ્રાદ્ધાદિ ક્રિયા કરી રહ્યા પછી બન્ને મા દિકરી મહેનત મજુરી કરીને દિવસો નિર્ગમન કરવા લાગ્યાં; પરંતુ વિધાતાને તે પણ રૂચ્યું નહિ. તેણે તેના નિર્માણનો ગૂઢ ઉદ્દેશ વ્યર્થ થઈ

જાય છે અથવા કર્મફળના પ્રવાહની ગતિ આડે રસ્તે જાય છે, એમ ધારી તેને મૂળમાંથી ઉખેડી નાંખી. કિશોરી પોતાનો આશ્રય, એક માત્ર શાન્તિ પ્રદાયિની જનની હતી તેને પણ તે ખોઈ બેઠી.

કિશોરીની મા પતિનો શોક વિસારી શકી નહિ. અથવા તો વિધાતાની એજ પ્રમાણેની જીવનદોરીથી તેઓ બંધાયાં હશે. તેથી તે દિન પ્રતિદિન સુકાવા લાગી. તે એક વખત પણ પૂરૂં ખાઈશકતી ન્હોતી. કિશોરી જો કદાચ તેને જમવાનો આગ્રહ કરતી તો તે રૂચી નથી એમ જણાવતી. પુત્ર અને કિશોરીની સાથે તે ગૃહકાર્યમાં મનઃસંયોગ કરતી હતી ખરી; પરંતુ હમ્મેશાં તેને પતિ યાદ આવતાં, વ્યાકુળ નેત્રે આમ તેમ જોઈ, તે ઉંડો નિસાસો નાંખતી હતી અને પાછી ગૃહકાર્યમાં પ્રવૃત થતી હતી. પતિવૃતા પતિનો ત્યાગ કરીને વધારે વખત આ જગતમાં રહી શકી નહિ. એક વર્ષ થતા થતામાં તો અકસ્માત એક દિવસે તેનું માથું દુઃખી આવ્યું અને તેથી તેનો આત્મા તેના સ્વામી પાસે સુર લોકમાં ચાલ્યો ગયો.

એક વર્ષના બાળકને લઇને કિશોરી માતાને માટે રૂદન કરવા લાગી. બાળકમાં સમજણ ન્હોતી તેથી તે તેની મ્હોટી બ્હેનને રડતી જોઈ પોતે પણ રડતું હતું. બાળકના રૂદનથી કિશોરીને એથી પણ વધારે લાગી આવતું હતું.

ગામના દશ માણસો પાસેથી ભિક્ષા માગી લાવી કિશોરીએ માતાનો પિંડ મૂકયો; પરંતુ હવે પોતાનો નિર્વાહ શી રીતે ચલાવી શકે ? પાસે એકકે પૈસો મળે નહિ—ઘરનાં તમામ તાંબા પિત્તળનાં વાસણો વેચી નાંખી કેટલાએક દિવસો પસાર કર્યાં! પરંતુ હવે ચાલે તેમ ન્હોતું. બાળકને જો જરા દૂધ ના મળે તો.તે બચે શી રીતે?

આ દુર્દશામાં—આ નિરાશ્રયમાં કિશોરીનો એક માત્ર આધાર યા અવલંબન કમળા હતી. કમળાના પિતા પૈસેટકે સાધારણ રીતે

સુખી હતા. તેમને ત્યાં ઘણાં ઢોરો હતાં, તેમ દૂધની પણ ખોટ ન્હોતી. કમળા હમ્મેશાં કિશોરીને તેના ભાઈ માટે એક લોટો ભરીને દૂધ આપતી હતી. તે ઉપરજ તે બાળકનું જીવન ટકી રહ્યું હતું.

કિશોરીએ બાળકનું નામ, નરેન્દ્ર રાખ્યું હતું.

એક દિવસ કિશોરીએ કમળાને ગળે વળગી પડી રૂદન કરતાં કરતાં કહ્યું:—"હવે મ્હારે શું કરવું, તેની મ્હને કંઈ સુઝ પડતી નથી."

કમળાની આંખ્યોમાં પણ આંસુઓ ભરાઈ આવ્યાં. તેણે કહ્યું:—"શી બાબત સુઝ પડતી નથી."

કિશોરી:—"અનાહારે મરવામાં હું દિલગીર નથી; પરંતુ આ બાળકનો વિચાર આવતાં અસ્થિર થઈ જાઉં છું."

કમળા:—"બાળકના સંબંધમાં અસ્થિર થવા જેવું શું છે?"

કિશોરી:—"બાળકને લઈને હવે હું ક્યાં જાઉં? થોડુંક દૂધ તો જાણે તું આપે છે, પરંતુ હવે શિયાળો આવે છે તેથી તેને માટે કપડાં ક્યાંથી લાવું? ઇશ્વરની મહેરબાનીથી જેમ જેમ તે મ્હોટો થતો જશે, તેમ તેમ તેને કપડાં લત્તાં વગેરેની જરૂર પડશે. હું અભાગિની એ સઘળું ક્યાંથી લાવી આપીશ?"

કમળા:—"આ વખતે હું એને કપડાં કરાવી આપીશ."

કિશોરી:—"અરે બ્હેન! કર્મદોષે આપણે બન્ને સરખાં છીએ."

કમળા:—"નહિં તો શું ત્હને રડતી જોઇને હું બેસી રહેત?"

કિશોરી:—"કહે તો એક કામ કરૂં!"

કમળા:—"શું?"

કિશોરી:—"ભાઇને લઇને મ્હારે સાસરે જાઉં તો સાસરીઆં શું મુઠી અનાજ નહિ આપે?"

કમળા:—"તેમને ત્યાં ખાવાની શી ખોટ છે? કેમ નહિ આપે? તે કાંઈ પારકું ઘર નથી, પરાણે જઇને પણ બેસ."

કિશોરીએ એજ પ્રમાણે નિર્ણય કર્યો; પરંતુ તે ત્યાં જાય શી રીતે ? ગાડાવાળાને પૈસા પણ ક્યાંથી લાવીને આપે ? કમળાએ એ વાત સાંભળીને પોતાની પાંચ રૂપિઆની પુંજીમાંથી બે રૂપિઆ તેને ભાડા માટે આપ્યા.

કિશોરીએ સાસરે જવાનો દિવસ નક્કી કર્યો, એવામાં તેને સમાચાર મળ્યા કે, તેના સસરાનું મૃત્યુ થયું છે, અને તેમના શ્રાદ્ધના દિવસો નજીક આવી પહોંચ્યા છે.

કમળાએ કહ્યું:-"ઘણો સારો યોગ મળ્યો છે. શ્રાદ્ધને બ્હાને ત્યાં જા."

અભિમાનિની કિશોરીએ કહ્યું:-"તેમણે આવા પ્રસંગે પણ મ્હને યાદ કરી નથી, માટે મ્હારે જવુંજ નથી. તું જાણે છે કે, વિના નિમંત્રણે પિતાને ત્યાં જવાથી સતી દાક્ષાયણીની કેવી દુર્ગતિ થઈ હતી.

કમળા થાકીને ચાલી ગઈ. એવામાં ટપાલવાળો આવીને કિશોરીના નામનો એક પત્ર આપી ગયો. પત્ર કવરમાં બીડેલો હતો. કિશોરીએ તે ખોલીને વાંચી જોયો. તે પત્ર કાન્તિલાલે નાશિકથી લખ્યો હતો. તેણે લખ્યું હતું કે, ત્હારા પ્રેમને લીધે હું સન્યાસી થયોછું. હું ઘેરથી એક હજાર રૂપિઆ લઇને આવ્યો હતો, પરંતુ હવે મ્હને પૈસાની જરૂર નથી. મ્હારો વિચાર એ રૂપિઆ કોઇને દાન કરી દેવાનો છે. ત્હારે પૈસાનું બહુ દુ:ખ છે. જો ત્હારો તે સ્વીકારવાનો વિચાર હોય તો વળતી ટપાલે કાગળ લખજે; મનીઓરડર કરીને મોકલી આપીશ. મ્હને શું કોઈ પેલી વિદાયના સાયંકાળની માફક ક્ષણમાત્રને માટે પણ યાદ કરે છે ?"

કિશોરી પત્ર વાંચીને સ્તબ્ધ થઈ જઈ વિચાર કરવા લાગી.



# કર્મ-બન્ધન.

अवजानन्ति माम् मूढा मानुषीम् तनुमाश्रितम् ।
परम् भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिम् मोहिनीम् श्रिताः ॥

## ખંડ ચોથો.

# પ્રકરણ ૧ લું.



## પુનઃ સાસરે.

પુણ્યશક્તિ અને પાપશક્તિ વડે આંતરિક જગતની ઉત્પત્તિ છે. આ બન્ને શક્તિઓનો હમ્મેશ સંગ્રામ થાય છે. એ યુદ્ધમાં કોઈ વખત પાપનો જય થાય છે તો કોઈ વાર પુણ્યનો પણ જય થાય છે. બન્ને શક્તિઓ ઘણું ખરૂં એકજ મનુષ્યના અંતરમાં રહે છે. કોઇનામાં પાપશક્તિ અધિક હોય છે, તો કોઈનામાં પુણ્યશક્તિ અધિક હોય છે. કોઇનામાં બન્ને સમાન પણ હોય છે. વળી કોઇ કોઈ મનુષ્યો એવાં પણ માલૂમ પડે છે કે, જેનું અધ્યાત્મ જીવન સ્વભાવિક રીતે પવિત્ર હોય છે—પાપ પ્રકૃતિ સાથે જોડાયલું હોતું નથી. પુર્વ જન્મના કર્મફળે ચિત્ત શુદ્ધિ માટે સ્ફટિક દર્શનની માફક તેમનું ,અધ્યાત્મ જીવન પવિત્ર હોય છે. એવા મનુષ્યના હૃદયમાં પાપ-શક્તિ જડની માફક અચળ હોય છે.

કિશોરીનું અધ્યાત્મ જીવન પણ સ્વભાવતઃ પવિત્ર હતું. પાપ શક્તિનો ત્યાં લેશ માત્ર પણ પ્રભાવ નહોતો. સેંકડો બલ્કે સહસ્ર દુઃખોમાં તેનું હૃદય એક દિવસને માટે પણ લાલસા—વાસના તરફ આકર્ષાયું નહોતું. સર્વે બાબતમાં તે આત્મસંયમનો મધુર ઝણકાર કરતી આવતી હતી. આ દુઃખદ અવસ્થામાં—પૈસાની તાણા તાણીના દિવસમાં કાન્તિલાલના એક હજાર રૂપિઆનો અનાયાસે મળી આવેલો લાભ મેળવવાની ઉત્તેજના કેટલા વખતને માટે ટકી રહે? પૂણ્ય શક્તિએ કહ્યું:—“ દૂર! તેથી શું થઇ ગયું! જ્યાં આગળ પાપની આકાંક્ષા—પાપનો નિશ્વાસ રહેલો છે, તેનું દાન ગ્રહણ ના કરવું જોઇએ.”

દુર્બળ-જડ-ગતિ રહિત પાપશક્તિએ હૃદયના એક ખૂણામાંથી મૃદુ સ્વરે કહ્યું:-" એમાં શું દોષ સમાયલો છે ? "

સિંહની માફક છલંગ મારીને પુણ્યશક્તિએ કહ્યું:-" શું ! એમાં દોષ નથી ? એમાં તો ભયંકર દોષ સમાયલો છે. "

પાપ:-" શો દોષ છે, તે કહે જોઇએ. "

પુણ્ય:-" તેઓ મ્હારા શા સગા છે તે મ્હને આ રકમ દાનમાં આપવાને તૈયાર થયા છે ?

પાપ:-સગા તો કંઇ નહિ.

પુણ્ય:-ત્યારે રૂપિઆ આપવાને કેમ તૈયાર થયા છે ?

પાપ:-કેમ આપવાને તૈયાર થયા હશે તે તો કોણ જાણે. મ્હને લાગે છે કે, તેમની તમારા પર ઉપકાર કરવાની ઇચ્છા થઇ હશે.

પુણ્ય:-ઉપકાર કરવાની ઇચ્છા થઈ હોય તો આ જગત્માં કેટલાંયે લૂલાં લંગડાં અને આંધળાંઓ છે, તેમને નહિ આપતાં મ્હને આપવાનું કંઈ કારણ ?

પાપ:-તેમના હૃદયમાં તમારે માટે કંઇ ભાવ હશે.

પુણ્ય:-એવો ભાવ રાખવાનું કંઈ કારણ ? એ ભાવ રાખવામાં જરૂર મહા પાપનો આશ્રય સમાયલો હશે.

પાપ:-હશે, તું એમ સમજે તો એમ; હું તેમાંનું કંઈ પણ માનતી નથી. જો એક વાત સાંભળ.

પુણ્ય:-શી, કહે.

પાપ:-પૈસાની આપણને બહુજ જરૂર છે. પાપમાં પડવું યા ના પડવું તે આપણે જોવાનું છે, નહિ કે તેમને.

પુણ્ય:-ધૂળ પડી ત્હારા મ્હોં ઉપર.

પાપ:-કેમ ?

પુણ્ય:-પિંપળાનું ઝાડ શી રીતે ઉગે છે તે તું જાણે છે ?

પાપઃ—શી રીતે ઉગે છે ?

પુણ્યઃ—જોને કેટલા ન્હાના બીજમાંથી આટલું મ્હોટું પીંપળાનું ઝાડ થાય છે ? એક બાજરીના દાણા જેટલા ઝીણા બીજમાંથી મ્હોટો પીંપળો થાય છે. તાપ, જળ વગેરે સહાયક વસ્તુઓના પ્રતાપે તે કેટલો મ્હોટો થઇ જાય છે.

પાપઃ—તેથી શું થયું ?

પુણ્યઃ—કોઈ પણ ચીજનું બીજ જ્યારે જમીનમાં રોપાય છે ત્યારે અત્યંત ક્ષુદ્ર હોય છે; પરંતુ ધીમે ધીમે વધીને તે મ્હોટું થઇ જાય છે. તેમ પાપનું બીજ પણ આ હૃદયરૂપી જમીનમાં રોપવામાં આવે તો ધીમે ધીમે તે પણ એટલું મ્હોટું થયા સિવાય રહે નહિ.

પાપઃ—ત્યારે શું કાન્તિલાલના પૈસા લેવા નહિ ?

પુણ્યઃ—ના, નહિજ લેવા.

પાપઃ—ત્યારે ખાઇશું શી રીતે ?

પુણ્યઃ—ભિક્ષા માગીને.

પાપઃ—ભિક્ષા આપશે કોણ ?

પુણ્યઃ—કોઇ નહિ આપે તો ઉપવાસ કરીને મરી જઇશું.

પાપઃ—પરંતુ બાળકનો કંઇ ઉપાય ?

પુણ્યઃ—જગત્‌માં કોણ કોનો ઉપાય કરી શકે છે ? તેના નસીબમાં જેવું લખ્યું હશે તેવું તે ભોગવશે.

પાપઃ—હું મ્હારી આંખ્યે એનું દુઃખ જોઇ શકતી નથી.

પુણ્યઃ—જોઇ ના શકાય એટલે શું પાપ કરવું ?

પાપઃ—પાપ શાનું ? એમાં કંઇ એટલો બધો દોષ નથી.

પુણ્યઃ—જો સાંભળ ! કાન્તિલાલના પૈસા ગ્રહણ કરવાથી તેમને મ્હારી દુર્બળતાનો પરિચય થશે. પરિચય થયા પછી તે મ્હને હક કરીને પકડશે, અને પકડાયા પછી જેમ આગનો સ્પર્શ થતાં આખું

મકાન નહિ તો તેનો થોડો ઘણો અંશ પણ કોઈ દિવસ બળ્યા સિવાય રહેશે નહિ તેમ મારો દેહ પણ ભ્રષ્ટ થયા સિવાય રહેશે નહિ એ નક્કી સમજવું.

પાપશક્તિ પુણ્યશક્તિના પ્રભાવ આગળ હારી ગઇ. જો બન્ને શક્તિઓની સમાન સ્થિતિ હોત તો આજે—આજના ઝગડામાં પાપ શક્તિએ નક્કી જય મેળવ્યો હોત; પરંતુ એ ઘણી નિર્જીવ હતી તેથી પોતાની શક્તિનો બરાબર વિકાશ કરી શકી નહિ. પ્રલોભન બતાવીને પુણ્યશક્તિને હરાવવામાં તે અસમર્થ નીવડી. કિશોરીએ તે વખતે કાન્તિલાલના પત્રના ટુકડે ટુકડા કરી નાંખી દૂર ફેંકી દીધો. તે પત્રનો ઉત્તર શા માટે આપે? કાન્તિલાલ જેવા નિચ આશયવાળા પાપાત્માના પત્રનો એક વખત ઉત્તર આપવાથી તે શું સહજમાં છોડે તેવો હતો? દિવસમાં દશવાર પત્ર લખતાં પણ તે કદાપિ અકળાય તેમ નહોતો. પાપની છાયાનો શરીરને સ્પર્શ ના થાય તેવું કરવાનું પુણ્યાત્માનું કર્તવ્ય છે.

એ સમયે કિશોરી શી રીતે દિવસો કાઢવા તેનો વિચાર કરવા લાગી. તેને પોતાના જીવની કંઇ પણ ચિંતા નહોતી; પરંતુ નરેન્દ્રની ચિંતા હતી. ધીમે ધીમે હવે તે સમજણો થતો જાય છે. તથાપિ હજી તેને એવું જ્ઞાન પ્રાપ્ત નથી થયું કે જેથી તે પોતાની સ્થિતિનો વિચાર કરી આત્મસંયમ કરવાને તત્પર થાય. સારૂં કપડું કે ખાવાની ચીજ જોતાં તેણે રીસાવાની શરૂઆત કરી છે. માગેલી ચીજ ના મળતાં રડીને તે આડો થાય છે, તે કિશોરી શી રીતે સહન કરી શકે? નરેન્દ્રની ઉમ્મર અત્યારે માત્ર બે વર્ષની છે. બે વર્ષનો બાળક કોઇ કોઈ વાર એવી સરસ વાતો કરતો કે એ સાંભળીને કિશોરી ગાંડીઘેલી બની જતી હતી. તેની બુદ્ધિ અને પ્રતિભા જોઇને પડોશના લોકો એમજ કહેતા હતા કે, જો નરેન્દ્ર જીવતો રહેશે, તો એક ભાગ્યશાળી પુરૂષ થશે.

ઘરમાં જે કાંઈ વાસણકુસણ વગેરે હતાં તે સઘળાં વેચી દઇને તેમજ પડોશના દશ માણસોની કૃપાથી અત્યારસુધી તો તેણે ચલાવ્યું; પરંતુ હવે ચાલે તેમ ન્હોતું. ઉન સોઇયા વડે ભરત ગુંથણનો અત્યંત પરિશ્રમ કરીને કિશોરીએ જે કાંઇ થોડું ઘણું દ્રવ્ય મેળવવાનો ઇરાદો રાખ્યો હતો તેમાં પણ એક વિઘ્ન આવી પડયું. જેઓ ઉધાર લઈ ગયા હતા તેમણે તેને પૈસાજ આપ્યા નહિ, તેથી છેવટે એ કાર્યમાં પણ કિશોરી નિરાશ થઈ ગઈ.

એક દિવસ સાયંકાળે કિશોરી નિરૂપાયે નરેન્દ્રને તેડીને તેના કાકા પાસે ગઇ.

ગોપાળચંદ્ર તે વખતે પોતાના પુત્રને પાસે બેસાડીને બાળપોથી વંચાવી રહ્યા હતા.

નરેન્દ્રને લઇ કિશોરીએ ગોપાળચંદ્રની નજીકમાં બેસીને કહ્યું:— "કાકા ! હું તમારી પાસે આવી છું."

ગોપાળચંદ્રે વિસ્મય પામી કિશોરીના મ્હોં સ્હામે જોઇને કહ્યું:— "કેમ ?"

"હવે મ્હારાથી ઘર ચલાવી શકાતું નથી."

"શું ?"

"પેટ ભરવું મ્હારે માટે મુશ્કેલ થઇ પડયું છે."

"ખરી વાત છે. શું કરીએ બ્હેન !"

"મ્હારા પિતાશ્રી મરી ગયા હોવાથી મ્હારે માત્ર એક તમારીજ ઓથ છે. હું સત્યજ કહું છું કે અમે ભૂખે મરી જઇએ છીએ; અમારા ઉપર દયા કરો અને કાંઇક આશ્રય આપો."

"બ્હેન હું બધુંયે સમજું છું; પરંતુ ઇશ્વરે મ્હને એવો વખત આપ્યો છે કયાં ?"

"કદાચ તમે મ્હને ખાવા નહિ આપો તો ચાલશે, કારણકે

હું જગતમાં ભાર રૂપ છું–મ્હારી આ દુનિયામાં કંઈપણ જરૂર નથી; પરંતુ નરેન્દ્ર તો મ્હારા બાપનો વંશ રાખનાર છે માટે તેને માટે કાંઈક કરો તો ઠીક નહિ તો તે ભૂખે મરી જશે.”

ગોપાળની પત્ની ઘરમાં શય્યા ઉપર સૂઇ રહીને ‘તુલસીકૃત રામાયણ’ વાંચી રહી હતી તે કિશોરી ઘરમાં આવી ત્યારથીજ વાંચવાનું બંધ કરી, ચોપડીમાં નજર રાખી એક ચિત્તે કાકા ભત્રીજીનો વાર્તાલાપ સાંભળી રહી હતી. કિશોરી આવી કે તરત તે સમજી ગઈ હતી કે, તે પોતાનાં રોદણાં રડવાને આવી હશે. તેનો નિર્બોધ સ્વામી તેની ભત્રીજી ઉપર કેવી કૃપા કરી નાંખશે તેજ સાંભળવાને તે સ્થિર ચિત્તે બેસી રહી હતી. તેણે આ વખતે કઠોર સ્વરે કહ્યું:–“તો શું નરેન્દ્રને ખવડાવવું અમને ભારે પડે તેમ છે? પરંતુ એ છોકરો દુષ્ટ છે. મ્હારા રતિઆને તે દહાડે તેણે છુટી લાકડી મારી હતી. એવા છોકરાને તો હું મ્હારા ઘરના ઉમરા ઉપર પણ પગ મૂકવા દઇશ નહિ.”

“કાકા બૈરીનાજ ગુલામ છે” એમ કહી કિશોરી નરેન્દ્રને તેડીને ચાલી ગઈ. અભિમાનિની–અભાગિની કિશોરી ત્યાં આગળ ક્ષણભરને માટે પણ ઉભી રહી નહિ.

કિશોરી નરેન્દ્રને તેડીને તરતજ ઘેર આવી પહોંચી; અને ઘરમાં આવી નરેન્દ્રને છાતી સરસો ચાંપી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. તે પોતાનાં માબાપને યાદ કરીને રડતી હતી; રડતાં રડતાં કહેવા લાગી કે:–“તમે બધાં ક્યાં ગયાં? આજે કાકીએ તમારા સુવર્ણ સમાન પુત્રને શું કહ્યું તે એકવાર આવીને સાંભળી જાઓ. જો તમારે બધાંને ચાલ્યા જવાનો વિચાર હતો તો પછી મ્હને આ કર્મ–બંધનમાં જકડીને કેમ મૂકી ગયાં? તમે સઘળાં નિશ્ચિંત થયાંછો; પરંતુ હું આ બંધનમાં બંધાઇને ક્યાં સુધી તરફડીઆં મારૂં? મ્હારે માટે મરવું તો સહેલું છે. ના ખાઉં તો દેહત્યાગ કરી શકું તેમછું; પરંતુ આ

કર્મ–બંધનમાં બંધાઇને ફસાઈ પડી છું. ઓ મા ! તું ક્યાં છે ? તમે સઘળાં શું મ્હને ભૂલી ગયાં ? તમે એવાં તે કેવાં કઠોર હૃદયનાં થઈ ગયાં છો કે, આ મ્હારો ભાઈ ખાધા પીધા વગર મરી જાય છે તેના તરફ સહજ પણ દયા દર્શાવતાં નથી ?"

બ્હેનને રડતી જોઈ બાળક નરેન્દ્રને પણ ઘણું લાગી આવ્યું. તેણે પોતાના નાજુક હાથને કિશોરીના માથે મૂકીને કહ્યું:– "બ્હેન, છાની રહે, નહિં તો હું પણ રોઇશ."

નરેન્દ્રને દુઃખ થતું જોઇ કિશોરી હૃદયની વેદનાને હૃદયમાં સમાવીને રડતી અટકી ગઇ. તેણે બાળકના મ્હોં ઉપર ચુંબન કરીને કહ્યું:–"ભાઇ ! આપણું આ દુઃખ તું નિવારણ કરી શકીશ ?"

નરેન્દ્રે તરતજ ઉત્તર આપ્યો કે, "જરૂર નિવારણ કરીશ."

તે વખતે વાડકીમાં જે થોડું ઘણું દૂધ હતું તે નરેન્દ્રને પીવરાવી તેને સોડમાં લઇને કિશોરી સૂઈ ગઇ. થોડીવારમાં નરેન્દ્ર ઉંઘી ગયો. કિશોરીને તે રાત્રે સહજમાં નિંદ્રા આવી નહિ. અત્યંત રૂદન કરી, અનેક પ્રકારના વિચારો કરી, તેણે નક્કી કર્યું કે, નરેન્દ્રને લઇને મ્હારે સાસરે જવું. તેમની સ્થિતિ કંઈ શોચનીય નથી. ત્યાં જઇ ગમે તેવું કાર્ય કરી પેટ ભરવામાં કંઈ દોષ નથી. વળી દિયરો હવે સ્વતંત્ર થયા છે એટલે તેને પેટ ભરવામાં કંઇપણ વિઘ્ન નડશે નહિ.

બીજે દિવસે કમળાને કહી એકાદ ગાડું ભાડે કરી કિશોરી નરેન્દ્રને તેડીને પોતાને સાસરે ચાલી ગઇ.

## પ્રકરણ ૨ જું.

### પતી પત્નીનો કલહ.

કિશોરી નરેન્દ્રને લઇને સાસરે તો આવી; પરંતુ સાસરીઆંની જે જાહોજલાલી, જે અર્થ સંચય–સમૃદ્ધિ તે પહેલાં જોઇને ગઈ હતી

તેમાંનું અત્યારે કંઇપણ જણાતું ન્હોતું. તેમને ત્યાં પહેલાંના જેવો વૈભવ, પ્રીતિબંધન, વગેરે કાંઇ પણ ન્હોતું. કોઈ ઠરેલ માણસ પણ રહ્યું ન્હોતું. સૌ સૌની વાતના સૌ મુખ્તીયાર થયા હતા. પહેલાં માત્ર એક કિશોરીનાજ સંબંધમાં ઝગડો ચાલતો હતો; ત્યારે હાલ ઘડીએ ઘડીએ, પલકે પલકે, એક બીજાની સાથે ઝગડા ચાલતા હતા. મા દિકરી, ભાઇ ભાઇ, સાસુ વહુ, દેગણી જેઠાણી વગેરેને હમ્મેશાં એક બીજા સાથે ઝગડો થયા કરતો હતો. દેવ સેવાની ઓરડીમાં હવે ઘંટડીનો અવાજ સંભળાતો ન્હોતો. ધુપ નૈવેદ્યનું તો નામ નિશાન પણ જણાતું ન્હોતું. અત્યારે ઘરમાં રતનચંદ ગુમાસ્તાનોજ પૂર બ્હાર હતો. કારણ કે, કિશોરીના બન્ને દિયરો દુર્ગુણી નીકળ્યા હતા. મ્હોટો દિયર મણીલાલ ઘેર રહી ગાંજો પી નીચ લોકોની સાથે ફર્યા કરતો હતો અને ન્હાનો દિયર મોતીલાલ મુંબાઈ જઇને એક નાટક કંપનીમાં રહ્યો હતો. ગણિકાઓના અવાસ અને મદ્યપાન એજ તેના જીવનની સારભૂત વસ્તુઓ હતી. નાટક કંપનીમાંથી તેને કેટલો પગાર મળતો હતો તે કોઇ જાણતું ન્હોતું; તો પણ પ્રત્યેક માસે તેને ઘેરથી પચીશ રૂપિઆ મોકલી આપવા પડતા હતા. એક વખત પ્રતિવાદ કરીને તેની સ્રીએ તેને લખ્યું હતું કે, “ તમે જ્યારે પરદેશમાં રહીને, ઘેરથી પૈસા મંગાવી કુમાર્ગે વાપરો છો ત્યારે અમે ખાઈશું શું ?” તેના જવાબમાં તેણે લખ્યું હતું કે, “ મિલકત મ્હારા બાપની છે. બાપની મિલકતનો હું અધિકારી છું. મ્હને મળેલી મિલકત હું ઉડાવી દઉંછું એમાં કોઇને શું ! પૈસા કાંઇ ત્હારો બાપ આપતો નથી, કે હું ઉડાવી ના દઉં. ત્હારા બાપના પૈસા આવે ત્યારે તું બ્રહ્મભોજનમાં વાપરજે; પરંતુ આ સંબંધી તું ફરીથી મ્હને કંઇપણ લખીશ નહિ. ” આ પ્રમાણેના ગૃહસંસારમાં રતનચંદ કરતો કારવતો થાય તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? ત્રીજો દિયર ઘણો ન્હાનો હતો. તેને તો બિચારાને કોઈ ગણતુંજ ન્હોતું.

બન્ને ભાઇઓમાંથી કોઇ માલ મિલકત ઉપર દેખરેખ રાખતો નહોતો. પૈસા [illegible] મળતા એટલે થયું. આથી લુચ્ચો રતનચંદ આવકમાંથી ઘણું [illegible] ભાગ [illegible] કરી જવા લાગ્યો. વિલાસિની પુત્રના ગુમાસ્તાને પોતાનો કરી, એક ધનવાન ગૃહસ્થના ઘરનો કરતા કારભાર. [illegible] રતનચંદ [illegible] પોતાનું ચરિત્ર ઠીક રાખી શક્યો હતો એમ કરી શકત નહિ! રતનચંદને પણ ગાંજો તથા મદ્ય જોઇતો હતો તેથી તેને પણ પૈસાની ઘણી જરૂર પડતી હતી. તે વસુલ કરેલા પૈસા ચોપડામાં જમે નહિ કરતા પોતાના ખિસ્સામાં સેરવી દઇ વિલાસ વ્યસનમાં ઉડાવી દેતા હતા.

સાસરાના સંસારની આવી અવ્યવસ્થા જોઇ કિશોરીની આંખોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં. તેને તેના સ્વામી અને સસરાની વાતો એકે એક યાદ આવવા લાગી. જો તેઓ અત્યારે હયાત હોત, તો તેમના સુવર્ણમય સંસારને આમ ભષ્મિભૂત થઈ જવા દેત ખરા કે? કિશોરીને જોકે, એક દિવસ અત્યંત નિષ્ઠુરભાવે આ ઘરમાંથી કહાડી મૂકવામાં આવી હતી, તો પણ એ વખતનો ગૃહસંસાર તેને સુવર્ણમય–માયામમતાથી પરિપૂર્ણ લાગતો હતો!

કિશોરી તેના ભાઇને લઇ અહિં આવી ત્યાર પછી બે ચાર દિવસ તો કોઇએ તેને કંઇપણ કહ્યું નહિ; પરંતુ પછીથી તે ઉચ્છૃંખલ પરિવાર સંપ કરીને તેની પાછળ બોલવા લાગ્યો કે, "આપણો સંસાર આવી સ્થિતિમાં આપણેજ પરાણે ચલાવીએ છીએ, તેમાં વળી પોતે આવી અને તે પણ સાથે એક પીડા લઇને! તેને દૂધ આપો, ખાવાનું આપો, લુગડાં આપો; જુઓ અહિંયાં ન્યાલ કરવાને આવ્યાં છે તે!"

ચતુર કિશોરી સઘળું સાંભળતી હતી, પરંતુ કોઇને કંઇપણ જવાબ આપતી ન્હોતી, યાતો તે વાતનો–તે આલોચનાનો પ્રતિવાદ

પણ કરતી ન્હોતી. તે એજ વિચાર કરતી હતી કે, જ્યારે મ્હારી નિરાધાર સ્થિતિ છે ત્યારે તેઓ બોલીને શું કરશે? બીજાં કોઈ તો કંઈ કહેતાં નથીને? મ્હારાં આત્મીય સ્વજનોજ કહે છેને.

કિશોરીની સાસુનો જેમ જેમ કિશોરી ઉપર અભાવ વધતો ગયો તેમ તેમ તેનો ક્રોધ તે અભાગિની અને તેના ભાઇ ઉપર વધવા લાગ્યો. વાત વાતમાં તે કિશોરીના ભાઇને ગાળો દેવા લાગી. નરેન્દ્ર જ્યારે ગાળાગાળીનો તિરસ્કાર સહન કરી મલિનમુખે બન્ને હાથે કિશોરીને ગળે વળગી પડતો ત્યારે તેનું હૃદય ચીરાઇ જતું હતું. આ પ્રમાણેના ગૃહસંસારમાં કિશોરીએ લગભગ છ માસ પસાર કર્યા.

એક દિવસ કિશોરીની સાસુએ એકાદ કારણસર નરેન્દ્રને થપ્પડ મારી. નરેન્દ્રે-બાળક નરેન્દ્રે, ગુસ્સો સમાવી નહિ શકતાં તેના બાળક સ્વભાવે કરીને શીવકોર ડોશીના પગ ઉપર તેના નાજુક હાથવડે એકાદ ટપલી મારી. કિશોરી તે વખતે ઉમરા ઉપર બેસીને મસાલો ખાંડતી હતી. તે નરેન્દ્રની આવી વર્તણુંક જોઇ " ઊભો રહે, હરામખોર! એ શું કર્યું?" એમ કહી દોડતી તેની પાસે આવવા લાગી; પરંતુ તેના આવતાં સુધી ડોશી પોતાના ક્રોધને અટકાવી શકયાં નહિ. તે નાજુક હસ્તની કોમળ ટપલીની વ્યથાથી દુઃખિત થઇને ચિત્કાર કરી ઉઠયાં, અને પોતાનામાં જેટલી શક્તિ હતી, તેટલા જોરથી તે ન્હાના બાળકની પીઠ પર તેમણે એક થપ્પડ મારી. તે આઘાતથી બાળક નરેન્દ્રનો શ્વાસ એકદમ રૂંધાઈ ગયો. તેની રડવાની શક્તિ એકદમ ચાલી ગઇ. તે હાં કરીને તમ્મર ખાઈ, આંખો ફાડીને જમીનપર પડી ગયો. લગભગ પાંચેક મિનિટ પછી તેને રડવાનું ભાન આવ્યું. એ પ્રહાર જોઈ કિશોરીનું હૃદય પણ વિંધાઈ ગયું. નરેન્દ્રને ખોળામાં લઇ, કિશોરી બન્ને આંખોમાંથી અશ્રુઓ વરસાવતાં દુઃખિત્ હૃદયે અચકાતાં અચકાતાં બોલી:-" અભાગી! જેવાં ત્હારાં કર્મ છે તેવી ઉપ-

યુક્ત શિક્ષા ત્હને મળી છે."

"એવી શિક્ષા મળી છે ? હજી બરાબર મળી નથી." એમ કહી શીવકોર ડોશીએ નરેન્દ્રને કિશોરીના ખોળામાંથી જોર કરીને ખેંચવા માંડયો. નરેન્દ્ર ભય પામીને તેની બ્હેનના ગળે વળગી પડયો. તો પણ ડોશીએ પોતાની હઠ છોડી નહિ. ચંડિકા વેષે તે ક્ષુદ્ર બાળકને ઉપયુક્ત સજા કરવા માટે તેમણે કિશોરીની પાસેથી તેને ખેંચી લીધો અને તેની પીઠ પર, માંથે, પગે અને ગાલે જોરથી થપ્પડો મારવા લાગ્યાં.

કિશોરી પુતળીની માફક અવાક્ બનીને ઉભી રહી. "અરે, મારી નાંખ્યોરે" એ બુમ સાંભળતાં લલિતા વહુ દોડી આવી અને નરેન્દ્રને ડોશીના પંઝામાંથી મુક્ત કર્યો. પછી કિશોરીના તરફ ફરી આંખ્યો ચડાવીને કહ્યું:—"જાઓ જાઓ, ઉભાં ઉભાં તમાસો જોઇ રહ્યાંછો ? બિચારાને મારી નાંખ્યો તો પણ કેમ કંઈ બોલતાં નથી ?"

આ પ્રકાર જોઈ કિશોરીની આંખ્યો . દઢ થઇ ગઈ. દેરાણીનાં આવાં સહાનુભૂતિસૂચક વચનો સાંભળી તેની તે દઢતાનો લોપ થઇ ગયો અને તેમાંથી ચોધાર આંસુઓ નીકળવા લાગ્યાં. કિશોરીએ રૂંધાયલા અવાજે કહ્યું:—"એ અભાગિયો બહુ દુઃખી થાય છે; હું એનું દુઃખ જોઇ શકતી નથી. હવે તો એ મરે યાતો હું મરૂં તોજ નિરાંત થાય. મ્હારાથી હવે સહન થતું નથી."

લલિતા વહુના ખોળામાં નરેન્દ્ર ધ્રુસ્કે ધ્રુસ્કે રડતો હતો. લલિતાએ તેને લઈ જઇ અનેક પ્રકારે સમજાવીને શાન્ત પાડયો, અને તેના હાથમાં એક લાડવો આપ્યો. કેટલીએકવારે તે શાન્ત થયો, પરંતુ તેની પીઠ પરનો ડાઘ હજી પણ શાંત થયો ન હતો ( મટી ગયો નહોતો. )

નરેન્દ્રને તેડીને લલિતાવહુ તેની રૂમમાં આમ તેમ હરી ફરીને

તેને સમજાવતી હતી, એવામાં ત્યાં મણીલાલ આવી પહોચ્યો.

નરેન્દ્ર જોકે હમણાં શાન્ત પડયો હતો, પરંતુ હજી પણ તેની આંખ્યો અશ્રુપૂર્ણ હતી; મ્હોં ઉતરી ગયેલું હતું. મણીલાલે જાણ્યું કે નરેન્દ્ર ખૂબ રડયો હોય તેમ લાગે છે તેથી તેણે પત્નીને પૂછયું:– " આને શું થયું છે ? "

લલિતાએ મ્હોં ચડાવીને કહ્યું:–" બાએ એને ખૂબ માર્યો છે."

નરેન્દ્રે પણ હોઠ ફુલાવી રડી પડીને કહ્યું:–"બાએ મ્હને માર્યો."

મણીલાલનો નરેન્દ્ર ઉપર અત્યંત પ્રેમ હતો. તેનાં અશ્રુપૂર્ણ નેત્રોની કરૂણાજનક દૃષ્ટિથી તેમજ રૂંધાયલા સ્વરની કાલી કાલી બોલીથી મણીલાલના હૃદયમાં દયાનો સંચાર થયો. તેણે પત્નીના ખોળામાંથી નરેન્દ્રને ઉંચકી લઇ તેની પીઠ પરનો ડાઘ જોઇને કહ્યું:–" બાએ તેને આટલો બધો કેમ માર્યો ? "

લલિતા:–" તે હું શું જાણું ? "

નરેન્દ્રે કહ્યું:–" મ્હેં બાને ટપલી મારી હતી તેથી. "

મણીલાલ:–" ત્હેં બાને ટપલી કેમ મારી હતી ? "

નરેન્દ્ર:–" બા મ્હને કેમ મારે ? "

લલિતા:–" બા પણ દહાડે દહાડે ન્હાના છોકરા જેવાં થતાં જાય છે. તેમનામાં હવે અક્કલ રહી હોય તેમ લાગતું નથી. "

મણીલાલ:–" કેમ, શું છે તે ? "

લલિતા:–" તેઓ ઘરડાં થઇને આવા બિચારા ન્હાના છોકરાને આટલો બધો માર મારે તે સારૂં કહેવાય કે ? અરે તેની પીઠ તો જુઓ. "

નરેન્દ્રે રડી પડીને કહ્યું:–" અરે, મ્હારી પીઠ તો જુઓ. "

મણીલાલે નરેન્દ્રની પીઠપર હાથ ફેરવીને કહ્યું:–" તું હવે બાની પાસે જઇશ નહિ. "

નરેન્દ્રઃ—" બા મ્હને મારે છે તેથી હું હવે એમની પાસે જવાનો નથી."

મણીલાલઃ—" જો સાંભળ! તું આ નરેન્દ્રને સાચવજે. મ્હને એ બહુ વ્હાલો લાગે છે."

લલિતાઃ—" પરંતુ બાને તો તે આંખના પાટા સમાન લાગે છે." વાત વાતમાં તેને ગાળો દે છે અને મારે છે."

મણીલાલઃ—" બાનો એ મ્હોટો અન્યાય છે."

લલિતાઃ—" જુઓ એ બિચારો માબાપ વગરનો છે. તેમ તે કોઇ બાબતની હઠ પણ લેતો નથી."

મણીલાલઃ—" તું એને સાચવજે."

લલિતાઃ—" આહા! શું મ્હારૂં નસીબ! તમે મ્હને બહુ સુખ આપ્યું છે ખરૂંને તે હું તેને સાચવી શકુ!"

મણીલાલઃ—" કેમ, મ્હેં ત્હારૂં શું બગાડયું છે?"

એ સમયે પતી પત્નીના ઝગડાના પ્રથમ અંકની શરૂઆત થઇ. નરેન્દ્ર ખોળામાંથી ઉતરી પડીને બાજુએ પડેલી એક ખુરશી ઉપર ચઢીને બેઠો. લલિતાએ વસ્ત્રના છેડાવડે અશ્રુઓ લ્હોઇને કહ્યું:— " મ્હારૂં નસીબ ફુટેલું, નહિં તો શું? મ્હારે આટલું બધું પરાધીન શા માટે રહેવું જોઇએ? જોવા જઇએ તો ઘરમાં તમેજ મ્હોટા છો. હું તમારી પત્ની છું છતાં મ્હારે એક ભિખારણની માફક રતનચંદ અને ગુલાબની દાસી થઇને રહેવું પડે છે."

મણીલાલઃ—" શામાટે એવી રીતે રહે છે?"

લલિતાઃ—" તમારે માટે."

મણીલાલઃ—" મારે માટે શું કરવા?"

લલિતાઃ—" તમે ઘરના કામમાં બિલકુલ નજર રાખતા નથી અને માત્ર નીચ લોકોની સાથે બેસી ગાંજો ફુંકવામાંજ જીવન વ્યતીત

કરોછો માટે. તમારા ઘરમાં કેવું પાપ થાય છે, કેવી ચોરીઓ થાય છે, તે તરફ તમે લક્ષ્ય તો રાખતાજ નથી."

મણીલાલે વિરક્તિસૂચક સ્વરે કહ્યું:—"તું મ્હારી સાથે ઝગડો કરે છે, એમાં ત્હારો મ્હોટો દોષ છે."

નરેન્દ્રને લેવાને માટે એ સમયે તે રૂમમાં કિશોરી આવી; પરંતુ મણીલાલ અને લલિતાને રૂમમાં બેઠેલાં જોઈ તે પાછી ફરી જતી હતી તેવામાં મણીલાલે તેને બોલાવીને કહ્યું:—"ભાભી! તમે એક ન્યાય આપો."

કિશોરી:—"ભાઈ શું તકરાર છે?"

મણીલાલે કહ્યું:—"મ્હને જોઇને તમારી દેરાણી બળીને ખાખ કેમ થઇ જાય છે?"

લલિતાએ મૃદુ સ્વરે કહ્યું:—"જુઓ તો ખરાં. નિશાખોર માણસનું જરા મ્હોં તો જુઓ, ભાભીજી!"

લલિતા આમ બોલી રીસમાં બહાર ચાલી જતી હતી તેને કિશોરીએ તેનું વસ્ત્ર પકડીને અટકાવી, અને મણીલાલના મ્હોં સ્હામે જોઇને બોલી:—"લલિતા તમને શું કહે છે, ન્હાના ભાઈ?"

મણીલાલ:—"મ્હેં તેના સુખમય સંસારમાં અગ્નિ લગાડ્યો છે. હું તેના સુખમય જીવનમાં કાંટા સમાન છું એમ કહે છે."

કિશોરી:—"ન્હાનાભાઈ! લલિતા શું ખોટું બોલે છે? તમે મ્હારા સસરાના અત્યારે મ્હોટા પુત્ર કહેવાઓ. આ ગૃહસંસારનો ભાર તમારેજ ચલાવવો જોઇએ. તમારે શી ખોટ છે? પરંતુ એક વખત આંખ્યો ઉઘાડીને જુઓ તો ખરા કે, રતનચંદ તમારા કુળનો અને પૈસાટકાનો, કેવી રીતે નાશ કરે છે? હું તમ્હારા મ્હોટાભાઈની સ્ત્રી છું. તમે જો સીધા હો તો મ્હારે રસ્તાની ભિખારણ શા માટે થવું પડે?"

મણીલાલઃ—" આતો ચોરના ભાઈ ઘંટીચોર મળ્યા. તમે જાણતાં નથી કે રતનચંદ ઘણો નિમકહલાલ નોકર છે. તે છે તો આપણો ગૃહસંસાર સીધો ચાલે છે."

લલિતાએ ક્રોધે ભરાઇને કહ્યું:—" ભાભી ! બસ કરો હવે. એ તો એમનો બનેવી થાય છે. એની નિંદા એમનાથી સહન નહિ થાય." ગંજેરી મણીલાલ ગર્જના કરી ઉઠયો અને બોલ્યોઃ—" અરે એ હરામજાદી ! બોલતાં બોલતાં હદપાર જાય છે કે ?"

લલિતાએ ગંજેરી સ્વામી પાસેથી આવી મધુર વાતો અનેક વખત સાંભળી હતી. આ સઘળી ગૃહસ્થને છાજતી ગાળો ખાઈ ખાઇને તેને હજમ પણ કરી નાંખી હતી. પરંતુ આજે પોતાની જેઠાણીની સન્મુખ દર્શાવેલો ક્રોધ તે બિલકુલ સહન કરી શકી નહિ. તેને પણ અત્યંત ક્રોધ ચડયો તેથી તેણે કહ્યું:—" લોકો કહે છે. લોકો જાણે છે કે રતનચંદ તમારો બનેવી છે કે નહિ ! મ્હેં કહ્યું તે ખોટું કર્યું, કેમ ?"

મણીલાલઃ—" કોણ સાળો એમ કહે છે ! જે કહે તેના માંથામાં પચીશ જુતાં મારૂં."

લલિતાઃ—" તમારા ઘરમાં પરપુરૂષ રંગરાગથી મ્હાલે અને જે બોલે તેના માંથામાં પચીશ જુતાં પડે, એમ ના થાય તો પછી ગાંજાખોર શેના કહેવાય ?"

મણીલાલઃ—" જો રાંડ હજી પણ ત્હને કહુંછું કે તું મ્હોં સંભાળીને બોલ."

લલિતાઃ—" નહિંતો તમે મારી નાંખશો કેમ ?"

મણીલાલઃ—" મારીશ તો ત્હારો બાપ કોઇ મ્હને શું કરવાનો હતો ?"

લલિતાઃ—" હ્યો ત્યારે મારો જોઇએ. તમે ના મારો તો તમને

સોગન છે. આ ઉભી મારી નાંખો."

મણીલાલે લલિતાની પીઠ ઉપર એક લાકડી લગાવી દીધી. કિશોરીએ હેં હેં કરીને મણીલાલને ખેંચી લીધો. નરેન્દ્ર રડી પડયો.

લલિતાએ કહ્યું:—"મરી જાઓ. તમારા ભાઇની જોડે તમે પણ જાઓ એટલે હું પણ તમારા નામના ચૂડીઓ ફોડીને મ્હારાં જેઠાણીની જોડે બેસી જાઉં."

"અરે રામ રામ" કહી કિશોરીએ ડાબા હાથે લલિતાનું મ્હોં દબાવ્યું અને કહ્યું:—"સીધી રીતે વાત કરતાં કરતાં તમને બન્નેને આ શું સુઝી આવ્યું. મ્હને કંઇ સમજણ પડતી નથી."

કિશોરીનો હાથ સરકાવી નાંખીને લલિતાએ કહ્યું:—'ગાંજાખોર માત્ર એવા હોય છે. ઘડીકમાં ઘોડે અને ઘડીકમાં ગધાડે બેસી જાય છે."

જે લોકો ગાંજો પીએ છે તેમને ગાંજાખોર કહેતાં તેઓ અત્યંત ગુસ્સે થાય છે. તેઓને કેમ ગુસ્સો ઉત્પન્ન થતો હશે તે કહી શકાતું નથી; પરંતુ એથીજ સત્કર્મ અને કુકર્મનું માહાત્મ્ય સમજી શકાય છે. જે યોગ સાધના કરે છે તેને યોગી કહેતાં તે કદાપિ ક્રોધે ભરાશે નહિ. દાન કરનારને દાતા, શાસ્ત્રાભ્યાસીને પંડિત, વિષ્ણુપરાયણને વૈષ્ણવ કહેતાં તે કદાપિ અસંતુષ્ટ થશે નહિ; પરંતુ જે દારૂ પીએ છે, તેને દારૂડીઓ કહેતાં, જે પારકા દ્રવ્યનું અપહરણ કરે છે તેને ચોર કહેતાં, જે અફિણ ખાય છે તેને અફિણી કહેતાં, અને જે ગાંજો પીએ છે તેને ગાંજાખોર કહેતાં તેને અત્યંત ક્રોધ ચડે છે. મણીલાલને ગાંજાખોર કહેવાથી ગુસ્સો ચડતો હતો તેથી લલિતા પણ એજ સંબોધનથી તેને બોલાવતી હતી. તેની ધારણા એવી હતી કે ભલે તે ગાળો દે, ઝગડો કરે, બે દિવસ ના બોલે પરંતુ એથીજ મણીલાલ ગાંજો પીવાની ટેવ ભૂલી જશે. આજે જે બનાવ બન્યો

તેવો કોઇ દિવસ બનતો ન્હોતો એમ નહિ, પરંતુ તેને આજના જેવું ભયંકર અપમાન કોઇ દિવસ લાગ્યું ન્હોતું. આજે કિશોરીની સ્હામે લાકડી પડવાથી લલિતાને ઘણું લાગી આવ્યું હતું.



## પ્રકરણ ૩ જું.



### ગાંજાખોરોની બેઠક.

મણીલાલ એ નારદી કાર્યની પૂર્ણાહુતિ કરી, ઘેરથી નીકળી સીધો ગામના મગન મિસ્ત્રીની દુકાને આવી પહોંચ્યો. અહીં આગળજ ગંજેરીઓની ગાંજો ફુંકવાની બેઠક હતી.

બીજા પણ ત્રણચાર ગંજેરીઓ ત્યાં આગળ બેઠા હતા. એક જણે કહ્યું:—"કેમ, મણીલાલભાઇ! આજ તમારૂં મ્હોં ઉદાસ છે?"

મણીલાલે:—"ભાઈ! સંસારની ઉપાધીઓથી ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠવું પડે છે. સંસારની ઉપાધીઓ સહન કરવી બહુ મુશ્કિલ છે. આ ગાંજો પીઉં છું તેથી એટલી સહન પણ થાય છે નહિંતો ક્યારનોયે મરી ગયો હોત."

પહેલો મિત્રઃ—"ખરી વાત છે. જેઓ દારૂડીઆ હોય છે તેઓજ તેમના ગુલામ થઇને રહે છે. ગાંજો પીનારા કદાપી કોઇની પરાધીનતાનો સ્વીકાર કરતા નથી."

મણીલાલ:—"ચાલો યારો જરા આસ્તે આસ્તે ચલમો તૈયાર કરો. ઝગડો થવાથી મ્હારૂં હૃદય અસ્વસ્થ થઇ ગયું છે. સાલાં શ્વાસ તથા ખાંસી પણ દુશ્મન થઇને પાછળ લાગ્યાં છે.

મગન મિસ્ત્રીની પાસેજ મણીલાલની ગાંજાની શિલીક રહેતી હતી. મગને પેટી ખોલીને ગાંજો બ્હાર કાઢયો. ત્યારપછી તંબાકુ મેળવીને ત્રણે જણાએ ત્રણ ચલમનો ગાંજો તૈયાર કર્યો અને ત્રણે

ચલમો ભરી. મગને કહ્યું:-" ચાલો એક સાથે ત્રણે ચલમો લગાવો. ગાંજાને માટે મણીલાલભાઇનો મિજાજ બગડી જાય છે. ચાલો મ્હોટા ભાઈના હુકમને માન આપો જોઇએ."

અત્યાર પહેલાં કેટલીયે ચલમો પૂરી થઇ ગઈ હતી. મણીલાલ હમ્મેશના નિયમ મુજબનો ગાંજો પીને ઘેર ગયો હતો, અને તેના મિત્રો હજી બેસી રહ્યા હતા. આ વખતે ઝગડો થયેલો હોવાથીજ વધારાનો ગાંજો પીવાતો હતો. દમ ઉપર દમ કસીને, તે દુર્ગંધમય ધૂમાડાથી મગન મિસ્ત્રીની દુકાનને ભરી કાઢીને મણીલાલે કહ્યું:-"બસ હવે મ્હારા જીવને કાંઇક ચેન પડયું. બીજી પણ બે ચલમો તૈયાર કરો. ધીમે ધીમે તેને પણ યોગ્ય ઈન્સાફ આપીશું. ભાઇઓ! મ્હારો જીવ આજે બહુ નારાજ થઇ ગયો હતો."

પ્રથમ મિત્રે કહ્યું:-" ખરી વાત છે મ્હોટાભાઇ મ્હોટા લોકોની વાત ન્યારી રહે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:-

" પહેલી ચલમે ચટક ભાગા, દુસરી ચલમે તાજા;
તીસરી ચલમે મદનમોહન, ચોથી ચલમે રાજા."

" આપણે ત્રણ ચલમો થઈ છે, તેથી આપણે અત્યારે મદન-મોહન થયા છીએ."

બીજા મિત્રે કહ્યું:-

" બંમ બંમ ગીરનારી,
ભરોસા ભારી ખીસ્સા ખાલી......"

મણીલાલે કહ્યું:-સાલા! ગાંજાને બદનામ કરે છે?

બીજા મિત્રે કહ્યું:-કેમ મ્હોટા ભાઇ! શું થયું?

મણીલાલ:-કેમ શું થયું? મદનમોહન, સાલા; જરા વિચાર કર તું પીએ છે તો મહાદેવની વસ્તુ અને પાછો તેનેજ બદનામ કરે છે. સાલા નિમકહરામ! ઉઠી જા સાલા.

બીજો મિત્રઃ—" ત્યારે એ કોણ બોલે ? "

મણીલાલઃ—" કેમ, દારૂડીઆઓ. "

પ્રથમ મિત્રઃ—" કેમ ભાઇ ! તમારા ગાંજાના શાસ્ત્રમાં છે ને કે તીસરી ચલમે મદનમોહન. "

મણીલાલઃ—"જા જા સાલા, કોઈ દિવસ મંગળ મ્હેતાની નિશાળે ગયો તો છે નહિ. મદનમોહન એટલે મદનને જે મોહન, સ્તંભન વશીકરણ ઉચાટન કરી તેનો વધ કરે તે કોણ ? ભાઈ મહાદેવેજ મદનને બાળીને ભસ્મ કરી નાંખ્યો છે તો પછી મદનમોહન એટલે શિવ ખરા કે નહિ ? "

પ્રથમ મિત્રઃ—" શિવ હોય તો કાંઈ ભય નથી, પરંતુ તેની સાથે જે મેલાં ભૂત રહે છે તે બહુ ભયંકર હોય છે. "

બીજો મિત્રઃ—" મ્હને પણ ભાઈ એનીજ બ્હીક લાગે છે. હું સાપથી, વાઘથી, અરે ! એ તો શું પણ સાક્ષાત્ યમથી પણ બ્હીતો નથી; પરંતુ ભાઇ ભૂતની બ્હીકે તો હું રાત્રે પથારીમાંથી બેઠો થઈ બારીએ પણ આવતો નથી. "

મ્હોટાભાઇ ઉર્ફે મણીલાલે કહ્યું:—થવા દો યારો, આસ્તે આસ્તે એકાદ બે ચલમો થવા દો.

" બીજા મિત્રે કહ્યું:—ના ભાઈ હવે હું પીવાનો નથી. મ્હારી મા લડે છે. "

મણીલાલઃ—" કેમ દોસ્ત, આટલી બધી અરૂચિ શા માટે ? માની ગાળાગાળીથી આટલો બધો કેમ બ્હીએ છે ? ત્રણ કુળને ડાઘ લગાડીએ ત્યારે મહાદેવની પ્રસાદી લેવા પામીએ છીએ. "

બીજો મિત્રઃ—" મ્હારી મા કહે છે કે, એથી માંદા પડાય છે. ખાંસીનો રોગ લાગુ પડે છે, માટે વધારે પીશ નહિ. નિયમસર પીજે વધારે પીવાથી લોકો નિંદા કરે છે. તેણે મ્હને નિયમ કરી આપ્યો

છે કે, સવારે ઉઠીને એક ચલમ પીવી; ત્યારપછી હાથ મ્હોં ધોઇને બીજી પીવી; ત્યારપછી ન્હાતી વખતે ના હોય તો એક પીવી; પછી જો જમવાની વાર હોય અને ભૂખ બરાબર ના લાગી હોય તો વળી એકાદ પી લેવી; વધારે પીવામાં સાર નથી. જમી રહ્યા પછી ના રહેવાય તો તે વખતે પણ એકાદ ચલમ પી લેવી; પાછલા પ્હોરના ના પીએ તો સારૂં છતાં જો ના ચાલે તો એકાદ પીવી; પછી સાયંકાળે એક પી લેવી. વધારે શા માટે પીવી જોઇએ ? વધારે પીવાથી નુકશાન છે, તબિયત બગડી જાય છે. સાયંકાળ પછી ના હોય તો એકાદ પી લેવી; પરંતુ ખબરદાર વધારે પીશ નહિ. રાત્રે સૂતા પહેલાં, જો પીધા વગર ના ચાલે તો વધારેમાં વધારે માત્ર ત્રણજ ચલમ પીજે. ખબરદાર! ખબરદાર ! વધારે પીશ નહિ—પીશ નહિ—મ્હેં જે કહ્યું છે તે ધ્યાનમાં રાખજે. ”

મણીલાલઃ—“ ત્હારી મા બહુ નિષ્ઠુર હૃદયની હોય એમ લાગે છે; આવો નિયમ કરાવીને પોતાના છોકરા ઉપર સત્તા બજાવવા માગે છે ! ”

બીજો મિત્રઃ—“ ના ભાઇ, મ્હારી માના જેવી સ્નેહાળ મા સમસ્ત ત્રિભુવનમાં કોઇને પણ નહિ હોય. મ્હારી માતાની નિંદા કરશો નહિ. એક દહાડો મ્હારે અને મ્હારા બાપાને તકરાર થઇ હતી, ત્યારે મ્હારા બાપા મ્હને મારવા આવ્યા હતા; તે વખતે મ્હારી માએ મ્હારોજ પક્ષ લીધો હતો, અને મ્હારા બાપા સાથે ભારે ઝગડો કર્યો હતો. છેવટે મ્હને કહ્યું:—“ તું મ્હારો લાડકવાયો પુત્ર છે, તુંજ મ્હારૂં યથા સર્વસ્વ છે. તું ભાઇ જરા થોડો થોડો ગાંજો પી, નહિં તો બગડી જઇશ. તેથી આ ઉપદેશ આપ્યો હતો. ”

મણીલાલઃ—“ ત્હારા બાપા સાથે ત્હારે શા માટે ઝગડો થયો હતો ? ”

બીજો મિત્રઃ—" એક દિવસ મગનભાઇને ત્યાંથી બરાબર તૈયાર થઇને ઘેર આવતા હતા ત્યાં મ્હારી માએ મ્હને કહ્યું કે, ત્હારા બાપાને બોલાવ, જમવાનું તૈયાર થઈ ગયું છે. અંધારી રાત હતી, મ્હેં તેમને બોલાવવાનો આરંભ કર્યો—" હરિશંકર બાપા ? એ હરિ-શંકર બાપા ! મ્હારા બાપા તો [illegible] થઈ ગયા. ઘરમાં આવી મ્હને કહ્યું:—' હરામખોર ! ત્હને બોલાવતાં આવડે છે કે નહિ ?" મ્હેં કહ્યું—" બાપા, એતો તમે સમજતા નથી. આવી અંધારી રાત્રે નામ દઇને ના બોલાવું અને તમારે બદલે કોઇ બીજો જવાબ આપે તો ?"

મગન મિસ્ત્રીએ આવીને આ બીજા મિત્રના ગાલ ઉપર ચુંબન કરીને કહ્યું:—" એ બધા ગાંજાના પ્રતાપ છે. આવી બુદ્ધિ ગાંજો પીધા સિવાય કંઈ આવે ખરીકે ? ભાઈ ! એટલા માટે તો આપણે આ ગાંજાના પરમભક્ત બન્યા છીએ. "

ત્યારપછી બીજી પણ બે ત્રણ ચલમો ફુંકાઈ ગઇ. કોઈ હવે આંખે બરાબર દેખી શકવા લાગ્યું નહિ—આંખ્યો ઘેરાઇ જવા લાગી. ત્યારપછી સર્વે ઉઠી પોત પોતાના ઘર તરફ ચાલ્યા ગયા.

## પ્રકરણ ૪ થું.

### રોગ પરીક્ષા.

ઘેરાયલી આંખે મણીલાલ જ્યારે ઘેર આવી પહોંચ્યો ત્યારે આશરે રાતના નવેક વાગ્યા હતા. ઘરનાં ઘણાંખરાં માણસોએ જમી લીધું હતું; માત્ર કિશોરી અને શિવકોર ડોશી હજી જમ્યાં ન્હોતાં. મણીલાલ હમ્મેશાં આ સમયે ઘેર આવતો હતો. આજે એ પહેલ વહેલો આવે છે એમ નથી.

મણીલાલે ઘરમાં આવી કિશોરીને કહ્યું:—ભાભી ! આજ મ્હારી

રૂમમાં દીવો કેમ જણાતો નથી ? તમારી દેરાણી ક્યાં છે ?

કિશોરીએ કહ્યું:-" લલિતાભાભી તો એમને પિયેર ગયાં."

મણીલાલે ક્રોધ પૂર્ણ સ્વરે કહ્યુંઃ-" કેમ ?"

" તમે એને મારી તેથી."

" એવો તો એ રોજ માર ખાય છે."

" ત્યારે આજ કેમ ગઈ તે હું જાણુતી નથી."

" તમે તેને કંઇ આડું અવળું સમજાવ્યું તો નથીને ?"

મણીલાલની માતા શીવકોર ડોશીએ ગ્હોં મરડીને કહ્યું:-એની સાચા જુઠી કરવાની ટેવને લીધે તો આ આખા ઘરનું સત્યાનાશ વળી ગયું. મ્હારો સુવર્ણમય સંસાર ધુળમાં મળી ગયો.

કિશોરીનું હૃદય કંપી ઉઠ્યું. તે સંપૂર્ણરીતે નિરપરાધિની હતી છતાં આ અપરાધ તેના ઉપર કેમ આવી પડ્યો ? તેણે કહ્યું:-" હેં બા ! લલિતાભાભી રીસાઇને ચાલ્યાં જતાં હતાં, ત્યારે મ્હેં તેને ના ન્હોતી પાડી ? હાથ પકડીને તાણાતાણી ન્હોતી કરી ? તમે તે વખતે નજરે જોતાં હતાંને ?"

શીવકોર ડોશીએ કહ્યું:-"જાણું છું, હું બધુંયે બરાબર જાણું છું."

કિશોરીએ અભિમાનથી ફુંફાડી ઉઠી હોઠ કંપાવીને કહ્યું:- "ત્યારે શું મ્હારોજ વાંક છે ?"

મણીલાલે કહ્યું:-"ખરૂં ખોટું હું કંઈ ના સમજું ! પરંતુ, ભાભી ! આ વાતમાં તમને કંઇ લાગતું વળગતું તો હોવુંજ જોઇએ. એમાં શક નહિ."

કિશોરી રડી પડી. તેણે કહ્યું:-" જેમાંને તેમાં મ્હારોજ વાંક નીકળે છે. મ્હારે તમારૂં કયું રાજ્ય લુંટી લેવાનું હતું ! માત્ર પેટ ભરવાને ખાતર હું મ્હારા ભાઇને લઇને તમારે ઘેર આવી છું. મ્હારા જેવી અનાથિનીને શામાટે સાચ્યું જુઠું કરવું પડે ? કેમ, તમે મ્હને

સઘળી બાબતોમાં દોષિત ઠરાવીને ગાળો દ્યો છો ? ”

શીવકોર ડોશીએ આંખ ફેરવીને કહ્યું:–“ મારી નાંખ ! એને પણ મારી નાંખ ! મ્હારા નસીબમાં જે લખ્યું હશે તે થશે. ”

કિશોરી:–“ હેં બા ! શું હું લોકોને મારી નાંખતીજ ફરૂં છું ?”

શીવકોર ડોશી:–“ એક વખત નહિ ને હજાર વખત. ”

કિશોરી દુઃખથી ક્ષોભ પામીને રડતી રડતી ત્યાંથી ચાલી ગઇ. શીવકોરા ડોશી મણીલાલને જમવા બેસાડી તેને પવન નાંખવા લાગ્યાં.

લલિતા વહુનુ પિયેર ગામમાંજ હતું. કૃષ્ણલાલની તે એકની એક પુત્રી હતી. કૃષ્ણલાલને ચાર પુત્ર અને સર્વથી ન્હાની આ એકજ પુત્રી લલિતા હતી. કૃષ્ણલાલની આર્થિક સ્થિતિ ગામના સમસ્ત ગૃહસ્થો કરતાં શ્રેષ્ઠ હતી. તેમની પડોશમાં તેમની જ્ઞાતિનાં ઘણાં ઘર હતાં. જ્યારે વેણીશંકર જીવતા હતા, ત્યારે ગામમાં તેમની ખ્યાતિ કિંવા પ્રતિષ્ઠા સર્વોતમ હતી. તેથીજ કૃષ્ણલાલે અનેક રૂપિઆની પહેરામણી આપીને પોતાની એકની એક પુત્રીને વેણીશંકરના વચલા પુત્ર સાથે પરણાવી હતી. તે વખતે મણીલાલ આવો દુરાચારી ન્હોતો. અત્યારે જમાઇની સ્થિતિ તથા પુત્રીની દુર્દશા અને તેની આંખ્યોમાં આંસુઓ જોઇ, કૃષ્ણલાલ બળીને ખાખ થઇ જતા હતા.

કૃષ્ણલાલનો મ્હોટો છોકરો રામલાલ પડોશના ગામમાં તલાટીનું કામ કરતો હતો. અભણ ખેડુતો સાથે તેનો હમ્મેશાં પરિચય પડતો હતો. એ સઘળા અભણ ખેડુતો સાથે એકત્ર થવાથી તેનો સ્વભાવ પણ અત્યંત ઉદ્ધત થઇ ગયો હતો. પોતાની બ્હેનની દુર્દશા સાંભળી તે પણ ઉત્તેજીત થઇ ગયો.

આજે જ્યારે લલિતાએ આવીને માતાના પગે પડી, પોતાને વિના કારણે પ્રહાર કરવાની વાત જણાવી ત્યારે રામલાલ ત્યાં આગળ ઉભો હતો. બ્હેનની આંખમાં આંસુ જોઇ અને અપમાનની

વાત સાંભળી ઉદ્ધત સ્વભાવનો રામલાલ એકે સપાટે ઝણઝણી ઉઠયો. તેણે ભીમ-ભૈરવ અવાજે ગર્જના કરીને કહ્યું:-" હું આજે એ ગાંજા-ખોર સાલાને માર્યા સિવાય પાણી પણ પીશ નહિ ! " એમ કહી રામલાલ ચાલ્યો ગયો.

લલિતાનું હૃદય કંપી ઉઠયું. તેણે વિચાર્યું કે જો કદાચ મ્હારા સ્વામી દેવાતાનું એ પ્રમાણે અપમાન થશે તો મૃત્યુ પામ્યા પછી પણ તેનું પ્રાયશ્ચિત્ત થશે નહિ. તેની મતલબ બીજી રીતે બદલો લેવાની હતી. તે એવી રીતે બદલો લેવા માગતી હતી કે, જેથી તેના સ્વામીના ચરિત્રમાં સુધારો થાય. દેવતા તે દેવતા સમાનજ થાય, અને ઘોર પાપાત્મા રતનચંદ ઘરમાંથી દૂર થાય. પરંતુ આ તો હિત કરવા જતાં વિપરીત પરિણામ આવતું જોઈ લલિતાએ તેની માતાને કહ્યું:-" મા ! ભાઇને પાછો બોલાવ. "

" લલિતાની મા હિન્દુ જનની હતી. તે પુત્રીના મનનો ભાવ સમજી જઇ પુત્રને નિષેધ કરવાને દોડી.

રામલાલ તે વખતે તેના પિતા પાસે આવીને, ભગિનીપતિ રૂપી દૈત્યનો સંહાર કરવાની અનુમતિ લેતો હતો.

કૃષ્ણલાલની પત્ની પણ ત્યાં આગળ જઇ પહોંચી. કૃષ્ણલાલે પત્નીને પોતાની સ્હામે આવી ઉભી રહેલી જોઇને કહ્યું:-" લલિતાને કૂવામાં ઉતાર્યા જેવું થયું છે. મ્હારા નસીબે માત્ર એકજ પુત્રી ! તેની પણ આવી દુર્દશા ! "

રામલાલે ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું:-" પિતાશ્રી ! હું આપની અનુ-મતિનીજ રાહ જોઉં છું. હું તે પાપાત્માને આજેજ નક્કી યોગ્ય શિક્ષા કરીશ. એને ખબર નથી કે તેણે કોની બ્હેન ઉપર હાથ ઉગામ્યો છે ?"

કૃષ્ણલાલની પત્નીએ કહ્યું:-" એ તો જાણે ઠીક, પરંતુ એ ત્હારા બનેવી થાય છે. એમનું ત્હારાથી અપમાન કરાય ખરૂં કે ? "

રામલાલ:–" કેમ ના કરાય ? એ બહુ તો શું કરશે ! ગુસ્સો કરીને લલિતાને પોતાને ત્યાં નહિ તેડાવે એજ કે બીજું ? તો હું પણ મ્હારી બ્હેનને એ પાપીને ઘેર મોકલવા રાજી નથી ! અહાહા ! શું કરૂં મ્હારૂં લોહી ઉકળી જાય છે."

કૃષ્ણલાલની પત્ની:–" લલિતાએ ત્હને એટલો બધો ક્રોધ ચડાવવાની ના પાડી છે."

રામલાલ:–" કેમ ?"

કૃષ્ણલાલની પત્ની:–" હિન્દુ નારીઓ પતિને દેવતા સમાન માને છે."

રામલાલ:–" ત્યારે ત્હારી છોકરીએ એ દેવતાને લઇનેજ બેસી રહેવું હતું, નકામી અહિં આવીને તેણે મ્હારૂં લોહી કેમ ઉકાળી નંખાવ્યુ ? એ સઘળી વાત એણે આવીને આપણને સંભળાવી શામાટે ?"

કૃષ્ણલાલે કહ્યું:–" રામલાલ ! તું શાન્ત થા. લલિતા ખૂબ બુદ્ધિમત્તિ છે. તે નક્કી કોઈ બીજે રસ્તે બદલો લેવાની પ્રાર્થના કરવાને ચાલી આવી હશે; પરંતુ તું જે ભાવે ગુસ્સે થયો છે, જે ભાવે તું વાત કરે છે, તેથી કુફળ સિવાય સુફળ પ્રાપ્ત થશે નહિ. એવું કરીએ તો લોકો આપણનેજ ગાંડામાં ગણે.

રામલાલ:–" ત્યારે શું કરીશું ?"

કૃષ્ણલાલ:–" ત્હારી વહુને એની પાસે જવા દે અને તે શું કહેવા માગે છે, તે સાંભળ; પછીથી જે યોગ્ય લાગશે તે કરીશું. ત્હારો ગુસ્સો ખરાબ છે. સઘળી બાબતોમાં એવો ગુસ્સો કરીએ તે કામ ના આવે."

રામલાલ:–" ગમે તેમ હોય; પરંતુ એને સજા તો કરવીજ."

કૃષ્ણલાલ:–" નક્કી આ વખતે કંઇપણ નીવેડો આણ્યા સિવાય

લલિતાને તેને સાસરે મોકલવી નથી."

યથા સમયે રામલાલની માતાએ પુત્રવધૂને લલિતાનો ઉદ્દેશ જાણવાને માટે તેની પાસે મોકલી. લલિતા તે વખતે એક એકાંત ઓરડામાં પલંગ ઉપર સૂઈ રહીને પોતાનું નસીબ, સ્વામીનું ચરિત્ર, અને સાસરીઆંની સ્થિતિ વગેરેનો વિચાર કરી રહી હતી.

ભોજાઇએ નણંદને જોઈ તેની ફૂલધનુ સમાન બન્ને ભ્રમરોને સંકોચી અધરો ઉપર સ્મિત હાસ્યનો વિકાશ કરીને કહ્યું:-"વ્હાલી બ્હેન ! મ્હારા નણદોઇનો વિચાર કરી રહ્યાં છો કે શું ?"

લલિતાએ કહ્યું:-"હા, એમના દુઃખે દુઃખી તો થવુંજ પડેને !"

"એમના દુઃખે દુઃખી થતાં હો તો આમ ચાલ્યાં આવો ખરાં કે ?"

"ભાભી ! મ્હારા દુઃખની હજી તમને ખબર નથી, તેથી તમે આમ બોલો છો. મ્હારે એવું દુઃખ છે કે કંઇ કહેવાનીજ વાત નહિ."

"આશ્ચર્યની વાત છે. વ્હાલી બ્હેન ! તમે તમારા સ્વામીને પણ વશ કરી શકતાં નથી ? સ્વામીને ઉઠો કહેતાં ઉઠે, બેસો" કહેતાં બેસે ત્યારેજ નારી ધર્મનું સાર્થક કર્યું કહેવાય."

"જો તમે સ્વામીને વશ કરવામાં એટલાં બધાં નિપૂણ હો તો લ્યો તમારા નણદોઇને વશ કરી આપો."

"વ્હાલી બ્હેન ! તમે એમ ના બોલો ! મ્હને લાગે છે કે તમે અમારા નણદોઇને વશ રાખી શકતાં નથી; પરંતુ તમે એ ભૂલી ના જતાં કે સ્ત્રી તો સાસરેજ શોભે. તમે તમારા ભાઈના આશ્રયમાં અહિંયાં રહેશો એટલે શું તમે સુખી થઈ જવાનાં હતાં ? બે દિવસમાંજ તમને અનુભવ થશે કે, પિયેરમાં રહેવું ઉચિત છે કે સાસરે ?"

"મ્હારા જેવું જે નારીને સ્વામીસુખ હોય તેને માટે તો મરણુજ ઉત્તમ છે !"

"એ વાત હું માનતી નથી. સ્વામીનું જીવન ક્ષીર જેવું હોય છે."

જેમ દૂધને ચૂલે મૂકી ઉકાળી ઉકાળી અગ્નિના તાપથી ઉભરાઇ જતાં અટકાવીએ તોજ ક્ષીર બનાવી શકાય છે, તેમ સ્વામીને પણ કુમાર્ગે જતાં વખતસર અટકાવીએ તોજ સ્વામીસુખનો અનુપમ લાભ મેળવી શકીએ."

"પરંતુ ગાંજારૂપી અગ્નિથી તે ક્ષીર ફાટી જાય તો તેને નાંખી દેવીજ ઉત્તમ છે ને?"

"એ દોષ રાંધનારીનો છે, નહિં કે, ક્ષીરનો રાંધનારીએ ક્ષીરને ચૂલે મૂકીને તેજ તરફ નજર રાખીને બેસવું જોઇએ. રાંધનારી રાંધતી વખતે સાવધાન ના રહે અને બીજા કામમાં ધ્યાન આપે તો તે ઉભરાઇ જાય. કદાચ ઉભરાઈ ના જાય તો ફાટી પણ જાય. જો તે વખતે રાંધનારી સાવધાન હોય તો તે કદાપિ ફાટી જવા પામે નહિ."

"તમે રસોઇ કરવામાં હોંશીયાર છો; પરંતુ જો તમને પણ મ્હારા જેવી ક્ષીર રાંધવાને બેસાડયાં હોય તો તમે પણ મ્હારી માફક રડી રડીને મરી જાઓ. ક્ષીરની અંદર ઝેરનો અંશ સમાયલો છે."

"જો તમારી જગ્યાએ હું હોઉં તો તે ઝેરના અંશને પણ પી જાઉં."

"હું ખરૂં કહુંછું ભાભી! તમને મશ્કરી લાગે છે પરંતુ મ્હેં પ્રયત્નો કરવામાં કાંઈ બાકી રાખી નથી. મ્હારૂં કાંઈ ના વળ્યું. ગાંજાથી તેમની શુદ્ધિ બુદ્ધિનો લોપ થઇ ગયો છે. તેમનું હિતાહિતનું જ્ઞાન શૂન્ય થઇ ગયું છે."

"વારૂં વ્હાલી બ્હેન! એ શું સાચી વાત છે?"

"કઈ.?"

"ગુલાબની ચાલચલગત કહે છે સારી નથી."

"સાચી નહિં તો શું ખોટી! એ રાંડે તો આખા ઘરનું

સત્યાનાશ વાળ્યું."

"તમારાં સાસુ એને કંઇ કહેતાં નથી ?"

"કોણ ? મ્હારી સાસુ ! ગુલાબ તો એમની લાડકવાઈ દિકરી છે ! લાડમાં ને લાડમાં મારીને સત્યાનાશ વળી ગયું."

"વારૂ, હવે શું કરવાથી તમારાં સાસરીઆંનો સંસાર સારી રીતે ચાલી શકે ?"

"પેલા રતનીઆને ઘરમાંથી કાઢી મૂકે અને ગુલાબને બરાબર શિક્ષા આપે, તથા મ્હારા સ્વામીને ગાંજો પીતા અટકાવી શકાય તો કંઇક એ ઘરની વેળા સુધરે."

ત્યારપછી બીજી પણ કેટલીએક વાતોમાં વખત પસાર થઇ ગયો. છેવટે મોજાર્ઈ નણંદની રજા લઇને ચાલી આવી અને સાસુની સમક્ષ લલિતાનો અભિપ્રાય જણાવી દીધો. વધારામાં જણાવ્યું કે, "રતનચંદને ઘરમાંથી કહાડી મૂકી, ગુલાબને શિક્ષા કરી, મ્હારા નણંદોઈને ગાંજો પીતા અટકાવી શકાય તોજ વ્હાલી બ્હેનનો સંસાર સુધરે તેમ છે." વ્હાલી બ્હેનની એજ પ્રાર્થના છે. અત્રે અમારે જણાવવું પડશે કે, આ સમાચારથી પત્નીએ કૃષ્ણલાલને તરતજ વાકેફ કર્યા.



## પ્રકરણ ૫ મું.



## ઔષધ પ્રયોગ.

લોકોની માન્યતા એવી હોય છે કે, રોગનો નિર્ણય થાય તો ઔષધ શોધી કાઢવું યા તેનો પ્રયોગ કરી જોવો કંઈ બહુ કઠિન નથી; પરંતુ એ વાત સત્ય છે કે કેમ, તે સંબંધી અનેક શંકાઓ ઉપસ્થિત થાય છે. અનેક સ્થળોએ એવું જોવામાં આવેલું કે, રોગનો

નિર્ણય થયા છતાં ઔષધ પ્રયોગ લાગુ પડતો નથી. ઔષધ ઉલટું તે રોગમાં વધારો કરે છે. લલિતાના પિતાએ પુત્રીના માનસિક વ્યાધિને દૂર કરવાને રોગ નિર્ણયાન્તે જે ઔષધની વ્યવસ્થા કરી હતી તેનાથી તો ઉલટું વિપરીત પરિણામ આવ્યું. ઔષધના વિષથી રોગી જીંદગી પર્યંત દગ્ધ થયો.

કૃષ્ણલાલે પત્ની પાસેથી કન્યાનાં યુક્તિપૂર્ણ સદ્દઈચ્છા દર્શાવતાં વચનો સાંભળી મમનાં ને મનમાં કન્યાની બુદ્ધિની પ્રશંસા કરી, અને જે વડે તે વિષયોમાં સુધારો થઇ શકે, તેની પ્રતિજ્ઞા કરી.

સાયંકાળની સહજ પૂર્વે તેમણે નોકરને બોલાવીને કહ્યું:— "પરભુ! તું હમણાં ને હમણાં લલિતા બ્હેનને સાસરે જા, અને મણીલાલને મ્હારૂં નામ દઇ બોલાવી લાવ."

પરભુ! ચાલ્યો ગયો અને યથા સમયે મણીલાલને જઇને મળ્યો. ગાંજાખોર ઉદ્ધત સ્વભાવનો મણીલાલ પત્નીના વ્યવહારથી વધારે ઉદ્ધત થઇને તેની શૂન્ય રૂમમાં બેઠો બેઠો ઝોકાં ખાતો હતો અને નિશામાં ચકચૂર થઈ તંદ્રામાં જોતો હતો કે, તેની સ્ત્રીની રીસથી તેના સસરા જાણે તેમનાં માણસો મારફતે તેનું અપમાન કરવા માટે ભયંકર કાવત્રું રચે છે લલિતાએ કાલિકાની મૂર્તિ ધારણ કરી છે; તેના ચાર હાથ પૈકી ત્રણ હાથમાં વરાભય અને ખોપરીઓની માળા આદિ હતાં; પરંતુ ચોથા હાથમાં તરવારને બદલે ગાંજાની ચલમ હતી. તેમાં ગાંજો ભરી નાળિયેળીની છાલનો દેવતા ભરેલો હોવાથી તે લોભનો મણીલાલ ત્યાગ કરી શકતો નહિ; હાથ લંબાવીને જેવો તે ચલમને લેવા જતો હતો તેવામાં તેના તે સુખમય સ્વપ્નનો ભંગ કરીને પરભુએ કહ્યું:—"શેઠજી!" ચમકીને મણીલાલે કહ્યું:—"કોણ પરભુ! કેમ આવ્યો છે?"

પરભુએ કહ્યું:—"આપને શેઠે બોલાવવા મોકલ્યો છે?"

મણીલાલે ક્રોધપૂર્ણ સ્વરે ચિતકાર કરીને કહ્યું:—“ ચાલ, નીકળ મ્હારા ઘરમાંથી ! તું મ્હારે ત્યાં આવ્યોજ કેમ ? ”

“ તમારા સસરાજીએ મ્હને તેડવા મોકલ્યો છે. ”

“ મ્હારા સસરાએ ! ”

“ હાજી. ”

“ કેમ, શું કામ છે ? ”

“ તેઓ તમને હમણાં ને હમણાંજ બોલાવે છે. ”

“ કેમ, તેમની છોકરીને પગે લાગીને ઘેર તેડી લાવવા માટે કે ? હું કંઇ હલકા માણસનો પુત્ર નથી. તેમને સત્તરવાર ગરજ હોય તો એને લાવીને અહિં મૂકી જાય નહિંતો હું એને તેડાવવાનોજ નથી. મ્હને બીજી બૈરી મળશે સમજ્યોને ? ”

એવામાં ત્યાં આગળ મણીલાલની માતા અને બ્હેન આવી પહોચ્યાં.

ગુલાબે કહ્યું:—“ કેમ પરભુ ! ત્હને લલિતાએ મોકલ્યો છે કે ? કેમ, બાપને ત્યાં સમાસં ના થયો ? ચડયે ઘોડે ગયાં હતાંને ? ”

“ મ્હને એમણે મોકલ્યો નથી, પરંતુ શેઠે મોકલ્યો છે. ”

ગુલાબ:—“ ઓ મા ! રાંડ કેવી છે, પોતે તેડવા મોકલીને બાપનું નામ દેવરાવ્યું છે. મ્હારો ભાઇ, એનો ગુલામ ખરોને, તે એને ત્યાં જાય ? ”

“ અરે પણ એમાં હરકત શી છે ? સાસરા તો ગુરૂ લોક કહેવાય, એમને ત્યાં આવવામાં દોષ હોયજ નહિ. ”

“ એવા ગુરૂ લોકના મ્હોં ઉપર ધૂળ પડી. તેમણે કેમ લલિતાને પાછી મોકલી દીધી નહિ ? ”

મણીલાલે બ્હેનની વાતને ટેકો આપ્યો.

શીવકોર ડોશીએ કહ્યું:—“ ભાઈ ! જ્યારે ત્હારા સસરાએજ

બોલાવવાને માણસ મોકલ્યું છે ત્યારે જઈ આવ."

"ના. હું કંઈ એમનાથી જાઉં તેવો છું ?"

ગુલાબઃ—ના, એમ કદાપિ નહિ બને. એને ગરજ હશે તો ઘણીયે ચાલી ચલાવીને અહિંયાં આવશે; જો આજકાલમાં આવશે તો ઠીક છે, નહિં તો આપણે એને પેસવા પણ દેવી નથી."

પરભુએ મણીલાલને કહ્યું:—"ત્યારે શું તમે નહિ આવો ?"

મણીલાલ પ્રત્યુત્તર આપતો હતો એટલામાં તો ગુલાબ બોલી ઉઠી:—"કેમ, અલ્યા ! વારે ઘડીએ પૂછી પૂછીને માંથું ફોડાવવું છે કે ? ત્હને એક વખત તો કહ્યું કે નહિ આવે તોયે કચકચ કરે છે ? જા ! ત્હારા શેઠને જઇને કહેજે કે, જો તમારે તમારી છોકરીને સીધી રીતે મોકલી આપવી હોય તો મોકલી આપો નહિં તો અમે તમારી સાથેનો સંબધ તોડી નાંખીશું."

પરભુ અત્યંત અપમાન સહન કરીને ક્રોધથી ધ્રુજતો ધ્રુજતો ઘેર આવી પહોંચ્યો, અને કૃષ્ણલાલને સર્વ હકીકત મીઠું મસાલો ભેળવીને કહી સંભળાવી. કૃષ્ણલાલે અનેક પ્રકારના વિચારો કરી તે રોગને માટે એક બીજા ઔષધની વ્યવસ્થા કરી. તેમણે વિચાર્યું કે, સાધારણ ઔષધથી આવો ભયંકર રોગ નષ્ટ થાય તેમ નથી; તેને માટે કોઇ રસાયણની આવશ્યકતા છે. આવો વિચાર કરે છે તેવામાં રમણલાલના છોકરાને જનોઇ દેવાનું હતું, તેથી રમણલાલ નિમંત્રણ કરવાને માટે કૃષ્ણલાલને ઘેર આવ્યા.

કૃષ્ણલાલે રમણલાલને પોતાની નજીક બેસાડીને કહ્યું:—"ન્યાત કરવાની છે કે ?"

રમણલાલ:—"હાજી. ન્યાતજ કરવાનો વિચાર છે. મ્હારે ત્યાં હજી સુધી ન્યાત કરવા જેવું ટાણું આવ્યું નથી તેથી આ વખતે ન્યાતજ કરવાનો વિચાર છે."

આસપાસનાં લગભગ પંદરેક ગામડાંઓના બ્રાહ્મણો પણ તેમની ન્યાતની નોતરમાં ગણાતા હતા.

કૃષ્ણલાલે કહ્યું:-"ઘણો ઉત્તમ વિચાર છે, પરંતુ તમારે ત્યાં અમારા ઘરમાંનું કોઈ માણસ નહિ આવે."

રમણલાલે સ્મિત મુખે કહ્યું:-"એમ કેમ? કંઇ કારણ? યજ્ઞેશ્વર વિના યજ્ઞ સંભવેજ નહિ, એ શું બોલો છો, હું સમજી શકતો નથી."

કૃષ્ણલાલ કુળવાન, ધનવાન અને ન્યાતના પટેલ હતા તેથી ન્યાતમાં તેમનો સારો પ્રભાવ પડતો હતો. કૃષ્ણલાલે કહ્યું:-"તમે જાણો છો કે, આ ભવમાં તો મેં જમાઇને મ્હારી પુત્રી પરણાવી છે, પરંતુ જમાંઇ ધારીને પરભવ પણ નષ્ટ કરવા માગતો નથી."

રમણલાલે અજાયબીથી કૃષ્ણલાલના મ્હોં સ્હામે જોઇને કહ્યું:-"કેમ શું થયું?"

કૃષ્ણલાલ:-હું તેની સાથે ન્યાતમાં બેસીને જમી શકવાનો નથી.

રમણલાલ:-આપ જ્યારે તમારા પોતાના મ્હોંડેથી વાત કરો છો ત્યારે હું પણ કહુંછું કે, આખી ન્યાત એમના ઘર માટે ચર્ચા કરે છે; પરંતુ આપની બ્હીકે કોઇ બોલી શકતું નથી."

કૃષ્ણલાલ:-"કેમ, મ્હારી બ્હીક રાખવાનું કંઈ કારણ?"

રમણલાલ:-"તમે આપણી ન્યાતના પટેલ છો અને એ તમારા સગા છે તેથી.

કૃષ્ણલાલ:-"પટેલ એટલે શું થયું? પાપી મનુષ્યોને ઉત્તેજન આપી આખી ન્યાતને ભ્રષ્ટ કરી નાંખવી?"

રમણલાલ:-"ત્યારે મ્હને શી સલાહ આપો છો?"

કૃષ્ણલાલ:-"એજ કે, જો તેમને નોતરાં દેવાના હોય તો અમને દેશો નહિ. હું એમની સાથે બેસીને જમી શકવાનો નથી."

રમણુલાલઃ—" કોને તમારા જમાઇને ?"

કૃષ્ણુલાલઃ—" તમે પોતાના માણસ છો તેથી બધી વાત કહું છું. તેમના ઘરને એકદમ ન્યાત બ્હાર મૂકવું નહિ. જો તમને મ્હારી સલાહ યોગ્ય લાગતી હોય તો એક કામ કરો."

રમણુલાલઃ—" આપની આજ્ઞાને આધીન આખી ન્યાત છે તો પછી હું તે કોણ માત્ર !"

કૃષ્ણુલાલઃ—" તમે નોતરાં દેતા પહેલાં તેમને જણાવજો કે, જો તેઓ રતનચંદને ઘરમાંથી કહાડી મૂકે, અને ફરીથી ઘરમાં પેસવા ના દે, તેમજ ગુલાબને જુદી રાખે અને તેની સાથે પાણી પીવાનો પણ વ્યવહાર ના રાખે, ઉપરાંત આટલા દિવસ જે સંબંધ રાખેલો છે, તેને માટે દેહશુદ્ધિ કરાવે તોજ તેમને નોતરાં દેવામાં આવશે."

રમણુલાલઃ—" હું એમને ના કહું તો નહિ ચાલે ?"

કૃષ્ણુલાલઃ" કેમ તમને કહેવામાં શો વાંધો છે ?"

રમણુલાલઃ—" મ્હારે ઘેરજ ન્યાત છે !"

કૃષ્ણુલાલઃ—" વારૂ ત્યારે તમે દશરથ પંડયાને બોલાવી લાવો."

રમણુલાલ તરત ઉઠીને ચાલ્યા ગયા અને થોડા વખતમાં દશરથ પંડયાને બોલાવી લાવ્યા. દશરથ પંડયાએ સમસ્ત હકીકત સાંભળી લઇને કહ્યું:—" તેમને કહેવાનું કાર્ય મ્હનેજ સોંપો, હુંજ કહી આવીશ."

ત્યારપછી એજ પ્રમાણે નક્કી થયું કે, જો કૃષ્ણુલાલનો જમાઈ કૃષ્ણુલાલની રજુ કરેલી શરતો પાળવાને કબુલ થતો હોય તોજ તેને નોતરૂં દેવું, નહિ તો તેમને ન્યાત બ્હાર રહેવું પડશે.

યથા સમયે દશરથ પંડયાએ વેણીશંકરને ત્યાં આવી મણીલાલને સઘળી વાત કહી સંભળાવી. માત્ર તેના સસરાના કાવત્રાથી આ કારસ્થાન ઉભું થયું છે, એટલું છુપાવી રાખ્યું.

એ સાંભળી મણીલાલની આંખ્યો લાલચોળ થઈ ગઈ. ગુલાબ અને શીવકોર ડોશી કૃષ્ણલાલને ગાળો દેવા લાગ્યાં. જો કે દશરથ પંડયાએ તો કૃષ્ણલાલનું નામ છુપાવ્યું હતું તો પણ તેઓને અટકળથી પણ ખરૂં રહસ્ય જાણવાનું બાકી રહ્યું નહોતું. તેઓ મ્હોટે અવાજે કૃષ્ણલાલને ગાળો દેવા લાગ્યાં. મણીલાલે કહ્યું:-" આપણે એ સાળાથી કંઈ જાઇએ એવાં છીએ ! આપણે પણ કુળવાન છીએ. આપણા સગા સંબંધીઓનાં પણ વધારે ઘર છે; એ આપણને શું કરી શકવાનો છે ? આપણા ઘર ઉપર આવું ભયંકર તહોમત ! "

દશરથ પંડયાએ જઇને સમસ્ત હકિકત કૃષ્ણલાલને કહી સંભળાવી. ગાળાગાળીની વાત સાંભળી કૃષ્ણલાલના ક્રોધની સીમા રહી નહિ: તેઓ તેજ વખતે પાઘડી માંથે મૂકી દક્ષિણી જોડા પગમાં પહેરી ગામમાં નીકળ્યા અને ગામના તમામ બ્રાહ્મણોને કહી આવ્યા કે, " અમારા વહેવાઈ વેણીશંકર શાસ્ત્રીને અમૂક કારણસર ન્યાત બ્હાર મૂકવામાં આવ્યા છે-જો તેઓ પોતાના સઘળા દોષો કબુલ કરે અને પ્રાયશ્ચિત કરે તોજ તેમને ન્યાતમાં લેવા નહિ તો નહિ."

ગામના સઘળા જ્ઞાતિજનો એકઠા મળ્યા અને એકકે અવાજે કૃષ્ણલાલના મતને કબુલ થયા. વેણીશંકરના સંબંધીઓનાં આઠ ઘર હતાં, તેમણે પહેલાં તો આ વાત કબુલ કરી નહિ. કારણ કે, ગમે તેમ તોએ સગાઇનો સંબંધ તો જાળવવોજ જોઇએ. સગાં સંબંધીઓ પૈકી કોઇને માંથે આફત આવે ત્યારે ખસી જવું એ સારૂં નહિ. તેથી જો મણીલાલને ત્યાં નોતરાં દેવામાં નહિ આવે તો તેઓ પણ આવશે નહિ એવું કહેવરાવ્યું; પરંતુ નવનિત તે વખતે ગામમાં હતો. તે કેટલાયે વખતથી ગુલાબ અને રતનચંદના ખોટા આચરણથી મનમાંને મનમાં દુઃખી થઇને શરમાતો હતો. અત્યારે તે તેમને થતી શિક્ષાના યોગ્ય બંદોબસ્તથી આનંદી થયો અને કૃષ્ણલાલને

આ સત્કાર્યમાં મદદ કરવાને પોતાના પિતાને આગ્રહ કર્યો. શિક્ષિત પુત્રના આગ્રહને નવલશંકર અમાન્ય કરી શક્યા નહિ. તેમણે વેણીશંકરના સંબંધને તિલાંજલી આપી દીધી. સર્વે સંબંધીઓએ મણીલાલના સંબંધનો ત્યાગ કર્યો.

મણીલાલ અને શીવકોર ડોશી ન્યાતનાં સમસ્ત ઘર ફરી વળ્યાં છતાં જ્યારે કોઇએ તેમના પક્ષમાં આવ્યું નહિ, ત્યારે હતાશ થઈ ગયાં.

ઉપવિત સંસ્કારને દિવસે ન્યાતની સઘળી સ્ત્રીઓએ જઇ રમણલાલના શુભકાર્યમાં ભાગ લીધો. સર્વેને નિમંત્રણ કરવામાં આવ્યું હતું, માત્ર મણીલાલના ઘેર કોઇએ મ્હોંમાંથી એક શબ્દ પણ કહેવરાવ્યો નહોતો. અપમાનના અભિમાનથી વેણીશંકરના ઘરનાં સઘળાં માણસોની છાતી ફાટી જવા લાગી. શીવકોર ડોશી માથું કુટી કુટીને કૃષ્ણલાલને ગાળો દેવા લાગ્યાં.

ગુલાબે કહ્યું:—" મા, હું તમારા દુઃખના કારણ રૂપ છું. મ્હને ના હોય તો કાઢી મૂકો, હું સાધુડી બનીને ભિક્ષા માગી ખાઇશ."

શીવકોર ડોશીની આંખમાં આંસુઓ ભરાઇ આવ્યાં. તેમણે કહ્યું:—" મ્હારી સોના જેવી છોકરીએ તમારૂં શું બગાડયું છે? તમે કેમ એનો પિછો છોડતાં નથી! તમારા ઘરમાં છોકરીઓ છે કે નહિ?"

ગુલાબે રડતાં રડતાં કહ્યું:—" લોકોનો બિચારાંઓનો શો દોષ છે! જ્યાં ત્હારા ઘરની વહુઓ મ્હારી શત્રુ થઇને લાગી છે, ત્યાં લોકો શું કરે? તું વહુઓને તો કંઈ કહેતી નથી. આ સઘળા ઉતપાતનું મૂળ ત્હારી મ્હોટી વહુ છે. પહેલી વખત આવી ત્યારે પણ મ્હને કાઢી મૂકાવવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ એ વખતે તો મ્હારા બાપા જીવતા હતા, તેથી એનું કંઇ વળ્યું નહિ. આ વખત તો એ મ્હને કાઢી મૂકાવ્યા સિવાય રહેવાની નથી. આ સઘળું એનુંજ કારસ્થાન છે. લલિતા વહુ કંઈ પહેલાં એવી નહોતી!"

મણીલાલ પણ ત્યાં આગળ ઉભો હતો. ગાંજાના નિશામાં તેણે અગ્નિમૂર્તિ ધારણ કરી મ્હોટે અવાજે ચિત્કાર કરીને કહ્યું:–"આજેજ એ હરામજાદીને ઘરમાંથી કાઢી મૂકીશ ત્યારે મ્હારો જીવ શાન્ત થશે."

શીવકોર ડોશીએ તે અગ્નિમાં ઘીની આહુતિ આપીને કહ્યું:– "એમ કર્યા સિવાય આપણો છુટકોજ નથી."

મણીલાલે રૂદ્રમૂર્તિ ધારણ કરી રસોડામાં પ્રવેશ કર્યો. તે વખતે કિશોરી તાવડીમાં વઘાર મૂકીને શાક વઘારતી હતી અને તેની નજીકમાં નરેન્દ્ર બેસીને કાલી કાલી ભાષામાં વાતો કરતો હતો.

ક્રોધથી ધ્રુજતો મણીલાલ ત્યાં આવી પહોંચ્યો. ગુલાબ અને શીવકોર ડોશી પણ તેની પાછળ પાછળ આવ્યાં હતાં.

મણીલાલે મ્હોટા અવાજે કહ્યું:–"સાંભળો ભાભી! અમારા ઘરને ન્યાત બ્હાર મુકાવનાર તમેજ છો."

કિશોરીએ મણીલાલના મ્હોં સ્હામે ને ધુમાડાથી અશ્રુપૂર્ણ થઈ ગયેલી આંખોને અર્ધ ખુલ્લી રાખી, દુઃખિત હૃદયે કહ્યું:–"હું?"

મણીલાલ:–"હા–હા–ખચિત તમેજ."

કિશોરી:–"હશે ત્યારે એમ."

મણીલાલ:–"તમારી ઇચ્છા મ્હારી બ્હેનને કાઢી મુકાવી સુખમાં રહેવાની છે કેમ ખરૂંને?"

કિશોરી:–"મ્હારે એવો લોભ રાખવાનું કંઇ કારણ?"

મણીલાલ:–"વળી પાછો સ્હામો જવાબ આપો છો? અમને તમારે જે કરાવવું હતું તે કરાવ્યું છે. હવે સીધી રીતે અમારા ઘરમાંથી ચાલ્યાં જાઓ. જો અહિંયાં જરા વારને માટે પણ થોભશો તો નક્કી અપમાન થશે."

પાસે પડેલા લોટામાંથી પાણી લઇ હાથ ધોઇને કિશોરી ઉભી થઈ. અભિમાન અને ક્ષોભથી તેનું હૃદય ભરાઈ આવ્યું. તેણે કહ્યું:–

" કેમ ! મ્હેં તમારૂં શું બગાડયું છે ? "

શીવકોર ડોશીએ ભ્રમર સંકોચીને કહ્યું:–" કેવી હડીલી છે. હજી તો સ્હામે ઉભી રહીને 'ચપ ચપ' જવાબ આપે છે ! ત્હેં કંઇ બગાડયું નથી ત્યારે આટલું બધું થયું શાથી ? ત્હેં તો તે વખતે આવીને ગુલાબની ખોટી વાત ઉરાડી હતી. આ વખતે આવીને પણ એના સર્વનાશને માટે આટલું બધું કર્યું. ત્હેં જો કદાચ આ કાર્યમાં ભાગ લીધો ના હોત તો શું મ્હારી લલિતા વહુ એવા હતી ? ત્હેં એને બધું શીખવાડીને ચડાવી. તું અમારૂં સત્યાનાશ વાળવાને બેઠી છે. હવે અહિંયાંથી હમણાંને હમણાંજ ચાલી જા. "

નિરપરાધિની કિશોરીની બન્ને આંખોમાંથી ચોધાર અશ્રુઓ વરસવા લાગ્યાં. તેણે શીવકોર ડોશીના મ્હોં સ્હામે જોઇને કહ્યું:– " બા ! હું નિરપરાધિની છું, મ્હારો કંઇ પણ વાંક નથી, મ્હને કાઢી મૂકશો નહિ. "

શીવકોર ડોશી બોલવા જતાં હતાં એટલામાં ગુલાબે કહ્યું:– " રાંડ ! મ્હારા ઉપર જુઠું તહોમત મૂકી સુખમાં રહેવા માગે છે ? "

કિશોરીએ કહ્યું:–" માથા ઉપર ભગવાન છે, તેજ જાણે છે કે કોણ નિર્દોષ છે ! હું તમારૂં કંઈ પણ અનિષ્ટ કરતી નથી. લોહીનું પાણી કરી તમારી મહેનત કરી પેટ ભરૂં છું છતાં વગર અપરાધે અપમાન કરીને, વિના દોષે કુતરા બિલાડાંની માફક મ્હને હાંકી કાઢો છો. ભલે, ઇશ્વર તમારૂં સારૂં કરે. "

મણીલાલે ગર્જના કરીને કહ્યું:–" જાઓ જાઓ, હવે આનાકાની કરવાથી તમારૂં કંઈ વળે તેમ નથી. રાંડની આંખમાંથી જે ઘરમાં આંસુઓ પડે તે ઘર પણ સળગી જાય. ચાલ, નીકળ અમારા ઘરમાંથી. "

નરેન્દ્ર કિશોરીના મ્હોં સ્હામે તાકી રહી નજીકમાં બેઠો હતો.

અશ્રુપૂર્ણ કિશોરી તેને તેડીને ઘરમાંથી બ્હાર નીકળી. નરેન્દ્રે કહ્યું:—"બ્હેન આપણે ક્યાં જઇશું ?"

કિશોરીએ કહ્યું:—"આપણે ઘેર."

અશ્રુમુખી કિશોરી તેના ભાઇને તેડીને ખરા મધ્યાનઃકાળે ઘરમાંથી બ્હાર નીકળી પડી. કોઇએ તેને રોકી કે પાછી ફેરવી નહિ.

## પ્રકરણ ૬ ઠું.

## વિપરીત પરિણામ.

કૃષ્ણલાલના નિર્માણ કરેલા ઔષધની ઝેરી અસરનો આરંભ થયો. રમણલાલને ત્યાં ન્યાતનાં સઘળાં માણસો આવીને જમી ગયાં માત્ર મણીલાલના ઘરમાંથી કોઇને આમંત્રણ કરવામાં આવ્યું ન્હોતું તેથી તેઓ જમ્યા વિના રહ્યાં હતાં. ન્યાતના અપમાનથી મણીલાલને ઘણુંજ લાગી આવ્યું.

હિન્દુ જ્ઞાતિઓનું આ શાસન અનેક કાળથી હિન્દુ સમાજની પવિત્રતાની રક્ષા કરતું આવે છે. પરંતુ વિદેશી શિક્ષાથી સ્વાધીનતાના ફળે—સ્વાધીનતાના નામે જે ઉચ્છૃંખલતાએ સમાજમાં પ્રવેશ કર્યો છે, તેથી એ શાસન અને પવિત્રતા અંતરધ્યાન થઇ જાય છે. એના ફળથી એ થયું છે કે, વાત વાતમાં હિન્દુઓને સ્વમાનની રક્ષા અર્થે અદાલતોનો આશ્રય લેવો પડે છે, અને માનનું મૂલ્ય પૂરા સોળઆના નિર્ધારણ કરી પાછા ફરવું પડે છે.

ગમે તેમ છે પણ ન્હાનાં ગાંમડાઓમાં આ પ્રમાણેનું સમાજ શાસન હજી પોતાની હયાતિ ધરાવે છે, અને એનેજ લીધે ગામડાઓમાં હજી કંઇક પવિત્રતાનો અંશ જોવામાં આવે છે.

એ સમયે મણીલાલના ત્રીજા ભાઇના સસરા મણીલાલને ત્યાં

આવી પહોંચ્યા. તેઓ પહેલાં એક વખત આ ઘરમાં આવેલા હતા, તે વખતે મણીલાલના પિતા વેણીશંકર જીવતા હતા. ઘરમાં પૂરી જાહોજલાલી હતી, ગામમાં માન–મરતબો હતો, પરંતુ અત્યારે તેનાથી તદ્દન ઉલટું માલૂમ પડતું હતું. તેમણે એ સંબંધી અત્યંત શોક પ્રદર્શિત કર્યો.

મણીલાલે સામાજીક દંડની વાત તેમને કહી સંભળાવી એટલે તેઓ મણીલાલના સસરા કૃષ્ણલાલને ત્યાં જઇને સમસ્ત હકીકત સાંભળી આવ્યા. છેવટે મણીલાલ અને શીવકોર ડોશીને અનેક પ્રકારે સમજાવીને તેમણે કહ્યું:–“ રતનચંદને ઘરમાંથી દૂર કર્યા સિવાય બીજો એક પણ ઉપાય નથી. જેની આખા ગામના લોકો નિંદા કરે છે, જેને માટે આટલું બધું અપમાન સહન કરવું પડયું છે, તેને ઘરમાં રાખવોજ શામાટે જોઇએ ? ”

મણીલાલે કહ્યું:–“ એ ઘણો કામનો માણસ છે; એના વિના અમને ભારે અડચણ પડશે. ”

શીવકોર ડોશીએ પણ એ વાતને ટેકો આપ્યો; પરંતુ ગોરમહારાજ એ સઘળા બચાવથી સંતુષ્ટ થયા નહિ. તેમણે કહ્યું:–“ રાજા વિના રાજ્ય ચાલે છે તો રતનચંદ વિના તમારો સંસાર નહિ ચાલે ! હું તમને એ સંબંધીનો સઘળો બંદોબસ્ત કરી આપીશ. ”

અનેક વાદાનુવાદ પછી રતનચંદને ઘરમાંથી કાઢી મૂકવાનું નક્કી થયું.

તેજ દિવસે સંધ્યાસમયે રતનચંદનો મુકદ્દમો શરૂ થયો. રતનચંદે હવે આ ઘરમાં આવવું નહિ, એવું તેને સંભળાવી દેવામાં આવ્યું.

રતનચંદ અત્યંત ઉદાસ ચિત્તે ત્યાંથી ચાલી નીકળ્યો. ગામમાં પોતાનું ઘર તો હતુંજ નહિ. તેથી તેણે તેના એક દૂરના સગાને ત્યાં જઈ આશ્રય લીધો.

[illegible]મહારાજ કૃષ્ણુલાલની મુલાકાત લઇ, મણીલાલના ગૃહસંસારનો બંદોબસ્ત થાય, અને ન્યાતમાં ફરીથી નિમંત્રણાદિ થાય, એ પ્રમાણે કરવાની ભલામણુ કરી પોતાને ત્યાં ચાલ્યા ગયા. કૃષ્ણુલાલે એક વાર મણીલાલને પોતાને ત્યાં બોલાવી લાવવાને નોકરને મોકલ્યો. ગાંજાખોર મણીલાલ સસરાને ત્યાં ગયો નહિ. જે નોકર બોલાવવાને ગયો હતો તેને ચોખ્ખું સંભળાવી દીધું કે, “ ન્યાત બ્હાર રહેલા જમાઇને બોલાવીને શું કરશો ? જેનું ન્યાતમાં માન અને લાયકાત હોય તેવા એક માણસને બોલાવીને જમાઈ કરી લ્યો. હું ન્યાત બ્હાર છું, તમારે ત્યાં આવું તો કદાચ તમારે પણ ન્યાત બ્હાર રહેવું પડે.”

નોકરને મ્હોંડેથી જમાઈનાં આવાં વચનો સાંભળી કૃષ્ણુલાલને ઘણું લાગી આવ્યું. તેમણે એક વખત વિચાર્યું કે, તેમણે મણીલાલને ઘેર જઈ તેને શિક્ષા-ઉપદેશ આપી આવવો વળી પાછો વિચાર આવ્યો કે, કદાચ તેનાથી વિપરીત પરિણામ આવશે તો ! એટલે તેઓ શાન્ત થઇને બેસી રહ્યા. તેવામાં એક દિવસ અંધારી રાત્રે અકસ્માત કૃષ્ણુલાલના મકાનમાં નળીઆં, ઇટો અને પથરાઓ વગેરે પડવા લાગ્યાં; ઘરનાં તમામ માણસો બ્હીકથી ધ્રુજી ઉઠયાં, કોઇ ઘરની બ્હાર નીકળ્યું નહિ.

કૃષ્ણુલાલનો પુત્ર રામલાલ બીજે દિવસે છુપી તપાસ કરતાં જાણી શકયો કે, રતનચંદે કેટલાએક બદમાશ મિત્રોની સહાયતાથી એ પ્રમાણે કર્યું હતું. રતનચંદ પણ સમજી ગયો હતો કે, તેના આ જન્મના સુખનો આશ્રમ, કૃષ્ણુલાલેજ ભાગી નાંખ્યો છે, તેથી અશિક્ષિત અને કાયર પુરૂષ રતનચંદે રાત્રિના સમયે તેમના મકાનમાં ઉપદ્રવ કરી પોતાના વૈરનો બદલો લેવા માટે પ્રયાસ કર્યો હતો. રામલાલ ક્રોધથી કંપી ઉઠયો. તેણે તેજ દિવસે કોર્ટમાં જઇ

રતનચંદ અને તેના મિત્રો સ્હામે સુલેહના ભંગની અરજી કરી.

રતનચંદે જાણ્યું કે, રામલાલ ઘણો હોંશીયાર માણસ છે અને ગામના તમામ માણસો તેને વશીભૂત છે તેથી તે ધારશે તે કરી શકશે; કોઇ તેને આડે આવવાની હિંમત કરી શકશે નહિ માટે તેને ગામમાંથી પલાયન કરી જવાનુંજ યોગ્ય લાગ્યું. તે તેજ દિવસે રાત્રે નડીઆદ છોડીને ચાલ્યો ગયો. કોઇને માલૂમ પણ પડયું નહિ કે, તે કયાં ગયો; તેમ તેની સાથે સાથે કુલીન કન્યા ગુલાબ પણ ન્હાશી ગઇ. હવે મણીલાલ સમજી શકયો કે, લોકો જે કહેતાં હતાં તે સત્ય હતું. અત્યારસુધી તે માનતો ન્હોતો કે તેની બ્હેન તેના જ મકાનમાં રહી–બ્રાહ્મણના પુણ્યાશ્રમમાં બેસી વૈશ્ય સાથે વ્યભિચારમાં લપટાઇ હતી; પરંતુ શીવકોર ડોશી પુત્રીને માટે અત્યંત શોક કરવા લાગ્યાં. તેઓ માંથાના વાળ પીંખી નાંખી ગામના લોકોને શ્રાપ દેવા લાગ્યાં. તેઓ કહેવા લાગ્યાં કે, " વાંઝીઆ ગામના લોકોએ મ્હારી છોકરીનો સર્વનાશ કર્યો. " એક માણસની પાછળ જ્યાં આખા ગામનાં બધાં માણસો પડે ત્યાં તે બિચારી કેટલીવાર ઉભી રહી શકે ? પાંચ દિવસ સુધી તેઓ જેને તેને જેમ ફાવે તેમ ગાળો દેવા લાગ્યાં. " હાય મ્હારી છોકરીએ તમારૂં શું બગાડયું હતું ? "

આજ ગામમાં એક વખત પૂર્ણ જાહોજલાલી ભોગવતા કુંટુંબની આજે આ કેવી દુર્દશા ? ક્ષોભથી, અભિમાનથી, અને લજ્જાથી મણીલાલ કોઇપણ ઠેકાણે બહાર જઇ શકતો ન્હોતો. મગન મિસ્ત્રીની દુકાન સિવાય બીજે કોઇપણ ઠેકાણે તે જતો નહિ.

આ બાજુ સરકારનો વેરો તથા તગાવી ભરવાની બાકી હતી. રતનચંદ ઘણીખરી જમીન વેચી નાંખી તથા કેટલીએક ગીરવી મૂકી રૂપિઆ લાવી હજમ કરી ગયો હતો. જમીન ગીરવી મૂકીને રૂપિઆ લાવેલો તેનું વ્યાજ સુદ્ધાં આપવાનું બાકી હતું. લેણદારોએ આવીને

મણીલાલને પોતાના લ્હેણાની વાત સંભળાવી. પરિણામમાં ચારે બાજુએથી અશાન્તિ પોતાના ભયંકર વદનને વિસ્તારીને જાણે મણીલાલને ખાઇ જવા લાગી. મણીલાલ ફીકરમાં ને ફીકરમાં સુકાઇ જવા લાગ્યો. જોતજોતામાં, ગાંજાખોરોને જે રોગ લાગુ પડે છે, તે રોગ મણીલાલને પણ લાગુ પડયો અને ક્ષયરોગથી તે પીડાવા લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### મણીલાલ અને લલિતા.

આ પ્રમાણે અનેક પ્રકારની ઘટનાઓમાં એક વર્ષ પસાર થઇ ગયું. મણીલાલ માંદો પડયો હતો પરંતુ હજી તેણે ગાંજો પીવાનો છોડી દીધો ન્હોતો. તેના સંસારની સ્થિતિ દિનપ્રતિદિન વધારે ખરાબ થતી ચાલી. તેનો સૌથી ન્હાનો ભાઇ જે ગામની નિશાળમાં ભણતો હતો, તેણે પણ ભણવાનું છોડી દીધું. અત્યારે તે ગામમાંથી યાતો પાસેનાં અન્ય ગામોમાંથી યજમાનવૃત્તિ કરી લાવી સંસાર ચલાવતો હતો. તેમના ઘરમાં અત્યારે આવકનો માત્ર આ એકજ આધાર હતો. એક ન્હાના બાળક મારફતે ચાલતા ગૃહસંસારની તથા ખેતીવાડીની જે સ્થિતિ થાય તે સ્થિતિ અત્યારે મણીલાલના ગૃહસંસારની તથા ખેતીવાડીની થઇ હતી.

મણીલાલના સસરાએ તેને પોતાને ઘેર લાવવા માટે અનેક પ્રયત્નો કર્યા, માણસો મોકલ્યાં, પોતે પણ જઇ આવ્યા, પરંતુ કોઇ પણ રીતે મણીલાલે તેમને ઘેર પગ મૂકયો નહિ.

સ્વામીને માંદા પડેલા સાંભળી લલિતા આકુળવ્યાકુળ થઇ ગઇ. સ્વામીનું દર્શન કરવા માટે તેના હૃદયમાં ઘણી ચટપટી થતી હતી; પરંતુ માબાપના કહ્યા સિવાય તે કેવી રીતે સાસરે જઇ શકે ? તેના

સ્વામીને બોલાવવાને તેના પિતા પુનઃ પુનઃ માણસો મોકલતા હતા, પોતે પણ ગયા હતા, તો પણ તે આવ્યા નહિ તો પછી પિતાનું અપમાન કરીને લલિતા સ્વામી પાસે શી રીતે જઇ શકે ?

તેમની તબિયત અસ્વસ્થ છે—તેમના ગૃહસંસારની સ્થિતિ અત્યારે ખરાબ છે; કોણ તેમની સેવા ચાકરી કરતું હશે ? એવા એવા સાયંકાળના સમયે અગાશીમાં બેસીને લલિતા વિચાર કરી રહી હતી. તેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ નીકળીને તેના કપોળ પ્રદેશને ભીંજાવી રહી હતી, એવામાં ત્યાં આગળ તેની ભાભી આવી પહોંચી. લલિતાની સ્થિતિ જોઇ તેની ભાભી સમજી ગઇ કે, સતી સ્વામીને માટે આક્રંદ કરી રહી છે. કઇ સ્ત્રી એ પ્રમાણે ના કરે ? તેણે કહ્યું:-"વ્હાલી બ્હેન ! કેમ રડો છો ?" તરતજ આંખ્યોનાં અશ્રુઓને વસ્ત્રના છેડા વડે લ્હોઇ નાંખી લલિતાએ કહ્યું:—"રડતી તો નથી ભાભી ! પરંતુ કોણ જાણે શાથી મ્હારી આંખ્યોમાં અશ્રુઓ ભરાઈ આવે છે."

"સાસરે જવાની ચિંતામાં પડયાં છો કે શું ?"

"એવી ચિંતા કોને ના હોય !"

"તમે તો મ્હારા નણદોઇને ગાંજાખોર કહી તેમની નિંદા કરતા હતાં ને ?"

"એ વખતે હું સમજતી ન્હોતી કે, એ ગાંજાખોરમાં પણ એટલુંબધું મધુર મધુ ભરેલું હશે !"

લલિતાનાં બન્ને નેત્રોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તેની ભાભીએ કહ્યું:—"ત્યારે હવે તમે એ મધુની ઇચ્છાથી મધપૂડા પાસે કેમ જતાં નથી ?"

"જો માંખને કરોળીઆની જાળનો ભય ના હોત તો તમારો ઉપદેશ મળતા પહેલાં ગઈ હોત, સમજ્યાં."

" કરોળીઆની જાળ એટલે ?"

" એ કંઈ એક પ્રકારની છે ?"

" ત્યારે કેટલા પ્રકારની છે ?"

" અનેક."

" સંભળાવો તો ખરાં ?"

" પ્રથમ તો સાસુ અને સાસરીઆંનાં સગાંઓ."

" બીજુ."

" પિતૃકુળનું અપમાન."

" હા, એ ખરૂં, પરંતુ મધપુડાને અહિંયાં લાવવાનો તો ઉપાય નથી."

" બીજો રસ્તો છે તો."

" મ્હારા ધારવા પ્રમાણે તો મધુનો સ્વાદ લેવાની ઇચ્છા રાખવી અને કરોળીઆની જાળનો ભય રાખવો એ ચાલેજ નહિ."

" ત્યારે શું કરૂં ?"

" કેમ શું કરૂં, તમે એક વખત એમની પાસે જાઓ અને માફી માગો એટલે સઘળી આફતોનો અંત આવી જશે."

" એ વાત ખરી, પરંતુ બાપાજી તથા મ્હારા ભાઇ જાણે તો મ્હારી શી વલે થાય ?"

એમનાથી છાનાંમાનાં જાઓ. તમારો વિચાર હશે તો હું મદદ કરીશ. કોઇને પણ ખબર પડશે નહિ.

લલિતાનું હૃદય ઘણું અસ્થિર થઇ ગયું હતું. તે તેની ભાભીની સલાહ અને સહાયતા ગૃહણ કરી–રાત્રે લગભગ બારેક વાગ્યાને સુમારે પરભુને સાથે લઇને તેને સાસરે ગઈ.

મણીલાલ મગન મિસ્ત્રીની દુકાનેથી હમ્મેશની રીતિ મુજબ ગાંજો પી આવીને બિછાનામાં પડયો પડયો અર્ધ ખુલ્લાં નેત્રે કંઈક

વિચાર કરી રહ્યો હતો. તેના જીવનના સુખસૂર્યનો અસ્ત થવા આવ્યો હતો. તેના હૃદયમાં ન્હાના પ્રકારની ચિંતાઓએ પ્રવેશ કર્યો હતો.

જે દિવસથી લલિતા તેના ગાંજાના ધુમાડાપૂર્ણ હૃદયમાંથી ચાલી ગઇ હતી, તે દિવસથી તેનો સ્વભાવ ચીડીઓ થઇ ગયો હતો. તે લલિતાને ચ્હાતો હતો કે કેમ, તે તે સમજી શકતો ન્હોતો. જ્યારે લલિતા ઘેર હતી ત્યારે પણ મણીલાલ સમજી શકતો નહોતો કે તે લલિતાને ચાહે છે કે કેમ ? જયારે તે તેની પાસે આવતી ત્યારે તે તેના પ્રત્યે વિરક્ત થતો હતો; પરંતુ લલિતા ચાલી ગઇ ત્યારપછી કોણ જાણે શાથી એક પ્રકારના અભાવનો અનુતપ્ત શ્વાસ તે બંધ હૃદયમાંથી બ્હાર નીકળી શુન્યમાં મળી જતો હતો. જ્યારે આ શુન્ય શયનગૃહમાં મણીલાલ પ્રવેશ કરતો ત્યારે તેનું હૃદય કોણ જાણે એક પ્રકારના અજ્ઞાત્ નિશ્વાસથી કંપી ઉઠતું હતું. તેના મનમાં એમ થતું હતું કે, એ હોત તો શયનગૃહ શોભત પરંતુ એ નથી. વળી અલ્પ કાળમાં પાછું તેને એમ થઇ આવતું હતું કે, “ લલિતાજ મ્હારા આ સર્વનાશનું મૂળ છે ! હું તેનો સ્વામી છું. મ્હેં તેને માત્ર એકજ લાકડી મારી હતી. શું દુનિયામાં કોઇ પણ પુરૂષ પોતાની પત્નીને એવી રીતે મારતો નહિ હોય ! જે સ્ત્રીઓ પતીનો માર ખાતી હશે તે તેમના પતીઓને ન્યાત બ્હાર મૂકાવતી હશે ? શું ઘરમાં સહજ તકરાર થતાં તેઓ પોતાને પિયેર ચાલી જતી હશે ? શું તેઓ પોતાના પતીઓ ઉપર વૈરની વસુલાત લેવાને માટે પોતાના બાપ તથા ભાઇઓને ચડાવી આવાં કાવત્રાં રચાવતી હશે ? એક દિવસને માટે પણ શું કોઈ સ્ત્રી પોતાના સ્વામીને યાદ કરી તેને એકાદ પત્ર પણ નહિ લખતી હોય ? લલિતા સિવાય આ શૂન્ય શયનગૃહ બીજી કોઈથી પૂર્ણ થઇ શકશે નહિ ? પરંતુ શિવોપાસકને એ સઘળી વીટંબનાઓની શી જરૂર છે ? જે ક્ષયરોગ લાગુ પડયો છે; તે કેટલા દિવસને માટે મ્હને આ દુનિયામાં જીવતો રાખશે ? જીવનના પાછલા

દિવસો શૂન્ય ગૃહમાં—શૂન્ય હૃદયે પસાર કરવામાં શો વાંધો છે ?"

ગાંજાના પ્રસાદથી હૃદયના આંતરિક પ્રદેશમાં કેટલીએક આ પ્રમાણેની ભાવનાઓને સ્થાન આપી મણીલાલ બિછાનામાં પડયો પડયો ઝોકાં ખાતો હતો, એવામાં લલિતા ત્યાં આગળ આવી પહોંચી.

ટેબલ ઉપર પડેલી પિતળની દીવી ઉપર ઝીણો દીપક ઓલવાઇ જતા પહેલાં ધ્રુજતો ધ્રુજતો સળગી રહ્યો હતો. લલિતાએ તેને સળી વડે સંકોરીને સતેજ કર્યો અને સ્વામીના મ્હોં સ્હામે જોઇને કહ્યું:— " તમારી તબિયત અસ્વસ્થ છે ?"

મણીલાલે માથું ઉંચું કરીને તેના સ્હામું જોયું. ઉપવાસીના મ્હોં આગળ પકવાન મુકતાં તેનો જે પ્રમાણેનો ભાવ થાય તેજ પ્રમાણેનો ભાવ લલિતાને જોતાં મણીલાલનો થયો. તેણે કહ્યું:—" તું કેમ આવી ?"

" કેમ ના આવું ?"

" શું કામ ?"

" શું કામ તે વળી મ્હારે તમને કહેવું પડશે કે ?"

" તું મ્હારી પત્ની છે અને હું ત્હારો સ્વામી છું એ સંબંધ હવે નથી."

" એ સંબંધ કંઈ તોડયો તુટતો હશે કે ?"

" જો એવું જાણતી હતી તો પછી તું ત્હારા બાપને ત્યાં ગઈ કેમ ?"

" મ્હારી ભૂલ થઇ. હવેથી નહિ જાઉં. એ પ્રમાણે તો હું કેટલીયેવાર ગઇ હતી. એકજ ગામમાં બાપનું ઘર છે તેથી ગઇ હતી. હું તમારી સ્ત્રી, શિષ્યા, આશ્રિતા છું. મ્હારી સાથે બોલતા કેમ નથી ? સ્ત્રીધર્મનું ખરૂં રહસ્ય સમજાવતા કેમ નથી ?

" ત્હારો મ્હારા ઉપર એવો ભાવ છે ક્યાં તે ત્હને સમજાવું."

"કેવો ભાવ!"

"સ્વામી સમાન, ગુરૂસમાન, બન્ધુ સમાન."

"મ્હારો ભાવ તો એવોજ છે."

"માત્ર મ્હોંડેથી બોલવામાંજ, કાર્યમાં નહિ તો?"

"ખોટી વાત છે."

"મ્હારા ઉપર એક દિવસને માટે પણ ત્હેં પ્રેમ રાખ્યો નથી. એક દિવસને માટે પણ ત્હેં મ્હારી ભક્તિ કરી નથી, ઉલટી ગાંજાખોર કહીને મ્હારી નિંદા કરી છે."

"નહિ, નહિ, મ્હેં તમારી શ્રદ્ધાપૂર્વક પૂજા કરી છે—ભક્તિ કરી છે. હિન્દુ રમણીઓને તો સ્વામીજ દેવતા છે. કોઈ તેમની અભક્તિ કરેજ નહિ."

"કોઇ ઠેકાણે કથામાં સાંભળ્યું હશે, તે અત્યારે કહી બતાવે છે."

"સ્વામીદેવતાની ભક્તિ—પ્રીતિ એ મ્હોડાની વાતો નથી પરંતુ હૃદયની છે. મ્હોડેથી તો ઝગડો કર્યો હતો—તમારા સ્વભાવનું પરિવર્તન કરાવવા માટે મ્હેં તમારી સાથે ઝગડો કર્યો હતો; પરંતુ અંતઃકરણથી તો તમારા ચરણોની પૂજા કરી છે. માત્ર તમારૂં ચરિત્ર સુધારવા માટેજ તમારી સાથે ઝગડો કર્યો હતો, છતાં તેમાં જો મ્હેં કોઇપણ પ્રકારનો દોષ કર્યો હોય તો મ્હને માફ કરો."

"હવે શું માફ કરૂં, હું મરણ પથારીપર પડયોછું. મ્હને જે રોગ લાગુ પડયો છે, તે મ્હને વધારે દિવસ જીવવા દેશે નહિ. હવે ત્હારે મ્હારી ભક્તિ કરવી પડશે નહિ."

"એમ ન બોલશો; માંદા પડયા છો તો કાલે સાજા થશો. હું એ મંદવાડની વાત સાંભળીનેજ અહિંયાં આવીછું."

"મ્હારે ત્હારૂં કંઈપણ કામ નથી, તું મ્હારા મ્હોં આગળથી ચાલી જા."

"કેમ, મ્હેં તમને શું કર્યું છે?"

"શું કર્યું છે ? મ્હને ન્યાત બ્હાર મૂકાવ્યો છે; મ્હારી આબરૂ લીધી છે અને રસ્તાનો ભિખારી બનાવી દીધો છે."

"કેવી રીતે ?"

"ત્હારા બાપ મારફતે !"

"મ્હેં માત્ર તમને તમારી ભૂલ સમજાવી છે."

"એ હું ઘણી સારી રીતે સમજ્યો છું. તું મ્હારા મ્હોં આગળથી ચાલીજા. હું સમજ્યો છું કે તું ત્હારા બાપ અને ભાઈ સાથે મસલત કરીને મ્હને વળી કોઈ બીજી આફતમાં નાખવા માટે આવી છે; કેમ તું મ્હારા કપાયેલા ઘા ઉપર મીઠાનું પાણી છાંટવા આવી છે ને ?"

લલિતાની આંખમાંથી અશ્રુઓ નીકળ્યાં. તેણે રૂંધાતે સ્વરે કહ્યુઃ– "હું તમારી દાસી છું. હું તમારૂં અનિષ્ટ કરવાને આવી નથી, પરંતુ તમારી સેવા કરવાને આવી છું; દયા કરીને મને અંગિકાર કરો."

"ઓ બાપરે ! કૃષ્ણલાલ શેઠની પુત્રી તે મ્હારી દાસી ! કેવી સર્વનાશની વાત છે! તું મ્હને કેમ ઠગે છે ? દૂર જા હવે. મ્હને ઉંઘવા દે. જે થવાનું હતું તે થઇ ગયું; હવે તું ચાલી જા. ત્હારા બાપને કહીને એકાદ સરસ સ્વામી શોધી લે, મ્હારા જેવાની પત્ની થવાને હવે તું બિલકુલ લાયક નથી."

"એવું બોલવાથી પાપ થાય છે."

મણિલાલે કર્કશ સ્વરે કહ્યું:–"એવું બોલીને હું પાપ કરૂં છું અને તે સાળાએ તેના જમાઇને ન્યાત બ્હાર કઢાવીને પુણ્ય કર્યું ખરૂંને ?"

લલિતા સમજી કે હવે વધારે વાર ઉભાં રહેવામાં સાર નથી. ગાંજાની અસર શરૂ થતી હોય એમ લાગે છે તેથી તેને પ્રણામ કરીને તે ઘરની બ્હાર નીકળી ગઇ. રૂમમાં સળગતો દીવો પવનથી બુઝાઈ ગયો.

# પ્રકરણ ૮ મું.



## રતનફોઇ અને કિશોરી.

અભાગિની કિશોરી ખરા મધ્યાનકાળે નરેન્દ્રને તેડીને સાસરેથી માંતર આવવાને નીકળી. તે વખતે નવનિતની મા તળાવેથી ઘેર આવતી હતી તેણે પૂછેયું:—" અરે કિશોરી ! આવા તાપમાં ક્યાં જાય છે ?"

કિશોરી કંઇ પણ પ્રત્યુતર આપી શકી નહિ ને રડી પડી. નરેન્દ્રે કહ્યું:—" અમે અમારે ઘેર જઇએ છીએ. મ્હારી બ્હેનને કાઢી મૂકી છે."

વૃદ્ધાએ કિશોરીને બીજું કંઈ પણ પૂછયું નહિ. તે સમજી ગઈ કે, અભાગિની સ્વામીહીનાને ઝગડો કરીને કાઢી મૂકી હશે. તે તેને પાછી વાળીને પોતાને ઘેર લઇ ગઇ. કિશોરી પ્રથમ તો પાછી વળવાને કબુલ થઇ નહિ, કારણ કે એજ ગામમાં રહેવાથી કદાચ તેનો દિયર વધારે ગુસ્સે થાય; પરંતુ વૃદ્ધાએ જ્યારે કહ્યું કે, " આવા ખરા મધ્યાને ગામ જવાય કે ? એથી તો આખા ગામનું અકલ્યાણ થાય, ગામ સળગી જાય. બીજું તું ઉંચ માબાપની પુત્રી છે; તું શું ચાલીને એટલે દૂર જઈ શકીશ ? ત્હારી ઉમ્મર હજી ન્હાની છે; ત્હારાથી એકલી જવાય કે ? હું એકાદ ગાડાનો બંદોબસ્ત કરી આપીશ; અત્યારે તું મ્હારે ત્યાં ચાલ, સાંજે જજે."

કિશોરી પાછી ફરીને તેની સાથે તેને ઘેર ગઇ, અને તેજ દિવસે સાંજના એક ભાડાના એક્કામાં માતર જવાને નીકળી.

તેણે ઘેર આવીને જોયું તો ઘરની બન્ને માટીની ભીંતો પડી

ગઇ હતી. આજ બે વર્ષથી તેને બિલકુલ સમારવામાં આવી ન્હોતી. કિશોરી શી રીતે આવા ઘરમાં રહી શકે ? પણ અન્ય કોઈ ઠેકાણે જવાનું સ્થાન ન હોવાથી તે તેમાંજ રહેવા લાગી. વરસાદ પડતો ત્યારે તેના ભાઇને તેડી તે ઘરની એક બાજુએ ઉભી રહેતી અને જ્યારે વરસાદ બંધ રહેતો ત્યારે ઘરમાંથી પાણી ઉલેચી નાંખીને સૂઇ રહેતી હતી—પરંતુ ખાય શું ?

ઘેર આવીને કેટલાએક મહિનાઓ સુધી તો તેણે આડોશી પાડોશી પાસેથી ભિક્ષાવૃતિ કરી લાવીને ચલાવ્યું. જો કમળા ઘેર હોત તો કિશોરીને ઘણી ખરી સહાયતા મળત, પરંતુ આ વખતે કિશોરીએ આવીને કમળાને જોઇ નહોતી—કમળાને તેનો દિયેર તેને સાસરે તેડી ગયો હતો. કિશોરી તેથી સંપૂર્ણ રીતે નિરૂપાય હતી !

એક વખત રાત્રિએ કિશોરી નરેન્દ્રને એક મૂઠી ધાણી ખવડાવી ઉંઘાડી દઇ પોતે તેની પાસે સૂઇ રહીને વિચાર કરતી હતી કે "હવે શી રીતે દહાડા જશે ! મ્હારૂં પેટ ભુખે બળી જાય છે તેનો વિચાર કરતી નથી; પરંતુ આ બાળકનું દુઃખ ક્યાં સુધી જોઈ રહુ ! આજે સાયંકાળે ભૂખ લાગવાથી એ રડતો હતો. ઘરમાં એવું કંઇ હતું નહિ કે હું તેને ખાવાને માટે આપું. છેવટે એક મૂઠી ધાણી માગી લાવી તે ખવરાવીને સુવાડી દીધો ! એથી શું એનું પેટ ભરાતું હશે—ત્યારે તે ખાય શું ! હવે મ્હારાથી આ દુઃખ સહન થતું નથી; ભગવાન્ ! મ્હેં શું એટલાં બધાં પાપ કર્યાં છે કે, તું મ્હને એક દિવસને માટે પણ શાન્ત રાખી શકતો નથી !"

એવામાં કિશોરીની આંખોને ચમકાવીને તે દિવાલ વગરના ઘરમાં વિદ્યુતનો ચમકાટ થયો. કિશોરીએ બેઠી થઇને આકાશ તરફ નજર કરી જોયું તો, વાદળાંઓ ઉપર વાદળાંઓ ચડી આવી ઉલટ પાલટ થઇ—પરસ્પર અથડાઇ 'ડુડુડુડુ' શબ્દનો અવાજ કરી જોશ

ભેર ચાલ્યાં આવતાં હતાં. જોતજોતામાં ચારે બાજુએથી વાદળાં-ઓએ આવીને આકાશને ઘેરી લીધું. ભયંકર ગડગડાટો પ્રતિધ્વનિત થઇને વિશ્વ કંપાવી જોજનાન્તર સુધી સંભળાવા લાગ્યા. પવને આવીને તેમને અનુકુળતા આપી, વૃક્ષો પોતાનાં માથાં હલાવીને દુઃખભંજન ભગવાનને બોલાવવા લાગ્યાં; જોતજોતામાં મુશળધાર વૃષ્ટિ થવા લાગી.

કિશોરીએ તરત ઉંઘતા બાળકને ઉચકી લઇને છાતી સરસો ચાંપ્યો; પરંતુ તે જીર્ણ મકાનમાં એક પણ સ્થાન એવું નહોતું કે જ્યાં વરસાદનું પાણી પડતું ના હોય. બ્હાર પવન પણ એવો ફુંકાતો હતો કે બાકી રહેલી દિવાલને પણ જાણે પાડી નાંખવાને તત્પર થઈ રહ્યો હતો. કિશોરી ક્યાં ઉભી રહે? જે બાજુ જાય તે બાજુ વર-સાદ પડીને તેને અને તેની સોડમાં ઉંઘતા બાળકને ભીંજાવી નાંખવા લાગ્યો. શરીર પર પાણી પડતાં નરેન્દ્ર જાગી ઉઠયો. બન્ને ભાઈ બ્હેન તે વરસાદના પાણીથી ઉભાં ઉભાં ભીંજાવા લાગ્યાં. કિશોરીનાં અશ્રુઓ તે વરસાદના જળને સહાયતા કરીને વધારો કરી રહ્યાં હતાં!

કેટલાક સમય પછી વૃષ્ટિ બંધ થઈ. ધીમે ધીમે ફરીથી આકાશ સ્વચ્છ થયું, આકાશ પટમાં ફરીથી ચંદ્રમા અને તારાઓનો ઉદય થયો. કિશોરીએ તે વખતે ધ્રુજતા નરેન્દ્રના ભીંજાયલા શરીરને લ્હોઇ નાંખી તેને નીચે બેસાડીને ઘરમાંથી સઘળું પાણી ઉલેચી નાંખ્યું. સૂઇ રહેવાની સાદડી પણ ભીંજાઈ ગઇ હતી, માત્ર એક ખૂણામાં એક ન્હાની સરખી કપડાંની ગાંસડી એક ભાંગેલી ટ્રંકમાં હતી, તે કોરી રહી ગઈ હતી.

ગાંસડી ખોલી તેમાંથી ત્રણ કોરાં વસ્ત્રો બ્હાર કાઢીને એક કિશોરીએ પહેર્યું અને એક પાથરી બીજું નરેન્દ્રને ઓઢાડી બન્ને જણાં સૂઈ ગયાં. નરેન્દ્ર હજી પણ ધ્રુજતો હતો. તેણે ધ્રુજતાં ધ્રુજતાં

કહ્યું:–" બ્હેન ! વરસાદ કેમ આવ્યો ? "

કિશોરીએ કહ્યું:–" આપણને દુઃખ દેવા. "

નરેન્દ્રે સૂતાં સૂતાં બ્હેનની સોડમાં મ્હોં છુપાવીને ધીમેથી પૂછ્યું:–" બ્હેન ! આપણું ઘર કેમ પડી ગયેલું છે ? "

અશ્રુમુખી કિશોરીએ કહ્યું:–" આપણે ગરીબ છીએ, તેથી આપણું ઘર પડી ગયેલું છે. "

" આપણે ગરીબ કેમ છીએ ? "

" આપણી પાસે પૈસા નથી તેમાં. "

" પૈસા કેમ નથી બ્હેન ? "

" આપણાં માબાપ નથી તેથી. "

" મા બાપ ના હોય એટલે પૈસા કેમ ના હોય બ્હેન ? "

" કોણ પૈસા કમાવી લાવે ? "

" કેમ, હું ! "

" તું પૈસા કમાવી લાવીશ ? આપણું દુઃખ નિવારણ કરી શકીશ ? "

" કરી શકીશ–હું છોકરો છુંને. "

" મ્હારો શું એવો દિવસ આવશે ? "

" આવશે શું ! આવવાનોજ ? "

" અત્યારે ત્હને શું ખવરાવીને મ્હોટો કરૂં ? "

" કેમ, ખાવાનું. "

" ખાવાનું ક્યાંથી લાવું ? "

" કેમ, તું રાંધજે. "

" અનાજ ક્યાં છે તે રાંધું ? "

" હું લાવી આપીશ. "

" તું અત્યારે ક્યાંથી લાવી આપીશ ? હજી તો તું બાળક છે ! "

"ત્યારે આપણે શું ખાઇશું ?"

"હું લાવીશ."

"વારૂં ત્યારે એ ખાઈશું; પરંતુ આપણું પડી ગયેલું ઘર કોણ સુધરાવશે ?"

"હમણાં તો પડી ગયેલા ઘરમાં રહીશું–પછી તું કમાય ત્યારે નવું બંધાવજે."

"એમજ કરવું પડશે, બ્હેન !"

ત્યારપછી બીજી પણ કેટલીક આડી અવળી વાતો કરી છેવટે નરેન્દ્ર ઉંઘી ગયો; પરંતુ કિશોરીની આંખમાં નિદ્રા ન્હોતી, તેણે ગરીબાઈના દુઃખથી છટફટ કરી બાળક ભાઇને સોડમાં લઈ જાગૃતીમાંજ રાત્રિ પસાર કરી દીધી.

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને તે વિચાર કરવા લાગી કે, "નરેન્દ્ર હમણાં ઉઠીને ખાવા માગશે તો તેને હું શું આપીશ ? તેમ જો તેને કંઈ નહિ આપું તો તે ભૂખ્યો બાળક શી રીતે જીવન ટકાવી શકશે ?" એટલામાં તેને યાદ આવ્યું કે, કાલની ધાણીમાંથી થોડીક વધી હતી તે ફાટેલા કપડાને છેડે બાંધી રાખી હતી. તરત તે જોવાને કિશોરી ઘરમાં ગઈ અને જોયું તો રાતના વરસાદથી તે સઘળી પલળીને ફુલી ગઈ હતી.

કિશોરી નિરૂપાયવશ થઇને તેને એક વાડકીમાં કાઢતી હતી તેવામાં નરેન્દ્ર જાગી ઉઠ્યો. કિશોરીએ તેને તેડી ભીંજાયલી ધાણીની વાડકી તેના હાથમાં આપી તેને ઉમરા ઉપર બેસાડીને કહ્યું:–"ભાઇ ! આ ખા–પરંતુ એ એંઠી થઇ છે માટે એ હાથ બીજે ક્યાંય અડકાડીશ નહિ."

"સારૂં" કહી નરેન્દ્રે તે ભીંજાયલી ધાણીને મ્હોંમાં મૂકી તરત પાછી કાઢી નાંખીને કહ્યું:–"બ્હેન ! આ સારી નથી."

ધાણી વરસાદના પાણીથી ભીંજાઇ ગયેલી અને લુગડે બાંધેલી હોવાથી તેમાં એક પ્રકારની વાસ મારતી હતી.

કિશોરીએ કહ્યું:–" સારી છે, ભાઇ ખા."

નરેન્દ્ર:–" ના, મ્હને ભાવતી નથી, છીઃ!"

કિશોરીએ તેમાં સહજ મીઠું તથા મરચું લાવીને નાંખી આપ્યું, અને કહ્યું:–" હવે ઠીક લાગશે, ખા."

નરેન્દ્રે ફરીથી તેને મ્હોંમાં મૂકી પરંતુ તેનું મન માન્યું નહિ. છતાં તેણે તે ફેંકી દીધી નહિ. અંતે તેણે અરૂચિ ભાવે ચાવતાં ચાવતાં કહ્યું:–" બ્હેન! જરા ગોળ આપ–ગોળ નાંખવાથી સારી લાગશે."

કિશોરીએ દુઃખિત્ સ્વરે કહ્યું:–" ગોળ કયાંથી લાવું ભાઇ?"

એવામાં કિશોરીના કાકાના છોકરા ધીરજે બન્ને હાથમાં બે પૂરીઓ લઇ નાચતાં નાચતાં ત્યાં આવીને કહ્યું:–" નરેન! આવ આપણે રમીએ."

ધીરજની ઉમ્મર લગભગ સાત વર્ષની હતી. નરેન્દ્રે કહ્યું:– " હું ધાણી ખાઉં છું, ખાઈ રહ્યા પછી રમીશું."

પૂરીઓ હાથમાં રાખી ધીરજ નાચતો નાચતો આવીને નરેન્દ્રની પાસે ઉભો રહ્યો. નરેન્દ્રે કહ્યું:–" ત્હારે ધાણી ખાવી છે?"

" ખાઇશ." કહી હાથમાં પૂરીઓ સહિત ધીરજ નરેન્દ્રની પાસે બેસી ગયો. નરેન્દ્રે વાડકીમાંથી એક મૂઠી ધાણી લઇને ધીરજના મ્હોંમાં મૂકી. ધીરજ તે ચાવીને ફેંકી દઈ ઉભો થઈ ગયો. તેણે કહ્યું:–છીઃ, એ સારી નથી. મ્હારે ખાવી નથી."

નરેન્દ્રે કહ્યું:–" ત્યારે ભાઇ, હું ખાઇને આવું છું."

ધીરજ:–" ત્હારે પૂરી ખાવી છે?"

કિશોરી તે વખતે ઘરમાં કંઇ કામ કરતી હતી. તે પૂરીની વાત સાંભળીને બ્હાર આવી અને ધીરજના હાથમાં પૂરી જોઇને કહ્યું:–

"ના, ભાઇ તું ત્હારા ઘરમાં જા, એ ધાણી ખાઈ રહ્યા પછી રમવા આવશે."

કિશોરી જાણતી હતી કે, એક દિવસ ધીરજે એક જામફળ લાવીને તેમાંથી એક કકડો નરેન્દ્રને આપ્યો હતો તેથી ધીરજની માતાએ ધીરજને કેટલીયે ગાળો દીધી હતી.

ધીરજે કહ્યું:–"નરેન્દ્ર ! ત્હારે પૂરી ખાવી છે ?"

નરેન્દ્ર:–"હા."

કિશોરીએ કહ્યું:–"ના ભાઈ, તું પૂરી ખાઇશ નહિ. કાકી લડશે."

નરેન્દ્ર:–"ના, હું તો ખાઇશ."

કિશોરી:–"ક્યાંથી લાવીને ?"

નરેન્દ્ર:–"ધીરજ આપે છેને."

કિશોરી:–"ના–નથી ખાવી."

નરેન્દ્રે ધીરજ તરફ મ્હોં ફેરવીને કહ્યું:–"ભાઇ ! પૂરી આપીશ ?"

"લે" કહી ધીરજે તેની પૂરીમાંથી એક બેઆનીભાર પૂરી ભાગીને નરેન્દ્રના હાથમાં આપી તે નરેન્દ્રે હજી તો મ્હોંમાંજ મૂકી છે, એવામાં ધીરજની મા આંગણામાં આવી મ્હોં ઉપર અત્યંત વિરક્તિનો ભાવ પ્રદર્શિત કરીને બોલી:–"અલ્યા ધીરજ ! મ્હારા રોયા હૈયાફુટા, ત્હને ખાતાં નથી આવડતું, તે જે આપુંછું તે લઈ જઇને નરેન્દ્રને ખવરાવી દે છે ?"

"ના કાકી, એક કટકોજ આપી છે." એમ કહી કિશોરીએ નરેન્દ્રનું મ્હોં પ્હોળું કરી તેમાં આંગળી ઘાલી, પૂરીના કકડાને બ્હાર કાઢીને બતાવ્યો. કાકીએ અત્યંત વિરક્ત થઇને કહ્યું:–"મ્હેં ત્હને એવું ક્યાં કહ્યું કે, ત્હારો ભાઇ આખીએ પૂરી ખાઈ ગયો ? મ્હારો છોકરો હૈયાફુટો છે તે ઘરમાં બેસીને ખાતો નથી અને બ્હાર આવી લોકના છોકરાઓને ખવરાવી દે છે. પોતાનો સ્વાર્થ કોણ ના સમજે ?"

કિશોરીએ પોતાના ફુટેલા નસીબને યાદ કરી કંઇપણુ જવાબ આપ્યો નહિ. ધીરજને લઇને ધીરજની માતા ચાલી ગઈ.

હતભાગિની કિશોરી તે દિવસે ખાવાનો કંઈપણુ બંદોબસ્ત કરી શકી નહિ. બપોરના પ્રભાશંકરને ત્યાંથી નરેન્દ્રને જરા દાળભાત ખવરાવી લાવી ઘરમાં બેસી રહી. ત્યારપછી સાંજના સમયે નરેન્દ્ર ઉઠીને જ્યારે પડોશના છોકરાઓ સાથે રમવાને ગયો ત્યારે કિશોરી બારણાના ઉમરા ઉપર બેસીને ઉદાસનયને, સ્થિર દૃષ્ટિથી આકાશ તરફ નજર કરી વ્યાકુળ હૃદયે વિચાર કરવા લાગી. હવે શી રીતે દહાડા કાઢવા–મનુષ્ય શું ખાધા વગર જીવી શકે ? કિશોરી ખાધા સિવાય બિછાનામાં પડી રહીને પોતાના જીવનનો પરિત્યાગ કરી શકે ? તેને જીવીને કામ શું હતું; ઉપરાંત મરવાથી–મરણની પેલી પારે જવાથી તેને તેના સ્વામીનાં દર્શન થશે તેને માટે તો મરણજ મંગળ છે. પરંતુ નરેન્દ્ર ! નરેન્દ્રને–આ ગરીબના ધનને તે કોના હાથમાં સોંપતી જાય ? તેનું આ દુનિયામાં કોઇ નથી; પરંતુ કિશોરી શું કરે ? ક્યાં જાય ? શું કરવાથી પેટ ભરાય ? શું કરવાથી તે નરેન્દ્રને ઉછેરી શકે ? અનેક પ્રકારના વિચારો કરવા છતાં તે કંઇપણ સ્થિર કરી શકી નહિ. એવામાં તેણે જોયું તો, બારણા આગળથી તેના કાકા ગોપાળચંદ્ર જતા હતા. કિશોરીએ તરત ઉમરા ઉપરથી ઉભી થઈ તેમને બોલાવીને કહ્યું:–" કાકા ! એક વખત અમારે ઘેર તો આવો."

ગોપાળચંદ્ર આવ્યા એટલે કિશોરીએ કહ્યું:–" કાકા ! બાળકને લઇને ખાધા સિવાય મરી જાઉં ? હવે મ્હને કંઇ પણ સુઝતું નથી. આજે મ્હેં બિલકુલ ખાધું નથી. નરેન્દ્રને પ્રભાશંકર કાકાને ત્યાં જરા દાળભાત ખવરાવી આવી."

ગોપાળચંદ્રે માંથું હલાવીને કહ્યું:–" એતો જાણે હવે સમજ્યા ! એમાં ત્હારોજ દોષ છે–ઘરમાં જો તું ખુશામત કરીને રહી શકે તો

શું અમને તમારા બેજણને ખવરાવવાનું નહિ મળતું હોય ?"

કિશોરીએ મ્લાન મુખે કહ્યું:—"કાકીની ખુશામત—ભક્તિ—શ્રદ્ધા કોણ ના કરી શકે ? પરંતુ કાકી તો અમને જોઇજ શકતાં નથી."

ગોપાળ:—"ના ના, એ કંઈ એવી નથી. જરા મિજાજી છે."

કિશોરી:—"મ્હારા નસીબમાં તેમનો સ્નેહ નથી."

ગોપાળ:—"ત્યારે શું કરૂં, કહે ?"

કિશોરી:—"જો કાકી અમારા ઉપર અવિચારી ગુસ્સો ના કરે તો અમે ખુશીથી રહી શકીએ."

ગોપાળ:—"પરંતુ ત્હારે ને એને બનેજ નહિ અને ઉલટો કજીઓ કંકાશ થતાં લક્ષ્મીનો નાશ થાય. તમારા ઘરમાં એથીજ લક્ષ્મીનો વાસ થયો નહિંને."

ગોપાળે આ પ્રમાણેનો બીજો પણ કેટલોક હિતોપદેશ આપી ઉતાવળે પગલે ત્યાંથી ચાલવા માંડયું.

કિશોરી નિરાશ હૃદયે ફરીથી ઉમરા ઉપર બેસી ગઇ.

બહુ દિવસ પછી આજે ફરીથી કિશોરીની પાસે રતનફોઇ આવી પહોચ્યાં. તેઓ આટલા દિવસ સુધી તિર્થયાત્રા કરવાને ગયાં હતાં. ઘણા સમયથી તેઓ ગામમાં ન્હોતાં.

સૂર્યના પ્રચંડ તાપથી અકળાઇ ગયેલા ચાતક પક્ષીને મેઘનું દર્શન થતાં જે પ્રમાણે આનંદ થાય છે તેજ પ્રમાણે કિશોરી રતનફોઇને જોઇને આનંદી થઈ ગઇ. તેણે મધુર અવાજે કહ્યું:—"રતનફોઇ ! આવો—કેટલા વખતથી તમને જોયાં નથી. હું ઘણી દુઃખી થાઉંછું, રતનફોઇ !"

રતનફોઇએ આવી કિશોરીની પાસે બેસીને કહ્યું:—"શું દુઃખ છે. કિશોરી !"

કિશોરી:—"સઘળી બાબતનું દુઃખ છે—રહેવાનું મકાન તો આ

જુઓ !"

"તે તો જોયું-પડી ગયું છે."

"અન્ન વસ્ત્રની પણ એવીજ સ્થિતિ છે; આજે તો એકાદશી કરી છે."

"એ શું-પુર્ણિમાને દિવસે એકાદશી કેમ ?"

"મહિનામાં લગભગ દશ દિવસ મ્હારે આવી એકાદશીઓ કરવી પડે છે."

"નરેન્દ્ર કેમ છે ?"

"આ ઘેર પેલે ઘેર રખડી રઝળી એનું તો જાણે પૂરૂં કરૂં છું."

"ઘણી અફસોસની વાત છે. તું તો સાસરે હતીને ?"

"તેઓએ તો મ્હને કેટલોયે સમય થયો કાઢી મૂકી છે."

"ત્હારા કાકા, ગોપાળચંદ્ર કંઇ સહાયતા કરતા નથી ?"

"ના-મ્હેં હમણાંજ તેમને આજીજી કરી હતી, પરંતુ તેઓ સાંભળ્યા સિવાય ચાલ્યા ગયા."

"બ્હેન ! મ્હારી સ્થિતિ તો તું જાણે છે. મ્હારા ઘરમાં થોડા ઘણા દાણા છે તે લઇ જા. જે દિવસો ગયા તે ખરા !"

"તમારે ત્યાંથી દાણા લાવીશ તે કેટલા દિવસ ચાલશે. મ્હારા નસીબમાં હજી કોણ જાણે કેટલાએ વર્ષ જીવવાનું લખ્યું હશે ?" તમારા એટલા દાણા શું કાંઇ જીંદગી પર્યંત ચાલવાના હતા ?"

"જીંદગી પર્યંત નહિ ચાલે તો દશેક દિવસ તો ચાલશેને !"

"પછી ?"

"જીવ સલામત છે."

"જીવ સલામત હશે પેટમાં શું આવવાનું હતું ?"

"કોઇની મહેનત મજુરી કરજે."

"કોની કરૂં ?"

રતન ફોઈઃ–અરે હા–ઠીક યાદ આવ્યું–ભરૂચમાં હરિકૃષ્ણ શેઠ રહે છે–તેઓ એક શુદ્ધ આચરણવાળી બ્રાહ્મણની છોકરી શોધે છે. તે બન્ને ધણી ધણીઆણીની રસોઇ કરવાની છે. ખાવા પીવા ઉપરાંત પગાર પણ મળશે–દરરોજ નર્મદાજીમાં સ્નાન કરવાનો પણ લાભ મળશે–કંઇ નહિં તો પાંચેક રૂપિઆ પગાર મળશે, કેમ ત્હારી મરજીછે ?"

"હા છે, ખાધા વગર સુકાઇ મરવું તેના કરતાં એ કંઇ ખોટું નથી. તેઓ મ્હને પગાર ના આપે અને તેના બદલામાં મ્હારા ભાઇને ખવરાવશે પીવરાવશે તો ચાલશે."

"એજ પીડા છે. મ્હેં તેમને ત્હારે માટે નક્કી કરીને પૂછ્યું હતું–ત્હારા ભાઇની વાત પણ તેમને કહી હતી–તેમણે કહ્યું હતું કે, ના છોકરાને લઇને આવે તે પાલવે નહિ."

"નરેન્દ્ર કંઈ હવે ન્હાનો નથી, હવે તો તે કંઇક સમજણો થયો છે. એ એમને કોઇપણ પ્રકારે વીતાડશે નહિ."

"એટલા માટે નહિ, પણ તેમના ન્હાના ન્હાના કેટલાયે પુત્રો અને દોહિત્રો મરી ગયા છે, તેથી કોઈ ન્હાના છોકરાને જોતાં તેમને ઓછું આવે છે."

કિશોરીએ કહ્યું:–"ત્યારે તો હું શી રીતે આવી શકું ? મ્હને મ્હારી પડી નથી. એ મ્હારી આ ભવની બેડી છે–એજ મ્હારૂં કર્મબંધન છે. એને કોની પાસે મૂકી જાઉં ?"

રતન ફોઇએ કહ્યું:–"મહિને મહિને ત્રણ રૂપિઆ આપીશ તો કોઇપણ રાખવાને તૈયાર થશે ! કેમ હવે તેની પાંચેક વર્ષની ઉમ્મર તો થઇ છે, હવે નિશાળે પણ જશે. એમ કર્યા સિવાય બીજો કયો રસ્તો છે કે તું ત્હારૂં જીવન ટકાવી શકીશ ? ભૂખ્યાં રહીને બન્ને જણાં મરી જશો એના કરતાં આ રસ્તો કંઇ ખોટો નથી. ત્હને મહિને

પાંચ રૂપિઆ મળશે, તેમાંથી ત્રણ રૂપિઆ નરેન્દ્રના ખોરાકીના બાદ કરતાં બીજા બે રૂપિઆ વધશે-તેમાંથી તેનાં કપડાં લત્તાં યા તો નિશાળનું ખર્ચ ચાલશે. પછીથી જો તેનું નસીબ જોર કરવું હશે તો સૌ સારાં વાનાં થશે."

કિશોરીઃ-" હું નરેન્દ્ર સિવાય ક્ષણમાત્ર પણ રહી શકું નહિ."

રતનફોઈઃ-" એટલી બધી માયા રાખીશ તો પેટ શી રીતે ભરાશે ? અનાજ વગર સુકાઈ જાય છે તે શું સારૂં કરે છે કે ?"

કિશોરીએ એક ઉંડો નિસાસો નાંખીને કહ્યુંઃ-" વારૂ ત્યારે વિચાર કરીશ. પરંતુ નરેન્દ્રને કોને ત્યાં મૂકીને આવીશ ?"

રતનફોઇઃ-" મ્હને લાગે છે કે, મહિને ત્રણ ત્રણ રૂપિઆ આપીશ તો ત્હારા કાકા પણ તેને રાખવાને ના નહિ પાડે."

કિશોરીઃ-" હું તેમને પૂછી જોઇશ; પરંતુ હું રૂપિઆ મોકલાવીશ એ વાત તેઓ શી રીતે માનશે ?"

રતનફોઈઃ-" બે ત્રણ મહિનાના અગાઉથી આપી દેજે."

કિશોરીઃ-" એટલી જો મ્હારી પાસે શક્તિ હોત તો પછી બીજું જોઇતું'તું શું ?"

રતનફોઇઃ-" જો ત્હારો જવાનો વિચાર નક્કી હોય તો હું હરિકૃષ્ણ શેઠની પત્નીને પત્ર લખી, થોડાક રૂપિઆ અગાઉથી મંગાવી આપું. તેમને રાંધનારીની બહુ જરૂર છે. મ્હને એમણે અત્યંત આગ્રહ કરીને તપાસ કરવાની કહી છે. તેમના સંબધમાં હું તને એટલું કહી રાખું છું કે શુદ્ધ આચારવિચાર રાખી ધર્મનું પ્રતિપાલન કરવામાં તને ત્યાં આગળ બિલકુલ હાની થશે નહિ."

કિશોરી કબુલ થઇ. અત્યંત દુઃખે-મહા મહેનતે નરેન્દ્રને છોડી ને જવા તૈયાર થઇ.



## પ્રકરણ ૯ મું.



## કિશોરી નોકરીમાં.

કેટલાએક દિવસ પછી રૂપિઆ મળતાં કિશોરી તેની કાકી પાસે ગઇ. તે વખતે તેના કાકા ગોપાળચંદ્ર પણ ઘરમાંજ હતા. તેણે મ્લાન મુખે કહ્યું:–" કાકી ! હવે મ્હારાથી આ દુઃખ સહન થઇ શકતું નથી. નરેન્દ્ર પણ ખાધાપીધા વગર સુકાઇ ગયો છે; તેથી મ્હને એક વિચાર સુઝી આવ્યો છે."

ગોપાળચંદ્રે કિશોરીના મ્હોં સ્હામું જોયું. કિશોરીની કાકી મણીએ કહ્યું:–" શો વિચાર સુઝી આવ્યો છે ? "

કિશોરી:–" રતનફોઇ કહે છે કે, ભરૂચમાં હરિકૃષ્ણ શેઠને એક રાંધનારી જોઇએ છે–મ્હારો ત્યાં જવાનો ઇરાદો છે."

" ખરી વાત છે, કંઇ પેટ ભર્યા સિવાય ચાલે ? "

" પરંતુ નરેન્દ્રની ચિંતા છે. એ કદાચ તમારી પાસે રહે તો તેમાં તમને હરકત છે ? "

" ઓ મા ! એ કેમ બને ! એ ત્હારા સિવાય રહી શકશે ?"

" કાકી ! મ્હારો એને સાથેજ લઇ જવાનો વિચાર હતો પરંતુ તેઓ નારાજ છે."

" એમકે–ત્યારે તું શી રીતે જઇ શકીશ ? "

" મ્હને મહિને મહિને તેમની પાસેથી પાંચ રૂપિઆ પગાર મળશે, તેમાંથી તમને ત્રણ રૂપિઆ નરેન્દ્રના ખોરાકીના આપીશ અને બે રૂપિઆ તેની નિશાળની ફી વગેરેના આપીશ."

" ત્યારે તો ઠીક. બ્હેન ! નરેન્દ્ર કંઇ અમારે પારકો નથી.

ભત્રીજો છે ને! તું જાણે છે, બ્હેન કે, આ એક માણસની કમાણી ઉપર આખો ગૃહસંસાર ચાલે છે! તેથી જો તું રૂપિઆ મોકલવાની હોય તો તેને મૂકતી જા-ખુશીથી રાખીશું."

"હું ત્રણ મહિનાના પૈસા પહેલેથી આપતી જઇશ-રતનફોઈ મારફતે મ્હેં મંગાવ્યા છે."

ગોપાળચંદ્ર અને મણી કબુલ થયાં. કિશોરીએ મહિને પાંચ રૂપિઆના હિસાબે ત્રણ મહિનાના પંદર રૂપિઆ તેની કાકીના હાથમાં મૂકયા.

જવાને આગલે દિવસથી કિશોરી નરેન્દ્રનું મ્હોં જોઇ શકતી ન્હોતી. તેના હૃદયનો 'હુ હુ' કરતો ભાવ તેની આંખોમાં અશ્રુઓ લાવી મૂકતો હતો. તે તેના હૃદયને કોઈ પણ પ્રકારે સમજાવી શકતી ન્હોતી. સમસ્ત રાત્રિમાં તેને બિલકુલ નિદ્રા આવતી નહોતી; સહજ નિદ્રા આવતી કે તરત પાછી ઉડી જતી હતી. ઉંઘતા નરેન્દ્રને છાતી સરસો ચાંપી તેના મ્હોં ઉપર ચુંબન કરી કિશોરી વિચાર કરતી હતી કે, "મ્હારા આ ગરીબના ધનને કોની પાસે રાખીને જાઉં છું! એનું આ દુનિયામાં કોઈ નથી."

રાત્રિ પૂરી થઇને પ્રભાત થયું. આજે તેને નરેન્દ્રનો પરિત્યાગ કરીને જવાનું હતું. બળદગાડી આવીને ઉભી રહી; રતનફોઈ આવ્યાં. કિશોરી ગાડીમાં જવાની હતી પરંતુ તે નરેન્દ્રને છોડીને જઇ શકતી ન્હોતી. નરેન્દ્ર પણ તેને ગળે વળગી પડ્યો. કોઇપણ પ્રકારે તે તેની બ્હેનને જવા દેતો ન્હોતો. કિશોરીએ અશ્રુઓ લ્હોતાં લ્હોતાં કહ્યું:- "ભાઇ! તું ઘેર રહે. ત્હારે માટે હું, રમકડાં, છત્રી, બુટ, કોટ ઇત્યાદિ લેવા જાઉં છું."

નરેન્દ્ર રડવા લાગ્યો. નરેન્દ્રની કાકી નરેન્દ્રને તેડવાને કિશોરીની પાસે આવી; પરંતુ નરેન્દ્ર કિશોરીના ગળામાંથી હાથ છોડતો ન્હોતો.

અત્યંત તાણાતાણી કરી કિશોરીની પાસેથી તેની કાકીએ તેને લઇ લીધો. નરેન્દ્ર ચિતકાર કરીને રડવા લાગ્યો. કિશોરી જઇને ગાડીમાં બેઠી કે તરતજ ગાડીવાને બળદોને હાંકી મૂકયા. દોડતી ગાડીમાંથી કિશોરીએ જોયું કે, તેની કાકીએ નરેન્દ્રને કેડેથી નીચે ઉતારી ઉભો કર્યો એટલે તે ધૂળમાં આળોટી આળોટીને "બ્હેન તું કયાં ગઇ— મ્હને લઇજા" એમ કહી ચિતકાર કરીને રડતો હતો. કિશોરીનું હૃદય ચીરાઇ જવા લાગ્યું; સમસ્ત વિશ્વે જાણે નરેન્દ્રના કરૂણાજનક ચિત-કારથી શોકાતુર મૂર્તિ ધારણ કરી. સમસ્ત વૃક્ષોએ જાણે નરેન્દ્રનો પક્ષ લઇ કિશોરીને પાછી ફેરવવા માટે તેમની હસ્તરૂપી ડાળીઓ હલા-વીને તેને બોલાવવાની સંજ્ઞાઓ કરી; પક્ષીઓ મ્હોટેથી રડી રડીને જાણે નરેન્દ્રના રૂદનનો પ્રતિધ્વનિ કરવા લાગ્યાં. ગાડી આંચકા ખાતી ખાતી ગામના રસ્તા ઉપરથી સ્ટેશન તરફ ચાલી. કિશોરી હવે ધૈર્ય ધારણ કરી શકી નહિ—મનને સમજાવી શકી નહિ. તેની આંખ્યો-માંથી ચોધાર અશ્રુઓ વરસવા લાગ્યાં.

ત્યારપછી નિસ્તબ્ધ મધ્યાનકાળે જ્યારે ધૂળ ઉરાડતી ઉરાડતી ગાડી એક ન્હાના ગામમાંથી પસાર થઇને ચાલી જતી હતી ત્યારે કેટલીક સ્ત્રીઓ તેમનાં નગ્ન બાળકોને લઇને સ્નાનાર્થે તળાવ તરફ ચાલી જતી હતી. ગાડીમાંથી કિશોરીએ જ્યારે એ દેખાવ જોયો ત્યારે તેને વિચાર આવ્યો કે,—"મ્હારા નરેન્દ્રનું એવું કોઇ સગું નથી કે તે તેને તેડીને સ્નાન કરવા જાય. તે મ્હારે માટે કેટલું રડયો હશે ! હજી સુધી તેણે બિચારાએ કોઈ દિવસ પેટ ભરીને ખાધું નથી. હાય ! મ્હારૂં હૃદય કેવું પત્થર જેવું છે ! હું તેનો ત્યાગ કરીને કયાં જાઉં છું ?"

કેટલીક વાર પછી ગાડી સ્ટેશન ઉપર આવી પહોંચી. રતનફોઈ ટિકીટ કરાવી લાવી કિશોરીને સાથે લઇને ગાડીમાં બેઠાં. ગાડી પૂર

જોસથી દિગન્તમાં ધુમાડો પ્રસારીને ભરૂચ તરફ ચાલી નીકળી. કિશોરી અર્ધખુલ્લાં નેત્રે નરેન્દ્રનો વિચાર કરતી કરતી અશ્રુઓથી છાતી ભીંજાવતી ભીંજાવતી ચાલી ગઇ.

યથા સમયે કિશોરી ભરૂચ જઈ પહોંચી. દિવસો ઉપર દિવસો પસાર થવા લાગ્યા. કિશોરી ધૈર્ય ધારણ કરી હરિકૃષ્ણ શેઠ અને તેમની પત્નીની સેવા શુશ્રુષા કરવા લાગી. કિશોરીના કાર્યથી–કિશોરીની પવિત્રતાથી–કિશોરીની સેવા શુશ્રુષાથી હરિકૃષ્ણ શેઠની પત્ની ઘણાં ખુશી થયાં. તેઓ પણ કિશોરીને પોતાની પુત્રી સમાન માનવા લાગ્યાં. કિશોરીનું સઘળું કાર્ય થયું; પરંતુ નરેન્દ્રને માટે તેનું મન માનતું ન્હોતું. જ્યારે તે થાળીમાં અન્ન લઇને જમવા બેસતી, ત્યારે તેને યાદ આવતું કે, આ અન્નને અભાવે નરેન્દ્રને કેટલીક વાર ધાણી ખવરાવવી પડી હતી–હવે તે શું કરતો હશે તે કોણ જાણે છે ? એ દયામયી કાકી તેને પેટ ભરીને ખાવા આપતી હશે કે કેમ તે હું શી રીતે જાણી શકું ? કિશોરી મિષ્ટાન્ન ખાઇ શકતી ન્હોતી. મિષ્ટાન્ન હાથમાં લેતાંજ તેની આંખ્યોમાં અશ્રુઓ ભરાઇ આવતાં હતાં. એમ કરતાં કરતાં કિશોરીના આઠ મહિના ભરૂચમાં પસાર થઈ ગયા.

રતનફોઈ અત્યાર સુધી ભરૂચમાંજ હતાં. હવે તે ઘેર જવાનાં હતાં તેથી કિશોરીએ કહ્યું:–" મ્હારો પણ એક વખત ઘેર આવી જવાનો વિચાર છે."

હરિકૃષ્ણ શેઠની પત્નીએ કહ્યું:–" ત્હારે જઇને શું કામ છે ?"

અશ્રુમુખી કિશોરીએ કહ્યું:–" મ્હારે એક ભાઇ છે. મ્હને લાગે છે કે તે તો તમે જાણતાં હશો–હું તેને બહુ રડતો મૂકીને અહિં આવી છું. તેથી એક વખત મ્હારો તેને જોઈ આવવાનો વિચાર છે."

હરિકૃષ્ણ શેઠની પત્નીએ કહ્યું:–" જો ત્હારો વિચાર નોકરી

કરવાનો ના હોય તો તે પણ મ્હને સ્પષ્ટ રીતે કહી દેજે કે અમને બીજો કંઇ બંદોબસ્ત કરવાની સૂઝ પડે."

કિશોરીઃ-"તમારે ત્યાં રહ્યા સિવાય મ્હારો છુટકો નથી. હું તમારી પાસેથી નોકરી છોડી દઇને જવાનીજ નથી."

શેઠાણીઃ-"ત્યારે ઘેર કેમ જવાનો વિચાર કરે છે? તું પાછી એકલી શી રીતે આવી શકીશ? આવતી વખતે કોનો સંગાથ મળશે?"

કિશોરીઃ-"હું પણ એટલાજ માટે રતનફોઇની સાથે જવાનો વિચાર કરૂં છું; નહિ તો પછી કોની સાથે જઇશ? એક વખત નરેન્દ્રને જોયા સિવાય હું રહી શકીશ નહિ."

શેઠાણીએ તેને સંમતિ આપી. કિશોરીએ ઘેર જવાનું નક્કી કર્યું.

કિશોરી તેના પગારના પૈસામાંથી પ્રતિમાસે પાંચ રૂપિઆ તેના કાકાને નામે મનીઑારડરથી મોકલાવતી હતી, એટલે કે, પગારપેટે તેનું બિલકુલ લ્હેણું નીકળતું ન્હોતું. પરંતુ દુઃખી નરેન્દ્રને માટે કોટ, ધોતી, બુટ વગેરે લઇ જવાનું હતું. તે તેને કહીને આવી હતી કે, હું લેતી આવીશ, પરંતુ તે કયાંથી મળે?"

સાયંકાળ પછી કિશોરીએ શેઠાણીને કહ્યુંઃ-"મ્હને પૈસા નહિ આપો તો હું શી રીતે ઘેર જઇશ? મ્હારો ન્હાનો ભાઇ બિચારો બહુ દુઃખી છે. તે કદાપિ કોટ યા તો બુટ પહેરતો નથી. હું અહિં આવવાની હતી ત્યારે તેને કહેતી આવી હતી કે ત્હારે માટે હું બુટ, કોટ અને ધોતી લેવાને જાઉં છું."

શેઠાણીનો કિશોરી ઉપર અત્યંત પ્રેમ હતો. તેમણે તેના પગાર પેટે પચિશ રૂપિઆ અગાઉથી રોકડા આપ્યા અને તેના ભાઇને માટે કોટ, ધોતી, બુટ ઇત્યાદિ લાવવાને માટે બીજા પચિશ રૂપિઆ બક્ષિસ તરીકે આપ્યા. કિશોરી અત્યંત કૃતજ્ઞતા સહિત તેનો સ્વીકાર કરીને રતનફોઇની સહાયતાથી નરેન્દ્રને માટે બુટ, કોટ,

ધોતી, એકાદ ન્હાની છત્રી, તથા કેટલુંએક ખાવાનું ઇત્યાદિ લઈ આવી, અને રતનફોઈની સાથે પોતાને ગામ ગઇ.

બીજે દિવસે સાયંકાળે તેઓ માતર ગામમાં આવી પહોચ્યાં. આજે નરેન્દ્રનું મ્હોં જોવાનો દિવસ હોવાથી—નરેન્દ્રને મળવાનો દિવસ હોવાથી આખા ગામે જાણે નવિન રૂપ ધારણ કર્યું હતું—આનંદના હાસ્યથી હસી રહ્યું હતું.

કિશોરીએ ગાડીમાંથી ઉતરી બારણા પાસે જઇને બૂમ મારી કે:—“ નરેન્દ્ર ! ” નરેન્દ્ર તે વખતે રમવા ગયો હતો.

નરેન્દ્રની કાકીએ કિશોરીનો સારો આદરસત્કાર કર્યો. કિશોરીએ થોડીવાર એ ઘરમાં બેઠા પછી કહ્યું:—“ અમારૂં જીર્ણ મકાન હજી છે કે ? ”

કાકી:—“ હા છે. ના હોય તો ત્યાં જઇને રહે—અત્યારે તો કંઈ ખાવું કરવું નથીને ? ” કાલે સ્હવારે અહિંયાં ખાજે. ”

કિશોરી નરેન્દ્રને જોવાને આકુળવ્યાકુળ થઈ રહી હતી. ગમે તેમ કરીને, તેણે પોતાના બહુ વખતથી તજી દીધેલા જીર્ણ મકાનમાં પ્રવેશ કર્યો. હાય ! કેટલાબધા દિવસથી તે ઘર શૂન્ય પડી રહ્યું હતું ! તે કાકીને ઘેરથી એક દીવો લઇ આવીને ગોખલામાં મૂકી, એક ઘડો પાણી ભરી લાવી; અને પોતાની સાથે બિછાનું લાવી હતી તે પાથર્યું—ત્યાર પછી નરેન્દ્રને માટે જે જે સારૂં સારૂં ખાવાનું લાવી હતી, તેમાંથી થોડું ઘણું તેની કાકીનાં છોકરાંઓ માટે આપી આવી.

કેટલીકવાર પછી નરેન્દ્રે તેની કાકીને ત્યાં આવી સાંભળ્યું કે, તેની બ્હેન ઘેર આવી છે—નરેન્દ્ર શ્વાસભેર દોડતો દોડતો પોતાના જીર્ણ મકાનના ઉમરા આગળ જઇ પહોંચ્યો અને બૂમ મારી કે, “ બ્હેન ! આવી ? ”

આવી બૂમે—આવા સ્વરે—આવી મીઠાશે, જાણે ઘણા કાળથી

કિશોરીના કાનમાં પ્રવેશ કર્યો ન્હોતો. કિશોરી દોડતી બ્હાર આવી અને નરેન્દ્રને હર્ષભેર ઉચકી લીધો. બન્ને ભાઇ બ્હેનની આંખ્યોમાં અશ્રુઓ ભરાઈ આવ્યાં. કિશોરીએ નરેન્દ્રના મ્હોં ઉપર ચુંબન કરીને કહ્યું:–“ભાઈ મ્હારા ! હું ત્હારે માટે ખાવાનું લાવી છું. બુટ, કોટ, છત્રી વગેરે બધું લાવી છું.”

નરેન્દ્રે કહ્યું:–“બુટ લાવી છે ? ધીરજના બાપા ધીરજને માટે બુટ લાવ્યા છે–મ્હારે નથી.”

કિશોરી:–“હું ત્હારે માટે સરસ બુટ લાવી છું.”

નરેન્દ્ર:–“હું પહેરૂં !”

“હા, પહેર” એમ કહી કિશોરી નરેન્દ્રને ઘરમાં લઈ ગઇ. તેણે ટ્રંક ખોલી બુટ, કોટ, ધોતી ઇત્યાદિ બ્હાર કાઢી નરેન્દ્રને પહેરાવી દીધાં; ઉપરાંત છત્રી ખોલીને રાત્રિકાળે ઘરમાં તેના માંથા ઉપર ઓઢાડી દીધી. પુત્રને રાજ્ય સિંહાસને બેસાડી રાજરાણીને જે આનંદ પ્રાપ્ત થાય, તે આનંદ કિશોરીના આ આનંદ સાથે સરખાવતાં અત્યંત નજીવો જણાતો હતો. ત્યાર પછી તેણે ખાવાનો ડબ્બો ખોલી નરેન્દ્રના મ્હોં આગળ મૂકયો અને કહ્યું:–“ભાઇ ખા; આ ખાવાનું ખા.”

નરેન્દ્રના આનંદનો પાર રહ્યો ન્હોતો. એક તો બ્હેન આવી હતી, તેમ કોટ, બુટ, ધોતી, છત્રી–વગેરે લેતી આવી હતી. કાલે તે ધીરજને તથા પાડોશના અન્ય છોકરાઓને બતાવશે કે તેને માટે તેની બ્હેન કેટલી બધી ચીજો લાવી છે. વળી કેટલું બધું ખાવાનું લાવી છે. નરેન્દ્ર અત્યંત આનંદમાં આવી ગયો. તે ખુલ્લી છત્રીને માંથેથી એક બાજુએ નમાવી દઇ પગમાં બુટ સહિત બેસી ખાવાના ડબ્બામાંથી એક એક ચીજ ખાવા લાગ્યો. કિશોરીના આત્માએ જાણે આજે પૂર્ણ તૃપ્તિનું રસપાન કર્યું હતું.

ત્યારપછી લગભગ પંદરેક દિવસ સુધી ઘેર રહી કિશોરી સ્વ હસ્તે રસોઇ કરીને નરેન્દ્રને અત્યંત આદરસત્કારથી જમાડતી હતી. નરેન્દ્રને સ્નાન કરાવી, આહાર કરાવી, આદરયત્ન કરીને પણ જાણે તેની આકાંક્ષા પૂર્ણ થતી ન્હોતી.

એવામાં કિશોરીને તેની શેઠાણી તરફથી એક પત્ર મળ્યો. તેમણે લખ્યું હતું કે, અમારે ત્યાંથી એક નોકરડી ત્હારે ત્યાં આવશે, તું તેની સાથે અહિંયાં ચાલી આવજે, અમને ખાવાપીવાની બહુ અડચણ પડે છે. નોકરડી ચાલી આવશે તો તું કોની સાથે આવીશ, તેથી નોકરડી આવે કે તરત તેને બીજે દિવસે જરૂરાજરૂર ચાલી આવજે."

પત્ર મળતાં કિશોરીનું હૃદય કંપી ઉઠયું. નરેન્દ્રને છોડીને તે શી રીતે જશે ? કેટલાએક દિવસ પછી હરિકૃષ્ણ શેઠની નોકરડી કિશોરીને ભરૂચ લઈ જવાને આવી પહોંચી.

કિશોરીનું હૃદય ફરીથી અંધકારપૂર્ણ થઇ ગયું. રતનફોઇએ આવીને કહ્યું:–" નરેન્દ્રને માટે તું કશી ફીકર ચિંતા કરીશ નહિ. આ વખતે તો હું અહિંયાં છું એટલે વખત બે વખત તેની તપાસ રાખતી રહીશ."

કિશોરીએ રડતાં રડતાં કહ્યું:–નરેન્દ્ર મ્હારૂં ગરીબનું ધન છે. ફોઈબા તમે એની સંભાળ રાખજો."

રતનફોઇ ચાલ્યાં ગયાં એટલે કિશોરીએ નરેન્દ્રને તેડીને તેને કહ્યું:–" ભાઈ ! હું ફરીથી ભરૂચ જાઉં છું. ભાઇ તું રડીશ નહિ."

" ફરીથી કેમ જાય છે, બ્હેન ?"

" ત્હારે માટે બીજાં કપડાં લત્તાં લેવા માટે."

" કેમ, તું લાવી છેને."

" ત્હારે માટે દાબડો ભરીને સારૂં સારૂં ખાવાનું લાવી હતીને

તે થઈ રહ્યું છે, તેથી બીજું લેવા માટે જાઉં છું."

"શું લાવીશ?"

"બરફી, પેંડા, જલેબી વગેરે બધુંએ લેતી આવીશ."

"હવે કેટલું લાવીશ?"

"હજી ઘણું ખરૂં લાવવાનું બાકી છે."

કિશોરીને એ દિવસે સાંજની ગાડીમાં જવાનું હતું. તે સ્નાન કરીને રસોઇ કરવા લાગી. નરેન્દ્ર તેની પાસે બેસીને વિવિધ વાતો કરી રહ્યો હતો, એવામાં ગાડીવાળાએ આવીને કહ્યું:—"બ્હેન! તમે જરા જલદીથી પરવારી લ્યો. વિલંબ થશે તો ગાડી હાથ લાગશે નહિ."

બુદ્ધિમાન નરેન્દ્ર સમજી ગયો કે, તેની બ્હેન ખરેખર આજે જવાનીજ છે. તેનું હૃદય દુભાયું. તેણે અશ્રુપૂર્ણ નેત્રે કિશોરીને કહ્યું:—"હું તને ભરૂચ જવા દેવાનો નથી."

કિશોરીની આંખોમાં પણ અશ્રુઓ ભરાઈ આવ્યાં. તેણે ધાડા અવાજે ગળું ખોંખારીને કહ્યું:—"ભાઇ! તું રોઇશ નહિ, હું ફરીથી પાછી આવીશ."

"હું રોઇશ."

"ના રોઇશ, ભાઈ! હું ત્હારે માટે સારૂં સારૂં ખાવાનું લેતી આવીશ."

"મ્હારે સારૂં સારૂં ખાવાનું નથી જોઇતું; માત્ર અન્ન ખાઇ-નેજ બેસી રહીશ."

કિશોરીએ અશ્રુપૂર્ણ નેત્રે નરેન્દ્રના મ્હો ઉપર ચુંબન કરીને કહ્યું:—"ભાઈ! તું ડાહ્યો છે! તું અન્ન ખાવાનું કહે છે પરંતુ એ પણ હું લાવીશ ત્યારેને! તું સમજે છે તો ખરો! જો આપણને ખાવાનું મળતું હોત તો હું ત્હને અહિંયા એકલો મૂકીને કોઈ ઠેકાણે જાઉં ખરી કે?"

ત્યારપછી બન્ને ભાઈ બ્હેને જમી લીધું. નોકરડીને પણ જમાડી દીધી. ગાડીવાળો ગાડી જોડીને તૈયાર થયો, ગાડી જોઇને નરેન્દ્રે કહ્યું:–"હું ત્હને નહિ જવા દઉં, બ્હેન !"

અશ્રુમુખી કિશોરીએ કહ્યું:–"ભાઇ તું રડીશ નહિ; હું ત્હારે માટે નવી નવી કેટલીએ ચીજો અને ખાવાનું લેતી આવીશ."

"નરેન્દ્ર:–"મ્હારે સારૂં સારૂં ખાવાનું જોઇતું નથી; હું જે મળશે તે ખાઇને બેસી રહીશ."

આંખમાંથી નીકળતી પ્રબળ અશ્રુધારાઓને વસ્ત્રના છેડા વડે લ્હોઈ નાંખીને કિશોરીએ તેની કાકીને બોલાવી અને તેમના હાથમાં નરેન્દ્રને સોંપી, ધૈર્ય ધારણ કરીને ગાડીમાં બેઠી. ત્યારપછી આખે રસ્તે રડી કકળીને છેવટે તે ભરૂચ જઇ પહોંચી.

આ વખતે બે વર્ષ સુધી ભરૂચમાં રહીને કિશોરી ફરીથી એક વાર ઘેર આવી ગઇ હતી. તે દરમ્યાન તેણે ભરૂચથી થોડા ઘણા પૈસા મોકલાવી રતનફોઈ મારફતે તેનું ઘર પણ સુધરાવ્યું હતું. નરેન્દ્ર હવે નિશાળમાં ભણવા જતો હતો; ધીરજ પણ જતો હતો.

એ પ્રમાણે સુખ–દુઃખે કિશોરી દિવસો પસાર કરવા લાગી. સુખ દુઃખમાં તેણે ચાર વર્ષ પસાર કર્યાં. નરેન્દ્ર હવે નવ વર્ષનો અને સમજણો થયો હતો. બ્હેન વગર તેનું હૃદય હમ્મેશાં ખાલી દેખાતું હતું. હમ્મેશાં તે તેના બ્હેનના ઉપદેશાનુસાર નિશાળે જઈ લક્ષ દઇને અભ્યાસ કરતો હતો. તેની બ્હેન કહી ગઈ હતી કે, તું લક્ષ્ય દઇને જલદી જલદી અભ્યાસ કરીશ તો આપણા દુઃખનો અંત જલદીથી આવશે આપણે બન્ને ભાઇ બ્હેન સુખીથી એકઠાં રહી શકીશું. શાન્ત અને સુશીલ બાળક નરેન્દ્ર તેથી અત્યંત લક્ષ્ય પૂર્વક અભ્યાસ કરતો હતો. તેનાથી ત્રણ વર્ષે મ્હોટો ધીરજ તેનાથી બે ધોરણ પાછળ હતો. એટલા માટે ધીરજની માતાને ઘણું લાગી

આવતું હતું. ગરીબનો છોકરો કહી નિશાળના માસ્તર નરેન્દ્રને વગર ફીએ ભણાવતા હતા. નરેન્દ્ર વર્ષમાં બે ધોરણ પસાર કરતો હતો; અને મહિને મહિને ફી આપવા છતાં પણ ધીરજ બધી વખતે પાસ થતો નહોતો, તેથી ધીરજની માતા ઇર્ષા કર્યા સિવાય શી રીતે રહી શકે? એ ઇર્ષા કોના ઉપર કરવી તે ધીરજની માતા નક્કી કરી શકી નહિ. કોઈ વાર પુત્ર ધીરજ ઉપર, કોઇ વાર નિશાળના માસ્તર ઉપર, તો કોઇ વાર નરેન્દ્ર ઉપર તે પોતાનો ક્રોધ ખાલી કરતી હતી. કોઇ કોઈ વાર તેને વિચાર થતો કે, સઘળા દોષનું મૂળ કારણ આ નરેન્દ્રજ છે. એ ના હોત તો ધીરજને આટલું ઉતરતું પદ ભોગવવું પડત નહિ. સઘળા આ ગરીબ બાળક નરેન્દ્રની પ્રશંસા કરતા; ધીરજને કોઈ સારો કહેતા નહોતા, એ મા થઇને શું મણી સહન કરી શકે?

નરેન્દ્ર હવે પત્ર લખતાં શીખ્યો હતો, તે હમ્મેશાં અભ્યાસની બાબત અને વર્ગના પ્રમોશન સંબંધીની વાત તેની બ્હેનને લખી જણાવતો હતો. કિશોરી કેટલાક આશિર્વાદ આપીને, કેટલોક ઉત્સાહ આપીને નરેન્દ્રને પ્રત્યુતર લખતી હતી. નરેન્દ્ર એ સઘળા પત્રો સાચવી રાખતો હતો અને અવસર મળતાં–દુઃખના સમયમાં ફરીથી વાંચી જતો હતો. તેની બ્હેન દુઃખી થશે, એમ ધારી તે તેની કાકી કચકચ કરતી હતી અને તેને કોઇ કોઇવાર મારતી હતી એ વાત કદાપિ પત્રમાં લખતો નહોતો; પરંતુ તેની બ્હેન પ્રત્યેક પત્રમાં લખતી હતી કે, "ભાઇ! આપણે ગરીબ છીએ. લોકોના ગુસ્સાથી યા ગાળોથી ચીડાઈ જઇએ તો આપણે ચાલે નહિ. સઘળું સહન કરીને રહેજે. જો બરાબર અભ્યાસ કરીશ તો એ સઘળાં દુઃખોનો અંત આવશે.

## પ્રકરણ ૧૦ મું.



### સંન્યાસીના વેષમાં કાન્તીલાલ.

ત્યારપછી બીજાં પણ બે વર્ષ પસાર થઈ ગયાં. સમયે તેના વિકાળ મ્હોંમાં કેટલીયે ભૂતકાળની વાતોને છુપાવી દીધી છે, કેટલીએ ભવિષ્યની છુપી વાતોને પ્રકાશ કરી દીધી છે. કેટલાંએ અજીર્ણું બિન્દુઓએ જીવન ધારણ કર્યાં છે, કેટલાયે કાચા કુંભો ફુટી જઇને આકાશમાં મળી ગયા છે. કેટલાંએ ભાવિતન્તુઓએ રખડી રઝળી પૂર્વના સંસ્કારથી અનેક વેષો ભજવ્યા છે. કેટલાયે હૃદયોમાં શાન્તિ વ્યાપી રહી છે, કેટલાએ મુખો ઉપર હાસ્ય પ્રકટી નીકળ્યાં છે અને કેટલીએ આંખ્યોમાંથી પ્રેમનાં આનંદી અશ્રુઓ વહેવા લાગ્યાં છે. વળી કેટલાંએ હૃદયોના ચૂરેચૂરા થઇ જઇ હુ હુ કરતા પવનમાં મળી જઇ કોઇ દિગન્તના ખોળામાં ચાલ્યાં ગયાં છે.

નવનિત હવે કોલેજ છોડી દઇને નડિઆદમાં વકિલાત કરતો હતો. વકિલાતમાં તેની પ્રતિષ્ઠા સારી જામી હતી. જે પ્રમાણે તે વકિલાત કરીને અત્યંત પૈસા મેળવતો હતો તેજ પ્રમાણે તે ગરીબોના લાભ કાર્યોમાં યથાશક્તિ મદદ કરી, જન સમાજનો અત્યંત પ્રેમ સંપાદન કરતો હતો.

એક દિવસ નવનિત કોર્ટમાંથી ઘેર આવતો હતો તે વખતે તેણે એક ગૈરિક વસ્ત્રધારી પુરૂષને માંથે વધારેલી લાંબી જટાને પીઠ પર પ્રસારી હર્ હર્ કરતો ચાલ્યો આવતો જોયો. દૂરથીજ તે મનુષ્ય જાણે તેનો પરિચિત હોય તેમ જણાતો હતો. તે જયારે નવનિતની ગાડી નજીક આવી પહોંચ્યો ત્યારે નવનિત સ્પષ્ટ રીતે ઓળખી શક્યો

કે, તે કોઇ નહિ પણ મુંબાઇમાં તેની સાથે અભ્યાસ કરનાર કાન્તિલાલ હતો. નવનિતને ઘણા વખતથી કાન્તિલાલના સમાચાર મળ્યા ન્હોતા.

કોચમેનને ગાડી ઉભી રાખવાનું કહી નવનિત ગાડીમાંથી ઉતરી પડયો અને કાન્તિલાલના સ્હામે જઇને સ્મિત્ મુખે કહ્યું:—" મ્હને ઓળખે છે કે ?"

કાન્તિલાલે દૃઢ ભાવે કહ્યું:—" કેમ ઓળખી ના શકું ! બાલ્યાવસ્થાના પરિચયને શું સહજમાં ભૂલી શકાય કે ?"

નવનિતઃ–ત્યારે મ્હારે ત્યાં ચાલ.

કાન્તિલાલ:—હું ઘણી વખત અહિંયાં આવ્યો હતો. ત્હારી અત્રે સારી ખ્યાતિ કિંવા પ્રતિષ્ઠા સાંભળીને ઘણો સંતોષ થયો હતો પરંતુ ત્હને મળ્યો ન્હોતો.

નવનિતઃ—કેમ ?

કાન્તિલાલ:–હું દીન–હીન રસ્તાનો ભિખારી છું. ત્હારા જેવા ઉચ્ચ અધિકારીને મળવાનું પ્રયોજન ન્હોતું, ઉપરાંત હૃદયમાં શાન્તિ ન્હોતી.

નવનિતઃ—તું પહેલાં ઘેર ચાલ પછી નિરાંતે ત્હારી વાત સાંભળીશ.

કાન્તિલાલ:–ના આવું તો સારૂં છે.

" ચાલ ચાલ " એમ કહી કાન્તિલાલનો હાથ પકડી નવનિતે તેને ગાડીમાં બેસાડયો. ગાડી પૂર વેગથી નવનિતના ઘેર જઇ પહોંચી.

સાયંકાળ પછી નિવૃત્ત–નિર્જન–નિસ્તબ્ધ રૂમમાં બેસીને બન્ને મિત્રો વાર્તાચિત કરવા લાગ્યા. નવનિતે કહ્યું:—" તું સન્યાસી કેમ થઇ ગયો ?"

કાન્તિલાલ:—સન્યાસી થવાથી દેખાઉં છું કેવો ?

નવનિતઃ—ભગવાં વસ્ત્ર કેમ પહેર્યાં ?

કાન્તિલાલ:—ત્ત્યારે કપડાં નથી તેથી. ભગવાં વસ્ત્ર મેલાં થતાં

નથી. તેમ મુસાફરીમાં એ વસ્ત્રો બહુ ઉપયોગી થઇ પડે છે. કેટલાક લોકો બરદાશ પણ કરે છે.

નવનિતઃ—હજી ત્હારા મતનું પરિવર્તન થયું નથી ?

કાન્તિલાલઃ—ક્યા મતનું ?

નવનિતઃ—ભગવાન—સ્વર્ગ, નરક, કર્મફળ, અને પુનર્જન્મ સંબંધી.

કાન્તિલાલઃ—એ વિષયો ઉપર કદાપિ વિશ્વાસ આવે ખરો કે ?

નવનિતઃ—ત્હારો મત એવો છે ને કે, હિન્દુઓ કાલ્પનિક છે—કલ્પના અને પ્રતિભાના બળથી, અનેક કલ્પનાઓની સૃષ્ટિ કરી ગયા છે; પરંતુ તું વિદ્વાન છે, ત્હેં પાશ્ચાત્ય પ્રદેશોની અનેક ભાષાઓનો લાભ મેળવ્યો છે. તેઓ શું કહે છે ? તે દેશોના અધ્યાત્મ વાદીઓએ અધ્યાત્મની આલોચનામાં જે નક્કી કર્યું છે, તે પણ ત્હેં વાંચ્યું છે, તો પછી ત્હારા ચિત્તમાં આટલી બધી નાસ્તિકતા કેમ ?

કાન્તિલાલે સ્મિત હાસ્ય કરીને કહ્યું:—હા, મ્હેં તે વાંચ્યું છે. મહા પુરૂષોએ—સાર્વજનિક લોકોના હિતાર્થે જે સઘળું લખ્યું છે, તે હું જાણું છું પરંતુ તેમણે તેમના કયા દુઃખ અને કયી અસીમ યંત્રણાના બળે એ દયાને પ્રવાહિત કરી હશે, તેનો સાક્ષાત્ સ્પર્શ મ્હને કોઇપણ ઠેકાણે મળ્યો નથી. વર્તમાન દૃષ્ટાંતો ઉપરથી હું એટલુંજ અનુમાન કરી શકું છું કે, સંસાર અનિત્ય દુઃખમય છે. સહસ્ત્ર ચેષ્ટાઓ કરતાં પણ એ દુઃખ દૂર કરી શકાતું નથી. રૂદન અને વિલાપથી, દર્શન અને વિજ્ઞાનથી પણ એ દૂર થઇ શકતું નથી. તો પછી એ વૃથા ચેષ્ટાઓનું—વૃથા તરફડીઆંઓનું, વૃથા તર્ક વિતર્કોનું, અને ધર્મોના તત્વો શોધવાનું પ્રયોજન શું ? જો યથાર્થ શાન્તિ શોધવા જઇએ છીએ તો આપણે સતત્ ઉદ્વેગના ભોગી થઇ પડીએ છીએ. જે થોડા ઘણા સુખનો લાભ, સહજમાં મળી આવે, તેનેજ ઉપયોગમાં લે. તેનાથીજ સુખી થા. નદીનો કિનારો—ફુલનો સુવાસ અને પ્રિય-

તમાનો સહવાસ એના સિવાય સ્વર્ગમાં વધારે શું હશે–તે કોણ કહી શકે તેમ છે ? કોણે સ્વર્ગ જોયું છે ? કોણ નરકમાંથી પણ પાછું ફર્યું છે ?”

નવનિતઃ–આટલે લાંબે સમયે પણ પ્રિયતમા તો ભૂલાતી નથી કેમ ? વારૂ, એ વાત પછી થશે–તે પહેલાં એક વાત સાંભળ. જો સ્વર્ગ તેમજ નરક એમાંનું કંઇ પણ ના હોય, કર્મફળ તેમજ પુનર્જન્મ પણ ના હોય તો પછી ત્હારે આવી રીતે ગામેગામ ભટકવાનું પ્રયોજન શું ? ત્હારી સ્ત્રી તથા પુત્રને લઇને ઘર માંડીને કેમ રહેતો નથી ?

કાન્તિલાલઃ–વળી પાછી ત્હેં ભૂલ કરી ! સ્ત્રી પુત્રો કોનાં છે ? તું તો સંસારી જીવ છે. માટે જીવનનું સુખ નષ્ટ કરવું જોઇએ ? સુખ મેળવવું હોય તો સુખની તપાસ કર. ત્હારા આવ્યા પછી કેટલીયે વાર આ ચંદ્રમા, પૂર્ણિમાથી બીજ ઉપર અને બીજથી પૂર્ણિમા ઉપર પાછો આવ્યો હશે. જીવન જ્યારે આવી રીતે ચાલ્યું જાય છે ત્યારે સ્ત્રી પુત્ર પણ કોણ અને રસ્તાંના લોકો પણ કોણ ?

નવનિતઃ–ત્હારા જીવનનું સુખ શું ? સુખને માટે ત્હેં ત્હારૂં જીવન કોને અર્પણ કરેલું છે ?

કાન્તિલાલઃ–વિશ્વનો ત્યાગ કરીને માત્ર એકાંત અને એક મૂઠી ચોખાનો મ્હેં પ્રેમથી સ્વીકાર કર્યો છે. તેના વિભ્રમ અને વિલાસમાંથી વાસનાનું સંરક્ષણ કર્યું છે. હૃદય વેચીને દરિદ્રતા ખરીદી લીધી છે. અને એ દરિદ્રતામાંજ અતુલનીય વૈભવ જોયો છે.

નવનિતઃ–પહેલાં તો તું એમ કહેતો હતો કે, પ્રેમ તો ઝાંઝવાનું નીર છે–દુર્બળ હૃદયનું કાર્ય છે. તું પ્રેમનો તિરસ્કાર કરી કહેતો હતો કે, એનાથી સુખ શોધવા જતાં જીવનના સુખનો નાશ થાય છે. તું માત્ર રૂપ સિવાય–સૌન્દર્ય સિવાય બીજા કોઇને પણ માનતો

ન્હોતો; ત્યારે હવે પ્રિયતમાને કેમ યાદ કરે છે ? પ્રિયતમાના સંગને જીવનનું સાર સુખ કેમ માને છે ? ત્હેં કેમ એ આકાંક્ષામાં જીવનની સમસ્ત ઉચ્ચ વૃત્તિઓને તિલાંજલિ આપી છે ?

કાન્તિલાલ:—મ્હારા મતનું પરિવર્તન થયું છે ખરૂં; પરંતુ તે કેમ થયું છે તે હું જાણતો નથી. એજ કિશોરીને જોઇને હું આ સ્થિતિએ પહોંચ્યો છું. મ્હને લાગે છે કે, જીવનની ગતિ પણ ચંદ્રના કિરણની માફક આમ તેમ ફરતી હશે.

નવનિત:—તું જેમ કહે છે ને કે પ્રેમ કંઇજ નથી—એમાં હસવા રડવા જેવું કંઇ છેજ નહિ, તેનો બંધાયો બંધાઇશ નહિ, રડાવ્યો રડીશ નહિ, એ પ્રમાણે અનેક ભાવે, અનેક સ્થળે એ ભાવનાઓ નિષ્ફળ થતી નથી; પરંતુ એવું સ્થાન આવે છે કે,—એવો સમય આવે છે કે, જ્યાં આગળ રડવા જતાં છેવટમાં જીવન પર્યંત રડતાં પણ મુક્ત થવાતું નથી.

કાન્તિલાલ:—તમારા શાસ્ત્રમાં એને શું કહે છે ?

નવનિત:—જન્મ જન્માન્તરનાં કર્મફળ.

કાન્તિલાલ:—કેવી. રીતે ?

નવનિત:—સંબંધ–સુત્રના અને કૃતકર્મના આકર્ષણથી.

કાન્તિલાલ:—તો પછી એમાં ભગવાનનો હાથ ક્યાં રહ્યો ? તેની પાસે શા માટે આપણે કરૂણાની યા દયાની પ્રાર્થના કરવી જોઇએ ? તેમ તે મરી નથી ગયો અને જીવતો રહ્યો છે તેનો પૂરાવો શો ?

નવનિત:—પુનર્જન્મનાં કર્મફળ કહેતાં પુનર્જન્મ છે.

કાન્તિલાલ:—ધાર કે કબુલ કરૂં છું, પછી ?

નવનિત:—પુનર્જન્મ હોવાથી, પુનર્જન્મ ગ્રહણ કરનાર એક જણ કર્તા છે, જેનો દેહના નાશ સાથે નાશ થતો નથી.

કાન્તિલાલ:—કબુલ કરૂં છું.

નવનિતઃ—તે વ્યક્તિ જો જુદી જુદી હોત, તો એકને માટે બીજાને આકુળ મિશ્રણુ કામનાઓ ઉપસ્થિત થાત નહિ.

કાન્તિલાલઃ—સંભવિત છે.

નવનિતઃ—એ સઘળા ક્ષુદ્ર ક્ષુદ્ર મિશ્રણુથી એક મહત્વનો વિકાશ થાય છે. એ વિકાશનેજ જો હું ભગવાન કહું, તો તેમાં ત્હને હરકત છે ?

કાન્તિલાલઃ—ત્યારે તે સર્વવ્યાપક છે ?

નવનિતઃ—ઘટમાં આકાશ છે, પટમાં આકાશ છે—પરંતુ ઘટપટ ભાગી જતાં પણ એ એકજ આકાશ છે. ઘટ ભાગી જાય તો આકાશનું શું થાય ? કંઇ નહિ. તેથી તે નિરાકાર કહેવાય છે.

કાન્તિલાલઃ—મઝાની વાત તો ખરી.

નવનિતઃ—હવે ત્હારા એ અદ્દભુત પ્રેમના ઉતરમાં મ્હારી માન્યતા એવી છે કે, એમાં જન્માન્તરનું એકાદ કોઇ છુપું રહસ્ય ગુપ્ત રીતે સમાઇ રહેલું છે.

• કાન્તિલાલઃ—કદાચ હોય પણ ખરૂં. તેથી તું મ્હને દોષ દઇ શકે નહિ. ભવિષ્યમાં શું બનવાનું છે તેનું નિર્માણ પહેલેથી થઈ ગયેલું છે; વિધાતાએ સારૂં ખોટું પહેલેથીજ લખી રાખ્યું હશે. અનાદિકાળથી ભવિષ્ય સત્ય મનાતું આવે છે; આપણી શોચનાઓ અને ચેષ્ટાઓ સઘળી વૃથા છે ! એ વાત તો તું પણ કહે છે.

નવનિતઃ—પરંતુ કર્મફળો ઉપર પણ પુરૂષાર્થ છે. પુરૂષાર્થજ ભાવી લીલા રચે છે, તેમ તેનું અનિષ્ટ પણ કરે છે. પુરૂષાર્થના બળ વડે દઢ થવાની આપણે ખાસ આવશ્યકતા છે.

કાન્તિલાલઃ—ત્હારૂં આ તર્ક રહસ્ય હું સમજી શકતો નથી.

નવનિતઃ—એ તર્ક રહસ્ય નથી પરંતુ સત્ય છે.

કાન્તિલાલઃ—ભાઈ નવનિત ! હું એટલું બધું સમજતો નથી.

સારૂં-નરસું બન્નેનું જ્યારે અવસાન આવે છે, ત્યારે તેનું ગમે તે પરિણામ આવે તો પણ શું થઈ ગયું. કદાચ સઘળું સારૂં થાય યા તો સઘળું ખરાબ થાય તેમાં આપણને શું ?

નવનિત:-ત્હારી સ્ત્રી તથા પુત્રની સંભાળ રાખતો નથી ?

કાન્તિલાલ:-રાખું છું, કોઈ કોઈ વાર જ્યારે મુંબાઈ જાઉં છું ત્યારે તેમને મળી આવું છું.

નવનિત:-તેઓ શું કહે છે ?

કાન્તિલાલ:-શું કહે વળી ! રડે છે, દિલગીર થાય છે.

નવનિત:-ત્હારે તેમને ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપવો જોઈએ.

કાન્તિલાલ:-મ્હારા સસરા ધનવાન છે, એ તું નથી જાણતો ?

નવનિત:-ઘણી દિલગીરીની વાત છે કે ત્હારા જેવો એક માણસ દુનિયાના કોઈ પણ કામે લાગ્યો નહિ. ત્હને કંઈ પણ લાગણી નથી ? ત્હારી કંઈ પણ વાસનાજ નથી ?

કાન્તિલાલ:-નથી એમ તો કંઈ નહિ. આપણે માત્ર સાંજ પડે ત્યારે લાલ પાણીની લહેજત, એકાદ ગઝલનું પુસ્તક, અને જીવન ટકાવી રાખવાને એકાદ મૂઠી અનાજની જરૂર પડે. તે સાથે કિશોરી અને હું બન્ને જો કદાચ નિર્જન પ્રદેશમાં બેસવા પામીએ તો પૃથ્વીનું રાજ્ય પણ કોણ લેવા માગે છે ?

નવનિત:-મ્હને ઘણું લાગી આવે છે. ત્હારા જેવો પુરૂષાર્થ સંપન્ન પુરૂષ આવો જડ થઈ જશે, એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો; તું કહેતો હતો કે સાંજ પડે જે મનુષ્ય બે ચાર પૈસા પણ લાલ પાણીની લ્હેજતમાં ના વાપરી શકે તે મનુષ્યનું જીવન નકામું છે, તો હવે તું તે ભિક્ષા માગી લાવીને પ્રાપ્ત કરે છે ?

કાન્તિલાલ:-છટ્ ! છટ્ ! ભિક્ષા જીવ જતાં સુધી પણ માગીશ

નહિ. મ્હેં એને માટે એક નવીન રસ્તો શોધી કાઢયો છે.

નવનિત:—એ કયો ? ચોરી તો નહિને ?

કાન્તિલાલ:—ચોરી તો નહિજ, પરંતુ તેને કંઈક અંશે મળતો તો ખરોજ. જે સર્વ દેશોમાં હું ભટકું છું, તે સઘળા દેશોનું પ્રાકૃતિક દશ્ય, આચાર વ્યવહાર, રીતિ નીતિ અને તેમાં મ્હારા પુરાતન પ્રેમનું ગાયન મેળવી, પક્ષીઓનું ગાન, ફૂલની સુવાસ જ્યોત્સ્નાપૂર્ણ જલકલ્લોલ તેમજ તેની સાથે એકાદ સૌન્દર્યવતિ બાળિકાનું મુખ દક્ષિણ દિશા તરફથી ફુંકાતા પવનમાંથી ખેંચી લાવી તેનો નિબંધ લખું છું, અને ઇંગ્રેજી ગુજરાતી અઠવાડિક યા માસિક પત્રોમાં મોકલાવી આપુ છું. તેઓ તે સંબંધી મ્હને થોડી થોડી પૈસાની સહાયતા કરે છે તે લઇ લાલ પાણીની લ્હેજત લઉં છુ.

નવનિત:—હું ત્હારો જુનો મિત્ર છું-ત્હારે કદાચ જરૂર પડે તો મ્હને એકાદ પત્ર લખજે—હું પણ ત્હને મ્હારાથી બનતી મદદ કરીશ.

કાન્તિલાલ:—જરૂર પડશે તો લખીશ. કિશોરી જીવે છે કે ?

નવનિત:—હા, એ બિચારી પૈસાની ઘણી તંગી વેઠે છે.

કાન્તિલાલ:—તું તેને કેમ મદદ કરતો નથી ?

નવનિત:—તે ભરૂચ છે, ખુશામાં છે. તેને મદદ કરૂં તો ઘેર આવી શકે તેમ છે. તેનો ભાઇ હવે મ્હોટો થયો છે—આ વખતે તેને ગામ જઈ તેને ઉપવિત સંસ્કાર કરાવી આવવાનો ઈરાદો કરૂં છું.

ત્યારપછી બન્ને મિત્રો જમી કરીને પરવાર્યા. નવનિત મકાનમાં અને કાન્તિલાલ બ્હારની રૂમમાં સૂઇ ગયો. પ્રાતઃકાળમાં ઉઠીને નવનિત કાન્તિલાલને મળવા ગયો; પરંતુ તેની મુલાકાત થઇ નહિ. કાન્તિલાલ મળસ્કે ઉઠીને કોઇને કંઇ પણ કહ્યા સિવાય ચાલ્યો ગયો હતો.



## પ્રકરણ ૧૧ મું.



## નરેન્દ્ર નિરાધાર થયો.

સ્કુલમાં પરીક્ષક આવવાના હતા, ગામના સઘળા છોકરાઓ વહેલા વહેલા જમી કરી સારાં સારાં લુગડાં પહેરીને નિશાળે જતા હતા. ધીરજ અને નરેન્દ્ર પણ વ્હેલા વ્હેલા સ્નાન કરીને જમવા બેસી ગયા. ધીરજ અને નરેન્દ્રના આહારની વ્યવસ્થામાં હમ્મેશાં ફરક રહેતો હતો! આજે પણ એજ પ્રમાણે હતું. નરેન્દ્રને વાસી રોટલીઓ અને અથાણું આપવામાં આવ્યું હતું અને ધીરજને કંસાર પીરસી ઉપર ઘી મૂકવામાં આવ્યું હતું, ઉપરાંત દાળ ભાત અને શાક પણ પીરસેલાં હતાં.

બન્ને જણાએ જમી રહ્યા પછી કપડાં પહેર્યાં. નરેન્દ્રે એક મેલી સાત ઠેકાણેથી સાંધેલી ધોતી અને જુનું પેરણ પહેર્યું હતું; પગમાં બુટ પણ નહોતા. તે તેના બુટને સવારે વ્હેલો ઉઠીને મોચીને ત્યાં સાંધવા આપી આવ્યો હતો, અને અત્યારસુધીમાં બે ત્રણ વખત જઇ આવ્યો હતો તો પણ મોચીએ સાંધી રાખ્યા નહોતા તેથી તેને ખુલ્લા પગે નિશાળે જવું પડયું. ધીરજ સાચાં બુટ્ટીદાર કોટ પાટલુન પહેરી, સાચી ઝીકની કિંમતી ટોપી માંથે મૂકી, ઇંગલીશ બુટ પહેરી સ્કુલમાં જવાને નીકળ્યો. ધીરજની માએ નરેન્દ્રને કહ્યું:—
“નરેન્દ્ર! તું ધીરજની ચોપડીઓ ઉચકી લે એનાં કપડાં મેલાં થશે.”

નરેન્દ્રે પોતાનાં પુસ્તકો સાથે ધીરજનાં પુસ્તકો પણ ઉચકી લીધાં અને બન્ને જણા નિશાળે ગયા.

યથા સમયે સ્કુલની પરીક્ષાનો આરંભ થયો. નરેન્દ્રની હોંશી-

ચારી અને અભ્યાસ જોઇ પરીક્ષક ચમકી ગયા. નરેન્દ્ર ક્લાસના તમામ છોકરાઓમાં પહેલે નંબરે પાસ થયો. અને ધીરજ પરીક્ષકના એક પણ સવાલનો જવાબ આપી શક્યો નહિ. તે નીચું મ્હોં કરીને કોટ ઉપર ભરેલા સાચી ઝીકના બુટ્ટાઓ જોવા લાગ્યો. આવા કિંમતી કોટના ઉજ્વળ બુટ્ટાઓ નિસ્તેજ થઇને તેની સાથે અભ્યાસ કરનારાઓની આંખ્યોમાં પ્રતિબિંબ પાડવા લાગ્યા. જ્યારે નરેન્દ્રનાં ફાટેલાં કપડાં જાણે અપૂર્વ શોભાનો વિકાશ કરવા લાગ્યાં.

ત્યારપછી પરીક્ષા પૂરી થઈ રહી એટલે પરીક્ષક નરેન્દ્રને લઇને નિશાળના સેક્રેટરીને ઘેર ગયા અને ધીરજ ઘેર ચાલ્યો ગયો.

ધીરજની માતા ધીરજને આદર સત્કાર પૂર્વક આહાર કરાવવા લાગી. ધીરજ જમવામાં રોકાયો હતો તે વખતે તેની માતાએ પૂછ્યું:—" તું પાસ થયો કે કેમ ? "

ધીરજ જુઠું બોલવામાં ઘણો હોંશીયાર હતો. તેણે સ્મિત મુખે કહ્યું:—" હું સૌથી પહેલે નંબરે પાસ થયો છું. વ્યાકરણનો એક સવાલ બધા છોકરાઓને આવડ્યો નહિ—છેવટે તે મ્હેં કહ્યો તેથી પરીક્ષકે મ્હારી અત્યંત પ્રશંસા કરી હતી. "

મણીએ આનંદાવેષમાં આવી જઇને પૂછ્યું:—" અને નરેન્દ્ર ? એ રાત દહાડો અભ્યાસ કરી કરીને મરી જતો હતોને ? "

ધીરજ:—એને આજે એક પણ સવાલ આવડ્યો નથી. માસ્તર તેના ઉપર અત્યંત ચીડાઇ ગયા હતા—મફતમાં અભ્યાસ કરવો અને તેમાં પણ કંઇ આવડતું નથી—ત્યારે નિશાળે શા માટે આવે છે ? એમ કહ્યું હતું.

મણી:—હેં ! હેં ! શું ખરીવાત ?

એવામાં પડોશના પ્રભાશંકરના મ્હોટા છોકરાની વહુ ચંચળ ત્યાં આગળ આવી પહોંચી. મણીએ તેની સન્મુખ પોતાના પુત્રની

હોંશીયારી અને નરેન્દ્રને મળેલો ઠપકો જણાવી દીધો. તેણે વિસ્મયતા પૂર્વક કહ્યું:—"અમારો દિનુ તો એમ કહેતો હતો કે નરેન્દ્ર આજે સૌથી પહેલે નંબરે પાસ થયો છે. પરીક્ષક તેના ઉપર પ્રસન્ન થઇને તેને સેક્રેટરી સાહેબ પાસે લઈ ગયા છે."

ધીરજે મ્હોંમાં મૂકેલો કોળીયો ગળામાં ઉતારી મ્હોં ઉંચું કરીને કહ્યું:—" દિનુ શું જાણે ? બપોરની રજા પડી ત્યારથી તે ખાવા જવાનું નામ દઇને ગયો હતો તે નિશાળના છોકરાઓ છુટી ગયા પછી આવ્યો હતો ? એને શી ખબર કે નરેન્દ્ર માશીમાં ભણતો હોવા છતાં નાપાસ થયો છે અને તેથીજ પરીક્ષક તેને સેક્રેટરી સાહેબ પાસે લઈ ગયા છે ?"

એકદમ આટલું બધું જુઠ્ઠું બોલીને ધીરજ એક ગ્લાસ ભરીને પાણી પી ગયો. ચંચળ ચમકી ગઇ. દિનુ તેનો દિયેર થતો હતો. એની નિંદા સાંભળી તેના હૃદયમાં સહજ આઘાત થયો. પરંતુ ધીરજનાં આવાં ગર્વિત અને જુઠાં વાક્યો તદ્દન ખોટાં છે; તે તેના મગજમાં ઉતર્યું નહિ. તેથી તેણે બીજી એચાર વાતો કહાડી એ વાતને ઢાંકી દીધી અને ઘેર ચાલી ગઈ.

સાયંકાળ પછી નરેન્દ્ર જ્યારે ઘેર આવ્યો ત્યારે તેને કંઈપણ વાત પૂછવાનું મણીને યોગ્ય લાગ્યું નહિ; કારણ કે, તેની આશંકા અને અનુયોગ એવો હતો કે, કદાચ નરેન્દ્રનો લક્ષ્યપૂર્વક અભ્યાસ તેના ધીરજને હરાવી દે. તેમાં વળી પક્ષપાતી શિક્ષકો તેને વર્ષમાં બે ધોરણો ચઢાવતા હતા; પરંતુ પરીક્ષક કંઇ પક્ષપાતી નથી, આજે તેનો સઘળો અભ્યાસ ધીરજના કહેવાથી જણાઇ આવ્યો હતો.

ત્યારપછી બે માસ પસાર થઇ ગયા, સેક્રેટરી પરીક્ષામાં પાસ થયેલા છોકરાઓને ઇનામ વ્હેંચવાના હતા. આજે સ્કુલમાં દરેક ઇનામો વ્હેંચાવાનાં હતાં. ધીરજ પાસ થયો ન્હોતો તેથી તેને ઈનામ મળ્યું

નહિં; પરંતુ નરેન્દ્ર પહેલે નંબરે પાસ થયો હતો, ઉપરાંત ઘણો ગરીબ હતો તેથી તેને ઉપલા ધોરણની તમામ ચોપડીઓ તથા એક નકશો ભેટ મળ્યો.

એથી ધીરજને ઘણું લાગી આવ્યું. તે સૌથી પહેલો નિશાળમાંથી નીકળી, મનમાં એકાદ વિચાર ગોઠવી લઇને, તેની મા પાસે આવી પહોંચ્યો.

મણીએ પુત્રને પૂછ્યું:—"આજે તને ઈનામ મળવાનું હતું ને? કેમ ના મળ્યું કે શું?"

ધીરજ:—મળ્યું છેને—નરેન્દ્રની પાસે છે.

મણી:—શું મળ્યું?

ધીરજ:—સાતેક ચોપડીઓ અને એક નકશો.

મણી:—નરેન્દ્રને શું મળ્યું?

ધીરજ:—કંઇ ના મળ્યું.

એવામાં નરેન્દ્રે આવીને પુસ્તકો મુકયાં. ધીરજે કહ્યું:—"આ જો; મ્હને ઇનામમાં મળી તે ચોપડીઓ!"

નરેન્દ્ર આશ્ચર્યમાં પડી ગયો. મણીએ કહ્યું:—"નરેન્દ્ર? ચોપડીઓને જમીનપર મૂકીશ નહિં; મેલી થશે, લાવ ઉંચી મૂકી દઉં."

નરેન્દ્રે નમ્રતાપૂર્વક કહ્યું:—"આ ચોપડીઓ હું મ્હારી પાસે રાખીશ."

મણીએ મ્હોં મરડીને કહ્યું:—"એની ચોપડીઓનું ત્હારે શું કામ છે?"

નરેન્દ્ર:—એ મ્હારી ચોપડીઓ છે—મ્હને ઇનામમાં મળી છે?"

ધીરજ:—ત્હારી કયાંથી? જા, જા, જુઠ્ઠા!

મણીએ કહ્યું:—"હેં નરેન્દ્ર! ધીરજ શું જુઠું બોલે છે?"

નરેન્દ્ર:—એ ચોપડીઓ એની કલાસની નથી, એને શામાટે આપે?

આવી રંક ઝકમાં પ્રાણશંકરના મ્હોટા છોકરાની વહુ ચંચળ

દિનુને સાથે લઇને આવી પહોંચી. તે દિવસે તેને જુઠ્ઠી પાડી હતી, તેનો તે આજે બદલો લેવાને આવી હતી.

તેણે આવીને કહ્યું:–" અરે ધીરજ ! તે દિવસે તું કહેતો હતો ને કે નરેન્દ્ર નાપાસ થયો છે–દિનુ તે વખતે નિશાળમાં ન્હોતો; ત્યારે આજ ત્હને ઇનામ કેમ ના મળ્યું અને દિનુને એક તથા નરેન્દ્રને સાત ચોપડીઓ ક્યાંથી મળી ? "

ધીરજે લાલચોળ આંખ્યો કરીને કહ્યું:–" એ ચોપડીઓ કાંઇ એની છે ? એ તો મ્હારી છે "

હસતાં હસતાં દિનુએ કહ્યું:–" વાઈ, તું તો મ્હારી સાથે ભણે છે; ત્રીજા ધોરણની ચોપડીઓ ત્હને શી રીતે આપે ? "

ધીરજ:–" મ્હારે બે વર્ષ પછી પણ કામમાં આવશેને, તેથી. "

દિનુને પણ ક્રોધ ચડયો. તેણે કહ્યું:–" તું જુઠ્ઠો છે. "

આ વખતે મણાને પણ ક્રોધ ચડયો. તેણે કહ્યું:–શેની અજાયબની વાત છે ? કોણ જાણે ક્યાંથીએ આ રામાયણ થઇ–ચોપડીઓનો ગોટાળો થઇ ગયો !

એવામાં એકાએક દિનુ રસ્તા ઉપર ચાલ્યો ગયો. દિનુએ ઘરમાં ઉભા રહીને જોયું હતું કે, રસ્તા ઉપરથી તેના મહેતાજી જતા હતા, તેથી તેણે તેમની પાસે જઇ આ સઘળી હકિકત કહી સંભળાવી અને તેમને બોલાવી લાવ્યો. માસ્તરે બારણા આગળ ઉભા રહીને કહ્યું:–" ધીરજની મા ! તમારો ધીરજ ઘણો ખરાબ છોકરો છે–બિલકુલ અભ્યાસ કરતો નથી અત્યારે તમારા મ્હોં આગળ જુઠું બોલી તે તેના ભવિષ્યના અંધકારનો પરિચય કરાવી આપે છે. નરેન્દ્રના જેવો છોકરો આપણા આ આખા માતર ગામમાં નથી. એ પુસ્તકો નરેન્દ્રનેજ ઇનામમાં મળેલાં છે. "

શિક્ષક ચાલ્યા ગયા. દિનુની ભાભીએ કહ્યું:–" સાંભળ્યું લ્યો ? તમારા ધીરજનાં કેવાં વખાણ થયાં ? "

ચંચળ તેમજ દિનુ પણ ચાલ્યાં ગયાં. મણી ક્રોધે ભરાઈને ધીરજને મારવા લાગી. તેની સાથે નરેન્દ્રને કહ્યું કે, "તું મ્હારા ઘરમાંથી હમણાંને હમણાં ચાલ્યો જા."

નરેન્દ્રઃ—મ્હેં શું કર્યું છે, કાકી?

મણીઃ—ના ભાઈ, મ્હારા ખરાબ છોકરા જોડે તું ખરાબ થઈ જાય! તું ત્હને ફાવે ત્યાં ચાલ્યો જા.

નરેન્દ્રના કાકાએ પણ ઘેર આવી સમસ્ત હકિકત સાંભળી નરેન્દ્રને ઘરમાંથી કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો. નરેન્દ્રની અપીલ રદ ગઈ. તેને ઘરમાંથી બ્હાર નીકળી જવું પડયું. તેની ચોપડીઓ ત્યાંને ત્યાંજ રહી ગઈ. તે ગામમાં ભટકવા લાગ્યો. ત્યારપછી છેવટે તે પ્રભાશંકરને ત્યાં જઈ રાત રહ્યો. બીજે દિવસે તેણે તેની બ્હેનને સમસ્ત હકિકત જણાવી એક પત્ર લખ્યો. અને જવાબ આવે ત્યાં સુધી પ્રભાશંકરને ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો; પરંતુ એક બે દિવસો કરતાં કરતાં લગભગ પંદરેક દિવસો પસાર થઈ ગયા, છતાં તેની બ્હેનનો પત્ર આવ્યો નહિ, તેથી તે નિરાશ થઈ ગયો. પુનઃ પુનઃ પત્ર લખવા છતાં પણ જ્યારે તેની બ્હેનનો ઉત્તર આવ્યો નહિ ત્યારે તેણે વિચાર્યું કે, હવે શું કરૂં? કયાં જાઉં? પ્રભાશંકર પણ તેને વધારે વખત રાખવાને ખુશી ન્હોતા, કારણ કે, તેની કાકી તેમને હમ્મેશાં સ્હવારે ઉઠીને ગાળો દેતી હતી. છેવટે એક દિવસ પ્રભાશંકરે નરેન્દ્રના હાથમાં પાંચ રૂપિઆ મૂકીને કહ્યું:—"નરેન્દ્ર! તું ત્હારી બ્હેનની તપાસ કર યાતો કોઈ બીજે ઠેકાણે જઈને રહે, અમારાથી ત્હારી કાકીની દરરોજ ગાળો ખવાતી નથી."

નરેન્દ્ર તેજ દિવસે પ્રભાશંકરને ત્યાંથી નીકળી પડયો. તેના મનમાં માત્ર એકજ વિચાર ઉપસ્થિત થતો હતો કે, "હાય! મ્હારી બ્હેન પણ મ્હને ભૂલી ગઈ?"

## પ્રકરણ ૧૨ મું.

### આફતમાં.

નરેન્દ્ર રખડતો રખડતો બીજે દિવસે સ્હવારે સ્ટેશન ઉપર આવી પહોંચ્યો. તેણે તેની જીંદગીમાં આ પહેલીજ વખત 'રેલ્વે ટ્રેન' નું દર્શન કર્યું. પ્રભાશંકરના આપેલા પાંચ રૂપિઆમાંથી તેણે એક ભરૂચની ટિકીટ ખરીદી, અને ટ્રેનમાં ભરૂચ જઈ પહોંચ્યો.

પરંતુ ભરૂચ જઇને તેનો ભ્રમ ભાગ્યો કે, તે એક મ્હોટું શહેર છે. ત્યાં કોઇ કોઇની તપાસ રાખતું નથી. નરેન્દ્રની બ્હેન ક્યાં રહે છે એમ પૂછતાં કોઈ તેને બતાવી શકે તેમ નથી. તેવામાં તેને એકાએક યાદ આવ્યું કે, તે જે ઠેકાણે તેની બ્હેનને પત્ર લખતો હતો, તેજ ઠેકાણે તેની બ્હેન હોવી જોઇએ.

તેણે તે ઠેકાણું પૂછીને તપાસ કરવા માંડી ત્યારે તેને એક એક માણસે હરિકૃષ્ણ શેઠનું મકાન બતાવ્યું.

નરેન્દ્રે ત્યાં જઈ તપાસ કરતાં સાંભળ્યું કે, તેની બ્હેનનો આજ કેટલા એક મહિના થયા પત્તો નથી. હરિકૃષ્ણ શેઠની પત્નીએ કહ્યું:—" એક દિવસ સ્હવારે તે નર્મદાજીમાં ન્હાવા ગઇ હતી ત્યારથી પાછીજ આવી નથી."

આ વાત સાંભળી નરેન્દ્ર બેસી પડયો. તેને સમસ્ત જગત્ શૂન્ય જણાયું. જમીન પર આળોટીને તે તેની બ્હેનને માટે અત્યંત રડવા લાગ્યો.

હરિકૃષ્ણ શેઠની પત્ની તેને અનેક પ્રકારનાં શાન્તિદાયક વચનો સંભળાવી શાન્ત કરવા લાગ્યાં. તેણે સહજ શાન્તિ ધારણ કરીને

તેમને કહ્યું:–"મ્હારૂં આ દુનિયામાં કોઇ નથી. જન્મ ધારણ કર્યા પછી હું મ્હારી બ્હેન સિવાય બીજા કોઇને ઓળખતો નથી, મ્હારી બ્હેન ક્યાં ગઈ?"

શેઠાણીએ કહ્યું:–"ભાઇ! હમણાં તું અહિંયાં રહે, અને ત્હારી બ્હેનની તપાસ કર. જરૂર પત્તો તો લાગવોજ જોઇએ, નહિતો પછી ત્હને યોગ્ય બંદોબસ્ત કરાવી આપીશું."

હરિકૃષ્ણ શેઠના સાળા મનમોહનરાયની પોલિસ ઇન્સ્પેકટર તરીકે ભરૂચ બદલી થઈ હતી–તેઓ એક દિવસ હરિકૃષ્ણ શેઠની પત્નીને મળવા આવ્યા. શેઠાણીએ તેમને નરેન્દ્રનો પરિચય કરાવી તેની ગરીબાઈથી વાકેફ કર્યા.

મનમોહનરાયે બાળક નરેન્દ્રને બુદ્ધિમાન અને તેની ઉમ્મરના પ્રમાણમાં સારો અભ્યાસ કરેલો જોઈ તેમજ સ્વજ્ઞાતિનો હોવાથી. મનમાં વિચાર કર્યો કે, એને ઘેર લઈ જવો ઠીક છે, જો તે બરાબર અભ્યાસ કરશે તો કોઇ ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી પોતાના જીવનને ધન્ય ધન્ય કરશે."

કેટલાએક દિવસો પછી તેઓ આવીને નરેન્દ્રને પોતાને ત્યાં લઈ ગયા, અને નિશાળે બેસાડયો. નરેન્દ્ર ત્રણ માસ નિશાળે ગયો તે દરમ્યાન તે શિક્ષકોને અત્યંત પ્રિયકર થઇ પડયો. તેની પ્રતિભા અહિંયાં પણ પૂર્ણ રીતે વિકસવા લાગી. શિક્ષકોને મ્હોડેથી નરેન્દ્રની પ્રશંસા સાંભળીને મનમોહનરાયને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. તેઓ નરેન્દ્રનો યથોચિત આદર, સત્કાર કરવા લાગ્યા અને ઘેર અભ્યાસ કરવાને એક અન્ય શિક્ષક રાખી આપ્યો તેમ તેને એક સ્વતંત્ર નોકર પણ આપવામાં આવ્યો.

મનમોહનરાયની સાત વર્ષની એકની એક પુત્રી સ્નેહલતા, નરેન્દ્રના સમસ્ત કાર્યમાં મદદનીશ થઇ પડી હતી. નરેન્દ્રભાઇને સાથે

લઇને તે કોઇ કોઈવાર અગાસીમાં બેસતી. કોઇ કોઈવાર નરેન્દ્ર પતંગ ઉડાવતો, તો સ્નેહલતા ફીરકી પકડી રાખતી હતી. નરેન્દ્રની સાથે જમવા બેસવામાં તેને અત્યંત આનંદ પ્રાપ્ત થતો હતો—નરેન્દ્રને સ્નેહલતા ભાઈ કહીને બોલાવતી હતી. નરેન્દ્રભાઇ સિવાય જાણે તેને ઉંઘ પણ આવતી ન્હોતી. મનમોહનરાયની પત્ની નરેન્દ્ર અને સ્નેહલતાનો બાલ્યાવસ્થાનો આવો એક બીજા ઉપર અપૂર્વ સ્નેહ જોઇ મનમાં અત્યંત ખુશી થતાં હતાં.

નરેન્દ્રે તેના જીવનમાં આટલું સુખ, આટલો આદરસત્કાર, આટલો વૈભવ કદાપિ ભોગવ્યો ન્હોતો. તે માત્ર અભ્યાસમાંજ લક્ષ્ય રાખીને અત્યંત સુખમાં દિવસો પસાર કરવા લાગ્યો. એવામાં એક શુભ દિવસે, મનમોહનરાયે અત્યંત દબદબા સહિત નરેન્દ્રને ઉપવિત સંસ્કાર કરાવ્યો.

આષાઢ માસમાં એક દિવસ બારીમાં બેસીને નરેન્દ્ર વૃષ્ટિ જોઇ રહ્યો હતો, સ્નેહલતા તે દિવસે તેની મા સાથે મુન્સફ સાહેબની સ્ત્રીને મળવા ગઈ હતી.

આષાઢ માસના પ્રથમ દિવસે મેઘદર્શન કરતાં માત્ર એકલા કવિઓનેજ વિરહ જાગી ઉઠતો હશે, એમ નહિ; આ ક્ષુદ્ર બાળક નરેન્દ્રનું મન પણ ચંચળ થઇ ગયું હતું. પોતાના ગામના, હિનુ, ભુલો, શંકર, ધીરજ ઇત્યાદિ બાલ્ય મિત્રોનો સહવાસ, પોતાનું પડી ગયેલું ઘર, અને તેની બ્હેનની વાતો એકે એકે તેને તાજી થઇ આવતી હતી. એવામાં રસ્તાની એક બાજુએ-મનમોહનરાયના રૂમની સ્હામે એકાદ ગાડી આવીને ઉભી રહી. ચાર પોલિસો એક સ્ત્રીના છિન્ન ભિન્ન દેહને ગાડીમાંથી ઉચકી લઇ મનમોહનરાયની રૂમમાં લઈ ગયા.

તે લોહીલુહાણ સ્ત્રીનું મ્હોં જોઈ નરેન્દ્ર ચમકી ઉઠયો. તે સ્ત્રી બીજી કોઇ નહિ પરંતુ નરેન્દ્રની બ્હેન કિશોરી હતી ! નરેન્દ્ર તેને

સ્પષ્ટ રીતે ઓળખી શકયો હતો. નરેન્દ્ર તરત નીચે ઉતરીને મનમોહનરાયની રૂમમાં દોડી ગયો.

નરેન્દ્રે રૂમમાં આવી એક બાજુએ ઉભા રહીને જોયું તો, તે ઘાયલ થયેલી યુવતીને એક મ્હોટા ટેબલ ઉપર સુવાડી હતી અને મનમોહનરાય તેની જુબાની લેતા હતા.

મનમોહનરાયે પૂછયું:—"ત્હારૂં કોણે ખૂન કર્યું છે ?"

યુવતીએ મહા મહેનતે કહ્યું:—"કાન્તિલાલે."

મનમોહનરાય:—કાન્તિલાલને તું પહેલાં ઓળખતી હતી કે ?

યુવતી:—હા, એનું મકાન મુંબાઈમાં છે; અમે એને ઘેર થોડાએક દિવસ જઇને રહ્યાં હતાં. મ્હારાથી હવે બોલાતું નથી, તરસથી મ્હારો જીવ જાય છે.

મનમોહનરાયે કુજામાંથી એક ગ્લાસ પાણી લઇ તેના મ્હોમાં રેડયું. ને પાણી યુવતી ગળામાં ઉતારતી ન્હોતી. મનમોહનરાયે તેનો મનોભાવ જાણી જઇને કહ્યું:—"હું બ્રાહ્મણ છું, તું પાણી પી."

યુવતીએ પાણી પી જઇને એક દિર્ઘ નિશ્વાસ મૂકયો. પાંસળાના ઘામાંથી બીજું પણ થોડુંએક લોહી નીકળી પડયું.

મનમોહનરાય:—ત્હારૂં નામ શું ?

યુવતી:—મ્હારૂં નામ કિશોરી છે.

દૂર ઉભો રહેલો નરેન્દ્ર ધોતિઆના છેડા વડે આંખોમાંથી અશ્રુઓ લ્હોઇને ઉત્સુકતાથી ઉભો રહ્યો. મનમોહનરાયે પૂછયું:—"તું કયાં હતી ?"

કિશોરી:—હું અહિંયાં ભરૂચમાં હરિકૃષ્ણ શેઠને ત્યાં રહેતી હતી. એક દિવસ સ્હવારે નર્મદાજીમાં ન્હાવા ગઇ હતી, તે દિવસે તહેવાર હોવાથી નદી ઉપર ઘણી ભીડ હતી. તે ભીડમાંથી પાપાત્મા કાન્તિલાલ અને તેના કેટલાએક મિત્રો મ્હને ઉચકીને લઈ ગયા

હતા. મ્હેં ઘણીએ બૂમો મારી હતી પરંતુ કોઈ મ્હને સહાય કરવાને અગ્રેસર થયું ન્હોતું.

મનમોહનરાયઃ—આટલા દિવસ સુધી તું ક્યાં હતી ?

કિશોરીઃ—તેણે મ્હને એક જીર્ણ મકાનમાં પૂરી રાખી હતી.

મનમોહનરાયઃ—કેમ ?

કિશોરીઃ—તેની પાપવાસના પૂર્ણ કરવા માટે; પરંતુ હું અનાથિની છું—સતીત્વજ મ્હારો પૂરો આધાર હતો, મ્હેં તેને જીવ જતાં સુધી પણ મ્હારો નિશ્ચય નહિ ફેરવવાની ઇચ્છા દર્શાવી, તેથી તેણે આટલા દિવસ પછી મ્હને આ પ્રમાણેનો માર માર્યો છે. પરંતુ—

કિશોરીની આંખ્યોમાંથી અશ્રુઓ નીકળી પડયાં. મનમોહનરાયે ધાર્યું કે, તેનું આત્મારૂપી પંખી તેના દેહપિંજરમાંથી ઉડયું; પરંતુ થોડીવાર પછી એક ઉંડો નિશ્વાસ મૂકીને કિશોરીએ કહ્યું:—“ પા...ણી. ”

મનમોહનરાયે ગ્લાસમાંથી થોડુંએક પાણી તેના મ્હોમાં રેડીને પૂછ્યું:—“ પરંતુ...શું કહેતી હતી ? ”

કિશોરીએ મહા મહેનતે કહ્યું:—“ પરંતુ શું—મ્હને યાદ નથી, પરંતુ—હા, મ્હને યાદ આવ્યું—મ્હેં પણ મ્હારો બદલો લીધો છે—મ્હેં પણ તેને સજા કરી છે. ”

મનમોહનરાયઃ—કેવી રીતે ?

કિશોરીઃ—મ્હેં તેને જોરથી એક લાકડી મારી હતી. મ્હેં તેને પહેલાં લાકડી મારી હતી તેથી તેના માંથામાંથી લોહી નીકળ્યું હતું; તોપણ તેણે ચિત્કાર કરીને મ્હને છરો ખોસી ઘાલ્યો હતો.

એજ સમયે એક સન્યાસી મનમોહનરાયના મકાન આગળથી રસ્તા ઉપર ચાલ્યો જતો હતો, તેણે ઘરમાં નજર કરી અને અચકાઇને ઉભો રહ્યો. નરેન્દ્ર જે બાજુએ ઉભો હતો. તેજ બાજુના

રસ્તા ઉપર સન્યાસી ઉભો રહ્યો હતો, નરેન્દ્ર સન્યાસીને જોઈ દોડતો તેની પાસે ગયો. નરેન્દ્રની શ્રદ્ધા એવી હતી કે, સન્યાસીઓ ત્રીકાળ જ્ઞાની હોય છે, તેમની ઇચ્છા હોય તો તેઓ મરતા મનુષ્યને પણ સજીવન કરી શકે છે.

તે દોડતો જઇને સન્યાસીના પગે પડીને રડવા લાગ્યો. સન્યાસીએ કહ્યું:–" શું થયું છે ? "

નરેન્દ્રે રડતાં રડતાં કહ્યું:–" મ્હારી બ્હેન મરી જાય છે, તમે તેને બચાવો. "

સન્યાસી:–જે મરવા પડયું હોય તેને કોણ બચાવી શકે ? ત્હારી બ્હેનને શું થયું છે ?

નરેન્દ્ર:–કોઇએ છરો માર્યો છે.

સન્યાસી:–" ચાલ, જોઇએ. "

નરેન્દ્ર સન્યાસીને મકાનમાં લઈ ગયો. વાત કરતાં જેટલી વાર લાગી તેનાથી પણ અલ્પકાળમાં નરેન્દ્ર અને સન્યાસીએ રૂમમાં પ્રવેશ કર્યો.

સન્યાસીએ મનમોહનરાયની અનુમતિ લઈ ઝોળીમાંથી ઔષધ કાઢી કિશોરીના ઘા ઉપર લગાવી દીધું કે તરતજ લોહી વહેતું બંધ થઇ ગયું.

લગભગ અર્ધાએક કલાક પછી કિશોરીને બરાબર શુદ્ધિ આવી. પરંતુ તે ઘણી દુર્બળ હતી. તેનામાં ઉઠવાની શક્તિ ન્હોતી તેથી બિછાનામાંજ પડી રહી.

સન્યાસી કિશોરીને ખવરાવવાને માટે બીજું પણ ઔષધ આપી નરેન્દ્રને બ્હાર બોલાવીને કહી ગયો કે, "..........ઘાટની જમણી બાજુએ વડ નીચે કાલે સ્હવારે મ્હને મળજે, ત્હારી બ્હેનને માટે એક બીજું ઔષધ , આપીશ. "

સન્યાસી ચાલ્યો ગયો. મનમોહનરાય સન્યાસીના ઔષધની તાત્કાલીક અસર જોઇ સ્તબ્ધ થઇ ગયા. નરેન્દ્રે કહ્યું:-" આવો રોગ મટાડવામાં સન્યાસીઓ પ્રત્યે આશ્ચર્ય થવા જેવું શું છે ?"

તે વખતે નરેન્દ્રને બીજી રૂમમાં બોલાવી જઇ મનમોહનરાયે પૂછ્યું:-" શું તું આ બાઇને ઓળખે છે ? "

નરેન્દ્ર:-હા-એ મ્હારી બ્હેન છે.

મનમોહનરાય:-પરંતુ તું હમણાં પરિચય આપીશ નહિ. એની પાસે પણ જઈશ નહિ. જો તે એકાએક ત્હને જોશે તો તેને અત્યંત આનંદ થશે; અને તે આનંદના ઉચ્છવાસથી, તેના જે જે ઘામાંથી લોહી વહેતું બંધ થયું છે, તે ફરીથી વહેવા માંડશે. ત્હારી બ્હેનની ચાકરી કરવામાં કોઈપણ પ્રકારની ખામી રહેશે નહિ. હું હમણાંજ એક દાસીને તેની સેવાચાકરી કરવાનું કામ સોંપી દઉંછું. એ રૂમમાં હમણાં કોઇએ જવું નહિ, હું પણ જઈશ નહિ.

નરેન્દ્ર તેના રૂમમાં ચાલ્યો ગયો. પરંતુ દિવસમાં સોવાર તેની બ્હેનની ખબર લેવા લાગ્યો કે, તેની બ્હેનને કેમ છે. તેને ટેટલીજ વાર જવાબ મળતો કે, તેની તબિયત સુધરતી જાય છે.

બીજે દિવસે સ્હવારમાં ઉઠીને નરેન્દ્ર સન્યાસીના બતાવેલા સ્થાને જઇ પહોચ્યો, સન્યાસી ત્યાં આગળ નરેન્દ્રની રાહ જોઇનેજ ઉભો રહ્યો હતો. નરેન્દ્ર આવ્યો એટલે સન્યાસી તેને ઘણે દૂર લઈ ગયો. નરેન્દ્ર જાણતો હતો કે, સન્યાસીઓ મનુષ્યના ઉપર ઉપકાર કરે છે. તેની બ્હેનને માટે સરસ ઔષધ આપવાને માટે તે તેને આટલે દૂર સુધી લઇ જતો હશે. તે એક મ્હોટા જંગલમાં ઘણે દૂર આવી પહોચ્યો. એ વખતે મધ્યાનઃકાળ પણ વીતી ગયો હતો. નરેન્દ્રે કહ્યું:-" મહારાજ ! ઔષધ આપો. વખત વીતી ગયો છે, મ્હારી બ્હેનને જઇને કયારે ખવરાવીશ ? "

સંન્યાસીઃ—ત્હારી બ્હેનને હવે ઔષધની જરૂર નથી. તેને જે ઔષધ આપવામાં આવ્યું છે, તેનીજ તે સાજી થઇ જશે.

નરેન્દ્રઃ—ત્યારે મ્હને આજ કેમ આવવાનું કહ્યું હતું અને આટલે દૂર સુધી કેમ લઈ આવ્યા ?

સન્યાસીઃ—ત્હને હવે જવા દેવાનો નથી.

નરેન્દ્રઃ—મશ્કરી શામાટે કરો છો, મહારાજ ? મોડું થઇ ગયું છે, હું જાઉં છું.

સન્યાસીઃ—જો ત્હને પાછો જવા દેવાનો હોત તો આટલે દૂર સુધી લાવતજ શામાટે ? હવે ત્હારે પાછા જવાનું છેજ નહિ.

નરેન્દ્રે મશ્કરી માનીને ચાલ્યા જવાની કોશીષ કરી, પરંતુ સન્યાસીએ તેનો હાથ પકડીને તેને એક દોરડાવડે પાસેના ઝાડ સાથે બાંધી દીધો. નરેન્દ્ર રડી પડયો. તેણે ઘણીવાર સાંભળ્યું હતું કે સન્યાસીઓ માતાના મ્હોં આગળ બાળકોનો ભોગ આપે છે, એટલે કદાચ આ સન્યાસી પણ તેનો ભોગ આપશે કે શું ? એ ચિંતાએ તેના હૃદયમાં પ્રવેશ કર્યો, અને તરતજ તે રડી પડયો.

સન્યાસી અદૃશ્ય થઇ ગયો.

## પ્રકરણ ૧૩ મું.

### પરલોકમાં પ્રયાણ.

સાંજ પડવા આવી તો પણ નરેન્દ્ર ઘેર આવ્યો નહિ. મનમોહનરાયના મકાનનાં સર્વ મનુષ્યો ચિંતા કરવા લાગ્યાં. નરેન્દ્ર કોઇ દિવસ કોઈપણ ઠેકાણે જતો ન્હોતો. કોઈ કોઇવાર તે મહાદેવનાં દર્શન કરવા જતો હતો પરંતુ તરત પાછો ફરતો હતો. મહાદેવમાં પણ માણસો તપાસ કરી આવ્યાં, પરંતુ નરેન્દ્રનો પત્તો લાગ્યો નહિ.

ત્યારપછી ચારે બાજુએ માણુસો દોડાવ્યાં અને તપાસ કરાવવા માંડી. પરંતુ કોઇપણુ ઠેકાણેથી તેનો પત્તો લાગ્યો નહિ. ઘરનાં તમામ માણુસો ઉદાસ થઇ ગયાં.

ત્યાર પછી ચાર પાંચ દિવસો પસાર થઇ ગયા, તો પણુ નરેન્દ્ર પાછો ફર્યો નહિ. કિશોરીને સન્યાસીના ઔષધથી સંપૂર્ણરીતે આરામ થયો હતો, પરંતુ નરેન્દ્રની અદશ્ય થઈ જવાની વાત સાંભળી તે છાતી ફાટ રૂદન કરતી હતી ! તેના હાહાકારથી આખું ઘર જાણે શોકનું આવાસ-સ્થળ થઈ ગયું હતું. તેમ મનમોહનરાય પણુ નરેન્દ્રના ગુમ થવાથી તેમના હૃદયનો કોઇ ગુપ્ત આશય નિષ્ફળ ગયેલો ધારી અત્યંત પશ્ચાતાપ કરતા હતા. તેમણે કિશોરીને ઘણી રીતે સમજાવી પોતાને ત્યાં પુત્રીની માફક રાખી.

મેજીસ્ટ્રેટ સાહેબે મનમોહનરાય તરફથી આવેલો કિશોરીની ભયંકર ઇજા અને કાન્તિલાલના કુકાર્ય સંબંધીનો રીપોર્ટ વાંચી પોલિસો ઉપર તાકીદ કરી કે, " ગમે તેમ કરીને એ દુષ્ટને પકડી લાવો. "

પોલિસ ફોજદાર કાન્તિલાલની તપાસ કરવા માટે લગભગ સાતેક દિવસ સુધી આખા શહેરનાં અનેક સ્થાનોએ ફરી વળ્યા. કેટલાંયે, બદમાશોનાં રહેઠાણો, જીર્ણ અવસ્થામાં પડી રહેલાં મકાનો, જુગારીઓનાં ઘર, અને દારૂવાળાની દુકાનોમાં અત્યંત તપાસ કરી, પરંતુ કાન્નિલાલનો પત્તો લાગ્યો નહિ.

કાન્તિલાલને પકડી લાવવામાં જેમ જેમ વિલંબ થવા લાગ્યો તેમ તેમ મેજીસ્ટ્રેટ સાહેબ વિરક્ત થઇને પોલિસોને અત્યંત તાકીદ કરવા લાગ્યા. પોલિસો પણુ તપાસ કરી કરીને અકળાઇ ગયા પરંતુ કોઇ ઠેકાણેથી કાન્તિલાલની બાતમી મળી નહિ. છેવટે ફોજદાર સાહેબે તેની તપાસને અર્થે મુંબાઇ જવાનો વિચાર કર્યો, એવામાં તેમને એક

પહેરાવાળા પાસેથી બાતમી મળી કે, "એક ભગવાં વસ્ત્રધારી યુવક ગળાનું હાડકું તૂટી જવાથી રસ્તા ઉપર પડયો પડયો હેરાન થતો હતો. તેને સરકારી હોસ્પીટલમાં મોકલવામાં આવ્યો છે, એ આજે બહુ દિવસની વાત છે!"

બાતમી મળતાં ફોજદાર સાહેબ તેજ વખતે સરકારી હૉસ્પીટલમાં ગયા. કાન્તિલાલે પ્રથમ તો પોતાનો પરિચય આપ્યો નહિ–છેવટે જ્યારે જાણ્યું કે, પરિચય આપ્યા સિવાય છુટકોજ નથી ત્યારે તેણે ફોજદારની સમક્ષ. સમસ્ત વાત કબુલ કરી દીધી. કાન્તિલાલ તે વખતે અત્યંત પીડાતો હતો. તેના ગળાનું હાડકું સખ્ત માર પડવાથી ભાગીને જુદુ થઈ ગયું હતું. જ્યારે તેને વધારે દુઃખ થતું હતું ત્યારે તે બેભાન થઇ જતો હતો. ડાકટરનો અભિપ્રાય એવો હતો કે, "જો ઘા પાકી જશે તો દરદી બચવો મુશ્કેલ છે. કદાચ ના પાકે તો બચે–પરંતુ જીવન પર્યંત તેની એ વેદના કાયમ રહેશે."

કાન્તિલાલની બાતમી મળતાં ફોજદાર સાહેબના હર્ષનો પાર રહ્યો નહિ. પરંતુ આવી સ્થિતિમાં કાન્તિલાલને બાંધીને લઈ જવો યોગ્ય નહિ જણાતાં તેમણે પોલિસોના પહેરામાં તેને તે હૉસ્પીટલમાંજ રહેવા દીધો, અને કાન્તિલાલને પકડી લાવ્યા સંબંધી તથા તેની હાલની સ્થિતિ વગેરે મેજીસ્ટ્રેટ સાહેબને લખી જણાવી.

કાન્તિલાલ પોતાની સ્થિતિનો વિચાર કરી હતાશ બની ગયો. આટલે લાંબે વખતે તેના અંધકારમય જીવનના એક ખૂણામાંથી એકાદ ક્ષીણ આલોક–રશ્મિ પ્રકટી નીકળ્યું. તે તેજ આલોક–કિરણ દ્વારા અત્યંત સ્પષ્ટ રીતે જોઈ શકયો કે, તેના હૃદયના આંતરિક પ્રદેશમાં આ પ્રમાણેનું લખાણ હતું. "પરલોક, કર્મફળ અને પુનર્જન્મ સત્ય છે" અને તેજ કર્મ–બંધનની લોખંડી બેડીમાં બંધાઇને આ કર્મમય જગતના જીવોની આટલી દોડાદોડી, આટલી આકુળ

વ્યાકુળતા અને આટલું વિપરીત પરિણામ આવે છે! તે ક્ષીણ આલોક-કિરણના પ્રભાવથી કાન્તિલાલ કેટલીક નિદ્રાઓમાં-કેટલાંક સ્વપ્નોમાં જોઇ શકયો કે વિધિ-લિપિની અખંડનીય કલમથી એવું લખાયેલું છે કે, આ પ્રમાણેનાં કૃતકર્મોના સૂત્રની ગતિના આ પ્રમાણેના બંધનથી પોતાને દુઃખી થવું પડશે! કાન્તિલાલની બન્ને આંખ્યોમાંથી ચોધાર અશ્રુઓ વરસવા લાગ્યાં.

તેને વિચાર આવ્યો કે, નવનિતને એક પત્ર લખું તે વકિલ છે-પૈસાદાર છે, કદાચ મ્હને આ આફતમાંથી મુકત કરી શકશે. તેથી તેણે એક કંપાઉન્ડરની ખુશામત કરી, કાલાવાલા કરી નવનિતનું ઠેકાણું આપીને તેને એક પત્ર લખાવ્યો, પોતાનામાં બિલકુલ શક્તિ રહી નહોતી.

યથા સમયે નવનિતના હાથમાં તે પત્ર પહોંચ્યો. કાન્તિલાલે લખ્યું હતું કે, "મ્હારી અંતિમ ઘડી નજીક આવી પહોંચી છે, નસીબનું ફળ ફળ્યું છે, શંકા સમાધાન થયું છે-હું મહા પાપી છું-એક વાર આવીને મ્હને મળી જજે! છેવટની આજીજી છે.

હતભાગ્ય કાન્તિલાલ

ભરૂચ-સરકારી હૉસ્પીટલ."

નવનિત તેજ દિવસે રાતની ટ્રેનમાં ભરૂચ જઇ પહોંચ્યો, અને બીજે દિવસે પ્રાતઃકાળે હૉસ્પીટલમાં જઇને કાન્તિલાલને મળ્યો. કાન્તિલાલની સ્થિતિ જોઇ તે ગભરાઈ ગયો. છેવટે તેની સમસ્ત હકિકત સાંભળી કપાળ કુટવા લાગ્યો. કાન્તિલાલના ભવિષ્યના જીવન માટે અત્યંત શંકાશિલ થઇ ગયો.

કાન્તિલાલે રડતાં રડતાં કહ્યું:-" ભાઇ! ' ત્હારા જેવો મિત્ર સરસ્વતી સમાન સ્ત્રી, ચંદ્રકાન્ત સમાન પુત્ર અને સમૃદ્ધિશાળી સસરા તથા ઘરબાર વગેરે સર્વે ખોઇ બેઠો છું. કૉલેજમાં મ્હારી યથેષ્ટ

ખ્યાતિ હતી—અભ્યાસ કરવામાં ત્હારા કરતાં પણુ સારી નામના મેળવી હતી, પરંતુ એ સઘળું હું ગુમાવી બેઠો છું. જો મ્હને તેજ સમયથી નસીબ અને પુરૂષાર્થ ઉપર દૃઢ શ્રદ્ધા હોત, ભગવાનના નામ ઉપર વિશ્વાસ હોત તો મ્હારે આજ રસ્તાના ભિખારીની માફક ધર્માદા દવાખાનામાં પોલિસોના પહેરા હેઠળ પડી રહેવું પડત નહિ. ભાઈ! ત્હારૂં જીવન—હૃદય પવિત્ર છે. તું મ્હને સ્પર્શ કરીશ નહિ. તું ચાલ્યો જા, હું મ્હારૂં જીવન નષ્ટ કરવા માગુ છું. મ્હારા નસીબમાં મરણુ સિવાય બીજું કંઇ પણુ શ્રેયકર નથી.

નવનિતે આંખ્યોમાંથી આંસુઓ લ્હોઇને કહ્યું:—"ભાઇ! જો ત્હેં નસીબ ઉપર આધાર રાખી, કર્મફળોને માન્યાં હોત તો પુરૂષાર્થના આશ્રયે રહી ભાગ્ય સુધારવાને શક્તિવાન થયો હોત; પરંતુ ત્હેં તે કર્યું નહિ. શું કરૂં? હું હમણાં ત્હારા સસરાને પત્ર લખું છું તેમને સમાચાર મળશે કે તરત તેઓ આવશે અને પછીથી જે થવાનું હશે તે થશે; આવા કમનસીબે હવે પુરૂષાર્થની ચેષ્ટા કરવી વૃથા છે! છતાં બનતો પ્રયત્ન કરીશ. ત્હારે માટે મ્હારાથી બનતું કરીશ."

નવનિતે તેજ દિવસે કાન્તિલાલના સસરાને તાર કર્યો. તાર મળતાં કાન્તિલાલના સસરા, સાસુ, પત્ની અને તેનો પુત્ર ચંદ્રકાન્ત ભરૂચ આવી પહોંચ્યાં.

નવનિત અને કાન્તિલાલના સસરાએ ભરૂચના એક વકિલની સહાયતાથી મેજીસ્ટ્રેટ સાહેબને અરજી કરી, કાન્તિલાલની અંતિમ સ્થિતિનું ડાક્ટર મારફતે પ્રમાણુ રજુ કરી કાન્તિલાલને જામિન ઉપર છોડાવ્યો અને ભરૂચમાં એક બંગલો ભાડે લઈ તેને ત્યાં લઇ ગયા. ચિકિત્સાને માટે એક પ્રખ્યાત ઇંગ્રેજી ડાક્ટર બોલાવવામાં આવ્યો હતો; પરંતુ ડાક્ટરે આવીને કહ્યું કે, "ગરદનનું હાડકું ભાગી જવા સાથે એક પાંસળી પણુ તુટી ગઇ છે અને ઘા પાકી

ગયો છે, તેથી દરદી બચવાનો નથી." એ સાંભળી સર્વે નિરાશ થઇ ગયાં. સરસ્વતી સ્વામીની સેવા કરવા લાગી, પરંતુ કાન્તિલાલ આવ્યો તે દિવસથીજ બેભાન થઇ ગયો હતો તેથી તેને બિલકુલ જ્ઞાન નહોતું.

ડાકટરનો અભિપ્રાય સાંભળી નવનિતે કહ્યું:—"જ્યારે તેની બચવાની આશાજ નથી ત્યારે કોઈ બ્રાહ્મણુને બોલાવી તેનું પ્રાયશ્ચિત કરાવીએ તો ઠીક. કાન્તિલાલે આ જીવનમાં અનેક કષ્ટો સહન કર્યાં છે."

તેજ દિવસે બ્રાહ્મણુને બોલાવીને કાન્તિલાલના પુનર્જન્મ અને આ જન્મકૃત જ્ઞાનાજ્ઞાને પાતકનાશનાર્થે ચાન્દ્રાયણ કરાવ્યું. તેજ દિવસે સાંજથી કાન્તિલાલની અવસ્થા અત્યંત શોચનીય થઇ પડી; તેની આંખ્યો ઉંડી પેસી ગઇ, નાક વાંકું થઈ ગયું અને સમસ્ત મ્હોં ઉપર મૃત્યુની છાયા છવાઇ ગઈ. સઘળાં જાણી ગયાં કે કાન્તિલાલ આજ યા તો કાલ દેહત્યાગ કરીને ચાલ્યો જશે.

સાયંકાળ પછી કાન્તિલાલ બિછાનામાં પડી રહ્યો હતો, તેની નજીકમાં દીપકની પાસે સરસ્વતી ઘુમટો ખેંચીને બેઠી બેઠી રડતી હતી, કાન્તિલાલનો પુત્ર ચંદ્રકાન્ત અને નવનિત તેના પલંગ ઉપર સ્તબ્ધ બનીને બેસી રહ્યા હતા.

એવામાં એકાએક કેટલાએક દિવસના અંતરે કાન્તિલાલે સ્પષ્ટ ભાષામાં બોલવા માંડયું. સર્વે આતુરતાથી સાંભળવા લાગ્યાં.

કાન્તિલાલ કહેવા લાગ્યો:—"મનુષ્યની કેવી ભયંકર ભૂલ છે! તેઓ સંસારને એક જાતનું નાટક સમજે છે! અરેરે! એમ નથી, એમ નથી! માત્ર એક વાતને માટે મનુષ્યને 'જન્મજન્માન્તરના કેટલા રૂણી થવું પડે છે!"

સરસ્વતીએ સહજ મ્હોં ઉંચું કર્યું. નવનિત સમજ્યો કે,

કાન્તિલાલ શું બોલે છે, તેની અવસ્થા કેવી છે, તે જોવાને માટે સરસ્વતીએ મ્હોં ઉંચું કર્યું છે, તેથી તેણે મૃદુ સ્વરે કહ્યું:—"તેની અવસ્થા સારી નથી. તે જે બોલે છે તે માત્ર તેનો લવારો અને ભ્રમણા છે. તેના કરેલા પ્રાયશ્ચિત પૂર્વેના પાતકી આત્માની સમસ્ત હકિકત કહી સંભળાવે છે; તેને તેના જન્મજન્માન્તરની ઘટનાની સ્મૃતિ થઇ આવી છે; એવું મૃત્યુકાળે અનેક મનુષ્યોને થાય છે. જેઓએ બહુ લોકોની મૃત્યુ શય્યાઓ પાસે બેસી તપાસ રાખી હોય છે, તેઓજ આ જાણે છે."

કાન્તિલાલ ફરીથી બોલવા લાગ્યો:—"આત્મા! આત્મા અમર છે તેની તો આ રામાયણ છે. માત્ર એક વાતને માટે તે કેટલા જન્મ સુધી કષ્ટ સહન કરે છે તે કોઇ સમજતું નથી! શિવશંકર—મનોરમા, જવાબ નહિ આપો? આ જન્મની કિશોરી—તુંજ પેલા જન્મની મનોરમા છે. ત્હારા સ્વામીને ક્ષયરોગ થયો હતો—હું તમારો ડાક્ટર હતો—ત્હેં મ્હને પૂછ્યું હતું કે આ અવસ્થામાંથી મ્હારા સ્વામી મુક્ત થશે કે કેમ? હું તે પહેલાંનો ત્હારા રૂપમાં મુગ્ધ હતો. મ્હેં ત્હને કહ્યું હતું કે, અરે રામ! રામ! એ તે કંઇ બને! ત્હેં મ્હારી વાત ઉપર વિશ્વાસ રાખી ત્હારા સ્વામીની સેવા શુશ્રુષા કરી નહિ તેજ પાપથી તું વિધવા થઈ છે. હું ત્હારા રૂપમાં મુગ્ધ હતો પરંતુ તું ન્હોતી. ત્હારા સ્વામીનું મૃત્યુ થયું તે વખતે મ્હેં ત્હને મ્હારી અભિલાષા પૂર્ણ કરવાની ઇચ્છા દર્શાવી પરંતુ ત્હેં આનાકાની કરી હતી. મ્હેં ત્હારે માટે બહુ બહુ કર્યું હતું પરંતુ તું મ્હારી થઈ ન્હોતી. ઉપરાંત છેવટે જ્યારે તું મ્હારી મતલબ જાણી ગઇ, જ્યારે સમજી કે મ્હારી જુઠી વાંત ઉપર ભરોસો રાખી તું સ્વામીસેવામાંથી વંચિત થઈ છે, તે વખતે ત્હેં અત્યંત પશ્ચાત્તાપ કર્યો હતો. છેવટે મ્હારી મતલબ સિદ્ધ નહિ થતાં મ્હેં તમારી હત્યા કરી હતી. આ શું

તેનોજ બદલો ! ઓહ ! કેવી ભયાનક છરી ! કેવો ભયાનક અંધકાર ! પા.....ણી. "

સરસ્વતીએ ઉઠીને તરત સ્વામીના મૂખમાં જળ રેડયું પરંતુ તે જળ મ્હોંની એક બાજુએથી નીકળી પડયું. કાન્તિલાલ હવે આ દુનિયામાં ન્હોતો. સરસ્વતી ચિત્કાર કરીને રડવા લાગી. નવનિત ઉઠીને ઉભો થયો. સરસ્વતીની મા બાજુની રૂમમાં રસોઈ કરતી હતી, તે દોડતી ત્યાં આવી પહોચી અને કાન્તિલાલને ચોકે નાંખ્યો.

કાન્તિલાલનું ઉર્ધ્વ દૈહિક કાર્યાદિ પૂરૂ કરીને સર્વે મુંબાઇ ચાલ્યાં ગયાં; સરસ્વતી હાથે ચૂડીઓ રાખી જે માત્ર સધવા તરીકેનો પરિચય આપતી હતી, તે પણ આટલે દહાડે ચાલ્યો ગયો.

મુંબાઈના મકાનમાં સરસ્વતીએ એક દિવસ રાત્રે ઉંઘમાં સ્વપ્ન જોયું કે, "તેઓ જાણે એક ગામમાં રહેતાં હતાં. તેનો સ્વામી ડોકટર હતો-એક દિવસ તેણે એક યુવતીનું છરાવડે ખૂન કર્યું હતું. જેનું ખૂન થયું હતું તે વિધવા હતી ! સરસ્વતી તે વખતે બરાબર જોઇ શકી હતી કે, તે વિધવાની આંખ્યો અને કિશોરીની આંખ્યો એકજ હતી. તે આંખ્યોમાંથી અગ્નિની જવાળાઓ નીકળતી હતી. તેણે છિન્ન ભિન્ન દેહે બૂમ મારી કે, "સરસ્વતી ! આ છરો જો ! મ્હને જેવી રીતે ત્હારા સ્વામીએ સ્વામીસેવામાંથી વિમુખ કરી છે. તેજ પ્રમાણે હું પણ ત્હને ત્હારા સ્વામીની સેવામાંથી તને વિમુખ કરીશ અને તેનું ખૂન કરીને બદલો લઇશ. જગત્માં એમજ થાય છે." સ્વપ્ન જોઇને સરસ્વતી ચમકી ઉઠી હતી પરંતુ તેનું ખરૂં રહસ્ય સમજી શકી ન્હોતી. તેની આંખ્યોનાં અશ્રુઓ વડે બિછાનું ભીંજાઇ ગયું હતું.



## પ્રકરણ ૧૪ મું.



### બન્ને કુટુંબોનો ટુંક હેવાલ.

સાત આઠ વર્ષ પસાર થઈ ગયાં છે. લલિતાનું સ્વામી સાથે મિલન થયું નથી. તેને સ્વામીનું દર્શન થયું ન્હોતું એમ નહિ. તેઓ એકજ ગામમાં રહેતાં હતાં—ઘણીવાર મણીલાલ એ રસ્તેથી જતો હતો. ચંદ્રને ગગનમાં પ્રકાશેલો જોઇ જેમ ચકોરી એકીટશે તેના સ્હામું જોઈ રહે તે પ્રમાણે લલિતા મણીલાલના સ્હામું જોઇ રહેતી હતી, પરંતુ સાક્ષાત્ દર્શન થયાં ન્હોતાં. મણીલાલે લલિતાનો સત્કાર કર્યો ન્હોતો.

મણીલાલને જે ક્ષયરોગ લાગુ પડ્યો હતો, તે તદ્દન મટી ગયો ન્હોતો. ગાંજો પીનારાઓને એ રોગ લાગુ પડતાં સંપૂર્ણ રીતે નષ્ટ થતો નથી. તો પણ સહજ આરામ થયેલો હોય તેમ જણાતું હતું. વર્ષમાં નવમાસ સારા જતા તો ત્રણ માસ બિછાનામાં પડતો હતો. તેનું શરીર હાડપિંજર જેવું થઇ ગયું હતું. હજી પણ તેણે ગાંજો પીવાનો છોડ્યો ન્હોતો, પરંતુ લક્ષ્મી તેને છોડીને ચાલી ગઇ હતી. લેણદારોનાં હુકમનામાં થતાં સમસ્ત મિલકત તે ખોઇ બેઠો હતો. દુઃખનો માર્યો તેનો ન્હાનો ભાઈ ઘરજમાઇ થઇને તેને સાસરેજ રહેતો હતો. મણીલાલ અને શીવકોરડોશીજ માત્ર આ મકાનમાં રહેતાં હતાં.

સ્વામીને પૈસાનું અત્યંત કષ્ટ પડે છે એ સાંભળી એક દિવસ સાયંકાળ પછી લલિતા પરભુને સાથે લઇને તેને સાસરે ગઈ. મકાન સ્મશાન સમાન ભાસતું હતું.

મણીલાલ ગામમાં રખડી આવીને બારણાના ઉમરા ઉપર બેસી ચલમ પીતો હતો એવામાં લલિતાએ જઇને તેને પ્રણામ કર્યા.

મણીલાલે તેને જોઇને કહ્યું:—"કેમ, તું અહિંયાં ક્યાંથી? આટલે દિવસે વળી કેમ આવી?"

લલિતા:—"બા ક્યાં છે?"

મણીલાલ:—"સ્હવારનું ખાધું નથી, તેમ અત્યારે રાંધવાને કંઇ છે નહિ, તેથી પડોશીને ત્યાં ઉછીના દાળચોખા લેવા ગઇ છે."

લલિતાની આંખમાં આંસુઓ આવ્યાં. તેણે ગદ્ગદ્ કંઠે કહ્યું:—"તમે પૈસેટકે હેરાન થાઓ છો તેથી તમારી પાસે આવી છું."

મણીલાલ:—તું શી રીતે અમારૂં કષ્ટ નિવારણ કરીશ?

લલિતા:—કેમ, મ્હારા શરીરપર જે ઘરેણાં છે, તેની કિંમત, લગભગ પાંચશે રૂપિઆ આવશે. એ વેચી દેશો તો તમારે બહુ દિવસ સુધી ચાલશે."

મણીલાલ:—"તે ઘરેણાં કંઈ મ્હેં આપ્યાં નથી. લગ્ન સમયે ત્હારા બાપે આપેલાં છે."

લલિતા:—તેથી શું થઈ ગયું? મ્હને આપ્યાં છેને; હું તમારી સ્ત્રી છું, તમે મ્હારા સ્વામી છો, સ્ત્રીના ધન ઉપર સ્વામીનોજ અધિકાર હોય છે.

મણીલાલ:—"એ તો સ્ત્રી મરી જાય ત્યારે, જીવતી હોય ત્યારે નહિ."

લલિતા:—તમને આટલું બધું કષ્ટ પડે છે, છતાં જો તમે મ્હારા મરણ સિવાય તેને ગ્રહણ કરવાને નારાજ હો તો ત્યો હું મરી જાઉં?

મણીલાલ:—મરી જવું એ કાંઇ મનુષ્યના હાથમાં નથી.

લલિતા:—"એવું વળી તમને કોણે કહ્યું? સ્વામીને કષ્ટ પડતું

હોય, ખાવાપીવાનું દુઃખ પડતું હોય અને સ્ત્રીના મરી જવાથી તે દુઃખ દૂર થતું હોય તો તે મહાસુખનું મરણ મનાય છે. એકાદ દોરી અથવા તો એક ટીપું ઝેર તેને માટે બસ છે."

મણીલાલે માંથું હલાવીને કહ્યુંઃ–"ના, ત્હારે એટલું બધું કરવાની કંઈ જરૂર નથી. એ સઘળી ત્હારા બાપની જણુસો છે. એ મોચીની મદદ મ્હારે ના જોઇએ; હું મરી જઇશ તોપણ તેનો સ્વીકાર કરવાનો નથી.

લલિતાએ બહુએ કાલાવાલા કર્યા હતા પરંતુ મણીલાલે માન્યું ન્હોતું તેથી લલિતા તેના બાપને ત્યાં ચાલી ગઇ હતી; પરંતુ તે શરદ ઋતુના પદ્મની માફક દિન પ્રતિદિન સુકાતી જતી હતી.

* * * *

કિશોરીના કાકા ગોપાળચંદ્રની પણ અત્યંત શોચનીય સ્થિતિ થઇ ગઈ હતી.

મણી ગોપાળચંદ્રની સર્વાધિકારિણી હતી; ધીરજ મણીના લાડ-પાલ અને આદર ઉત્સાહથી જુઠો અને દુરાચારી બાળક થઇ ગયો હતો. ગોપાળચંદ્ર તે જાણતો હતો છતાં બૈરીની બ્હીકથી તેને કંઇ પણ કહી શકતો ન્હોતો. ધીમે ધીમે ધીરજે જ્યારે યુવાવસ્થામાં પ્રવેશ કર્યો, ત્યારે તેને અનેક દુરાચારી મિત્રોની સોબત થઇ, અને તેમની સોબતથી તે ગાંજાખોર અને દારૂડીઓ બની ગયો. તે તેની માતાની પાસેથી અનેક પ્રકારનાં છળકપટો કરીને પૈસા લઈ ઉડાવી દેવા લાગ્યો.

ગોપાળચંદ્રને પણ મદ્યપાન કરવાની ટેવ હતી, તેથી તેને ક્ષય રોગ લાગુ પડયો. ડોકટરની સલાહ મળ્યા મુજબ તેણે મદ્યપાન કર-વાનું બંધ કરી દીધું. એકદમ બંધ કરી દીધા પછી કેટલાએક દિવસો વીત્યા બાદ તેને લકવાનો રોગ લાગુ પડયો. તેના શરીરના તમામ સાંધા અકડાઇ ગયા–ઉઠવા ચાલવાની શકિત નાબુદ થઇ ગઈ. એ

દરદમાં તેણે ઘણા પૈસાનો ભોગ આપ્યો, પરંતુ તેને કંઇપણ આરામ થયો નહિ.

ધીરજે બાપની દુકાન સંભાળવા માંડી, પરંતુ થોડાજ સમયમાં મદ્ય અને ગાંજામાં દુકાનની સમસ્ત પુંજી ઉડાવી દઇ દુકાન બંધ કરી દીધી.

રોગશય્યામાં પડયે પડયે ગોપાળચંદ્ર આ સઘળું જોઇ અત્યંત ચિંતા કરવા લાગ્યો કે "મારા દરદની દવામાં ઘણા પૈસાનો ખરચ થઇ ગયો તેમજ તેણી પાસે જે કંઇ થોડા ઘણા પૈસા હતા તે પણ ધીરજે ઉડાવી દીધા. આધારરૂપ માત્ર એક દુકાન હતી તે પણ ચાલી ગઈ. આટલી ઉમ્મરે આ રોગમાં પીડાઇને શું ખાઈ દિવસો કાઢીશ ?"

ધીરજને હજી પણ પૈસાની જરૂર રહેતી હતી. માતા પાસે પૈસા માગતાં તે કહેતી હતી કે, "કયાંથી લાવું ભાઇ; હવે તો કશુંએ રહ્યું નથી."

ધીરજ એ માનતો ન્હોતો; તે ઘરમાં લડાઇ ટંટો કરી ઘણી ચીજો ભાગી નાંખવા લાગ્યો. ઉપરાંત કોઇ કોઇવાર હાથ પગ અકડાઇ ગયેલા ગોપાળની નજર સ્હામે મણીને માર પણ મારતો હતો.

ત્યારપછી, માતાના શરીર ઉપર હાથ ઉગામવાથી હો, કે પોતાના કર્મફળોને યોગે હો, પરંતુ ધીરજ પડોશની એક યુવતીની લાજ લેવાના આરોપથી છ માસની સખ્ત કેદ ભોગવવાને પહોંચી ગયો.

અનિવાર્ય રોગશય્યામાં સૂતો સૂતો આ સઘળી આફતોનો વિચાર કરતો ગોપાળ હમ્મેશાં મૃત્યુની યાચના કરી રહ્યો હતો; અને મણી છેડોવાળીને રોવામાંજ દિવસો પસાર કરતી હતી. આ બન્ને પતિપત્નીને અને અન્નને ભારે શત્રુતા થઇ હતી.

# પ્રકરણ ૧૫ મું.



## લગ્ન.

કિશોરી નરેન્દ્રનું મ્હોં જોવાની આશામાંને આશામાં મનમોહનરાયને ત્યાંજ રહી હતી. તેની ધારણા એવી હતી કે, નરેન્દ્ર અહિંયાં આવ્યા સિવાય રહેશે નહિ. તેમ બીજે એક પણ ઠેકાણે જવાનું તેને માટે સ્થાન રહ્યું નહોતું. ત્રણ લોકમાં તેનું કોઇ નહોતું ! મનમોહનરાયની પત્ની કિશોરીને ભગિની સમાન ગણતી હતી. કિશોરી પણ તેની અત્યંત સેવા શુશ્રુષા કરતી હતી.

કિશોરી હમ્મેશાં આશા રાખતી હતી કે, નરેન્દ્ર આજ નહિ તો કાલે તો જરૂર આવશે; પરંતુ એ આશામાંને આશામાં કેટલાએ દિવસો ચાલ્યા ગયા પણ તે જણાયો નહિ. સ્નેહલતા પણ નરેન્દ્રને ભૂલી ગઇ નહોતી, તે પણ એમજ ધારતી હતી કે, " નરેન્દ્ર ભાઈ નક્કી આવ્યા સિવાય રહેશે નહિ. "

પરંતુ તેની એ વાત ઉપર કોઇને દ્દઢ વિશ્વાસ આવતો નહિ.

એમ કરતાં કરતાં સ્નેહલતા વિવાહ કરવા યોગ્ય થઇ. મનમોહનરાય તેને માટે કોઇ સારા પાત્રની તપાસ કરવા લાગ્યા; પરંતુ મન ગમતું પાત્ર મળી આવતું નહોતું. તેથી સ્નેહલતા ઉમ્મર લાયક થઇ ગઇ હતી. પંદર સોળ વર્ષની અવિવાહિતા કન્યાઓ આજકાલ ધણેખરે ઠેકાણે ઉચ્ચ જ્ઞાતિયોમાં જોવામાં આવે છે; પરંતુ મનમોહનરાય તો ઘણા ઉતાવળા થઇ રહ્યા હતા. તેમને બીજું કંઇ પણ સંતાન નહોતું માત્ર આ એકજ પુત્રી સ્નેહલતા હતી તેથી તેને માટે સરસ પાત્રની તજવીજ ચાલતી હતી; પરંતુ સરસ પાત્ર મળે કયાંથી ? કોણ

શોધી આપે ? તેઓ જેને શોધી લાવ્યા હતા તે નરેન્દ્ર જો અત્યારે હાજર હોત તો તેમને કશીયે ચિંતા નહોતી; પરંતુ ઇશ્વરની લીલા ન્યારીજ છે તેથી શું કરે ?

તેમણે પોતાના ગામના આત્મીય સ્વજનોને અનેક પત્રો લખ્યા, પરંતુ કોઇએ તેમને સારૂં પાત્ર બતાવ્યું નહિ એટલે તેમણે ભરૂચમાંથીજ એક પાત્ર શોધી કાઢયું.

એ મહુરતિઓ વકિલાત કરતો હતો. તેની ઉમ્મર ચાલિશ વર્ષ ઉપરાંતની હતી, અને બીજી વારનું લગ્ન કરતો હતો. તેને પહેલી સ્ત્રીના કેટલાક પુત્રો અને પુત્રીઓ પણ હતી. મનમોહનરાયની પત્નીએ સ્નેહલતાને એ ઘેર નહિ પરણાવવાની હઠ લીધી, પરંતુ મનમોહનરાયે સમજાવ્યું કે, લગ્ન કર્યા સિવાય ચાલે તેમ નથી તેમ બીજાં ઘર છે નહિ તેથી એ ઘરને પસંદગી આપ્યા સિવાય છુટકો નથી. હવે તેમની પત્ની કબુલ ના થાય તો શું કરે ? તે દિવસે મનમોહન-રાયની પત્ની નરેન્દ્રને યાદ કરીને અત્યંત રડવા લાગી. તેનું એ રૂદન કિશોરીના હૃદયના આંતરિક પ્રદેશને વીંધી નાંખતું હતું. સ્નેહલતા પણ એકાંતમાં બેસીને રૂદન કરતી હતી. તે કેમ રડતી હતી તેની તેને પોતાને ખબર નહોતી. તે માત્ર એટલુંજ સમ-જતી હતી કે, નરેન્દ્રભાઇ હોત તો આજે સઘળાં ખુશી થાત. મ્હારૂં આખું જીવન નરેન્દ્ર ભાઇની સાથે રહીને સુખમાં ગાળત.

લગ્નનો દિવસ નક્કી થઈ ગયો. મનમોહનરાયને ગામથી તેમના અનેક સગાં વ્હાલાંઓએ આવી લગનને લગતી તૈયારીઓ કરવા માંડી; પરંતુ સ્નેહલતાની માતા તેની એકની એક પુત્રીનું લગ્ન હોવા છતાં બિલકુલ આનંદી જણાતી નહોતી. તેનું મન હમ્મેશાં ચિંતાતુર રહેતું હતું ! તેને જમાઇ સારો મળ્યો નહિ, એજ માત્ર તેની ચિંતા હતી.

લગ્નને આગલે દિવસે સ્નેહલતા જ્યારે તેને સાસરેથી જમીને ખુલ્લી ગાડીમાં ઘેર આવતી હતી. એવામાં એકાએક તેણે ચિતકાર કરીને ગાડીવાનને ગાડી ઉભી રાખવાનું કહ્યું. ગાડી ઉભી રહી કે તરત તે નીચે ઉતરી પડી અને ગાડીવાનને કહ્યું:—“ પેલા મ્હારા નરેન્દ્રભાઈ જાય છે, તેમને તું જલદીથી બોલાવી લાવ. દોડતો જા, નહિતો ન્હાશી જશે, એમને દોડતાં સારૂં આવડે છે. ”

ગાડીવાન શ્વાસભેર દોડતો સ્નેહલતાએ જેને આંગળી કરીને દેખાડયો હતો તેની પાસે જઇ પહોંચ્યો, અને હાંફતાં હાંફતાં કહ્યું:— “ તમને બોલાવે છે. ”

“ કોણ ? ” કહી બાળક પાછો ફરીને ઉભો રહ્યો. તેણે જોયું તો ગાડીની પાસે સ્નેહલતા ઉભી રહી હતી. ચારે આંખ્યોનું મિલન થયું એટલે સ્નેહલતાએ સ્મિત મુખે હાથનો ઈશારો કરીને નરેન્દ્રને બોલાવ્યો. તે ખરેખર નરેન્દ્રજ હતો.

નરેન્દ્ર સ્નેહલતાની પાસે આવ્યો. સ્નેહલતાએ આનંદાવેષમાં રડી દીધું. તેની આંખ્યોમાં આંસુ અને મ્હોં ઉપર હાસ્ય પ્રકટી રહ્યું.

નરેન્દ્રે કહ્યું:—“ તું કયાં ગઈ હતી ? ”

સ્નેહલતા:—કાલે મ્હારૂં લગ્ન છે. આજે મ્હને સાસરે જમવા તેડી હતી. ચાલો તમે ઘેર ચાલો.

નરેન્દ્ર:—ઘેર આવવાનેજ આવ્યો છું.

સ્નેહલતા:—આટલા દિવસ તમે કયાં હતા ?

નરેન્દ્ર:—ઘેર જઇને બધી વાત કહીશ. સૌ ખુશીમાં તો છેને ?

સ્નેહલતા:—સૌ ખુશીમાં છે. તમારી બ્હેન પણ ખુશીમાં છે. ચાલો ગાડીમાં બેસી જાઓ, નહિં તો પાછા ન્હાશી જશો.

નરેન્દ્ર:—ના, તું ગાડીમાં બેસીને જા. હું ચાલતો આવુંછું.

સ્નેહલતા:—ના, તમે ગાડીમાં બેસી જાઓ, નહિંતો આપણે

બે જણાં ચાલતાં જઇએ પરંતુ હું તમને ન્હાશી જવા દેવાને છુટા મૂકવાની નથી.

નરેન્દ્રઃ—સ્નેહલતા ! હું નહિ ન્હાસી જઉં, સીદ્ધો ઘેર આવીશ.

સ્નેહલતાઃ—ના, એક વખત ન્હાશી ગયેલા મહા મહેનતે પકડાયા છો. ફરીથી નહિં ન્હાશી જાઓ એવું કોણ માની શકે ?

નરેન્દ્રઃ—ચાલ, ત્હારી એમજ મરજી છે તો હું ગાડીમાં બેસું છું.

નરેન્દ્ર ગાડીમાં બેઠો અને તેઓ ઘેર આવી પહોચ્યાં.

ગાડીમાંથી ઉતરી સ્નેહલતા દોડતી ઘરમાં ગઈ. ઘરમાં તેની માતા અને કિશોરી બેસીને કંઇક કામ કરતાં હતાં. તેણે ત્યાં આવી પહોંચીને એકદમ કહ્યું:—" હું તમને એક સરસ સમાચાર સંભળાવું, તો તમે મ્હને શું આપો ? "

બન્નેજણાં એક સાથે બોલી ઉઠયાં:—" શા સમાચાર લાવી છે, બ્હેન ? "

સ્નેહલતાઃ—નરેન્દ્રભાઇ આવ્યા છે.

કિશોરી બોલી શકી નહિ, કારણ કે, કદાચ આ ક્ષણમાત્રનું સુખસ્વપ્ન ઉડી જાય ! આનંદના અશ્રુપ્રવાહે તેની દષ્ટિને ઓછી કરી દીધી. સ્નેહલતાની માતાએ કહ્યું:—" ત્હને કોણે કહ્યું ? "

સ્નેહલતાઃ—હું પોતે રસ્તામાંથી પકડી લાવી છું. જો આ આવ્યા.

સર્વે જણાએ એ તરફ નજર કરી, તો ખરેખર નરેન્દ્રજ આવ્યો હતો. નરેન્દ્રના દેહમાં જાણે જ્યોતિ પ્રકાશી રહી હતી. મનુષ્યનું રૂપ જાણે તેના રૂપ આગળ કંઈ હિસાબમાંજ ન્હોતું.

કિશોરીએ દોડી જઇને નરેન્દ્રના કપાળ ઉપર ચુંબન કર્યું. તેના હૃદયમાં કેટલો બધો આનંદ વ્યાપી રહ્યો હતો, તેનું વર્ણન કરવાની આ ક્ષુદ્ર લેખિનીમાં તાકાત નથી !

સ્નેહલતાની માતાએ નરેન્દ્રને પાસે બેસાડીને કહ્યું:—" આટલા

બધા દિવસ તું અમને અને આ ત્હારી બ્હેનને ભૂલી જઇને ક્યાં હતો ભાઇ ? ”

નરેન્દ્રઃ- જે સન્યાસીએ મ્હારી બ્હેનને ઔષધ આપીને સાજી કરી હતી, તેણે મ્હને બીજે દિવસે તેને ત્યાંથી ઔષધ લઇ જવાનું કહ્યું હતું. હું તેની પાસે ગયો એટલે તેણે મ્હને એક જંગલમાં લઈ જઇને ઝાડ સાથે બાંધી દીધો અને તેજ દિવસે રાત્રે મ્હને સુકલ્ર-તીર્થ લઇ ગયો. મ્હને ત્યાં લઈ જઇને તેણે ‘ યોગ શિક્ષા ’ શીખ-વાડી ત્યાર પછી તેની પાસે જે અખૂટ દોલત હતી તે મ્હને આપી દઈ તે પરલોકમાં સીધાવી ગયો. એમ કરવામાં તેનો ઉદ્દેશ શો હશે તે એ જાણે. મ્હેં એને કેટલીયેવાર એ સંબંધી પ્રશ્નો પૂછયા હતા પરંતુ હું કંઈ પણ જાણવા પામ્યો નથી.

સ્નેહલતાની માતાએ તરતજ મનમોહનરાયને માળ ઉપરથી નીચે બોલાવ્યા, અને એકાંતમાં લઇ જઇને કહ્યું:—“ નરેન્દ્ર આવ્યો છે, સ્નેહલતાનું લગ્ન તેની સાથે કરો. ”

મનમોહનરાયે પ્રથમ તો આનાકાની કરી, કારણ કે, બધું નક્કી થઈ ગયું હતું—વરને પીઠી પણ ચોળાઇ ગઈ હતી, તેઓ શી રીતે તેને ના કહી શકે ? પરંતુ સ્હામા પક્ષવાળાઓએજ આ વાત સાંભ-ળીને સંબંધ તોડી નાંખ્યો અને બીજે ઠેકાણે નક્કી કરી નરેન્દ્રની સાથે સ્નેહલતાનું લગ્ન કરવાની અનુમતી આપી. બીજેજ દિવસે સ્નેહલતા સાથે નરેન્દ્રનાં લગ્ન થઇ ગયાં. કિશોરીએ આનંદના ઉલ્લા-સથી જન્મ દુઃખી નરેન્દ્રને વરરાજા બનાવીને લગ્ન કરાવ્યું.



## પ્રકરણ ૧૬ મું.



### ઉપસંહાર.

નરેન્દ્રનાં લગ્ન થયાને ત્રણ વર્ષ વીતી ગયાં છે. મનમોહનરાય પોલિસ ઇન્સ્પેક્ટરની પદવી પરથી પ્રમોશન મેળવી પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ થયા છે. તેમની કન્યા, જમાઈ, કિશોરી અને પત્ની વગેરે હજી તેમના તેજ મકાનમાં રહે છે.

મનમોહનરાયના મકાનની પાછળ એક સરસ બગિચો બનાવવામાં આવેલો હતો. એ બગિચામાં એક દિવસ સાયંકાળ પૂર્વે મનમોહનરાયની પુત્રી સ્નેહલતા આમ તેમ ફરતી હતી. અત્યારે તે યૌવનના પૂર્ણ બ્હારમાં આવેલી હતી. નાગ જેવો કાળો તેનો કેશકલાપ તેના ચરણો ચુમવાને તેની પીઠ ઉપર ઝુલી રહ્યો હતો. તેણે આશમાની રંગની બારીક રેશમી સાડી પહેરી હતી. ફરતાં ફરતાં સંધ્યા સમાગમ–સુગ્મ–સ્પર્શથી વિકાશી રહેલી નવકુસુમ કળીઓને ચુંટી ચુંટીને તે તેના ખોળામાં ભરતી હતી. ત્યારપછી એક કુંડની પાળ ઉપર બેસીને તેણે તેના નાનાવિધ અલંકારો તૈયાર કર્યા તથા બે ત્રણ ફુલ માળાઓ પણ ગુંથી. સ્નેહલતા આ સઘળું તૈયાર કરીને જેવી ઘરમાં જવાને તૈયાર થઇ, તેવામાં સ્મિત હાસ્ય કરતાં કરતાં એક જણે ત્યાં પ્રવેશ કર્યો. તે બીજો કોઇ નહિ પણ નરેન્દ્ર હતો.

નરેન્દ્રે સ્મિત હાસ્ય કરીને કહ્યું:–"છુપાઇ છુપાઇને ફુલની રમત રમાય છે કે શું ?"

સ્નેહલતા ચમકીને ઉભી થઈ ગઇ. મહા મહેનતે ગુંથેલી કુસુમ માલિકાઓએ તેના વસ્ત્રમાંથી સરી પડીને નરેન્દ્રના પગ ઉપર આવી

આશ્રય લીધો. એક મ્હોટી માળા જે પડતાં પડતાં તેણે પકડી રાખી હતી, તે નરેન્દ્રના ગળામાં પહેરાવી દઇને તેણે સ્મિત મુખે કહ્યું:—" કહો જોઇએ ? આ માળા કેવી દેખાય છે ?"

નરેન્દ્રઃ—હું શી રીતે જોઈ શકું કે તે મ્હને કેવી લાગે છે ? લાવ પહેલાં હું જોઈ લઉં !

એમ કહી નરેન્દ્રે પોતાના પગ આગળ પડેલી અન્ય ફુલમાળાઓ તથા ફુલના અલંકારોને ઉપાડી લઇ સ્નેહલતાના શરીર પર પહેરાવી દીધા અને બોલ્યો:—" હવે હું કહી શકું છું કે તે કેવાં દેખાય છે. "

સ્નેહલતાઃ—એ તો હું પણ કહી શકું છું.

નરેન્દ્રઃ—( હસીને ) કહે જોઇએ ?

સ્નેહલતાઃ—જાણે અમાવાસ્યાની પત્ની.

નરેન્દ્રઃ—ના, જાણે કંદર્પની પત્ની.

સ્નેહલતાઃ—ત્યારે કંદર્પનાં ફુલધનુ અને ફુલબાણુ કયાં છે ?

" આજ તો. " એમ કહી હાથમાં ચંપાની કળી લઈ નરેન્દ્રે સ્નેહલતાની ભ્રમરો ઉપર ફેરવીને કહ્યું:—" એના આઘાતથી દુનિયાનો કોઇ પણ માણસ શાન્ત રહી શકે નહિ."

સ્નેહલતાઃ—ત્યારે તમે તો મહાદેવ કહેવાઓ ?

નરેન્દ્રઃ—જવા દે એવાં ટાયલાં. વ્હાલી સ્નેહલતા ! ત્હને મેળવીને હું બહુ સુખી થયો છું.

સ્નેહલતાઃ—પરંતુ હું બહુ દુ:ખી છું તો.

નરેન્દ્રઃ—શાથી ?

સ્નેહલતાઃ—તમારા જેવા પૂર્ણ ગુણશાળી સ્વામીની પત્ની થવામાં અનેક ગુણો જોઇએ. મ્હારામાં તે નથી છતાં તમે મ્હને દૂર કરતા નથી પણ મ્હારી અજ્ઞાનતા દૂર કરવાને મંડયા રહો છો.

નરેન્દ્રઃ—મ્હારૂં તે કાર્ય મ્હારા પૂર્ણ સ્વાર્થનો પરિચય કરાવી

આપે છે. તું ના હોત તો કોણ મ્હારા આ શુષ્ક–કઠોર હૃદયમાં જીવન મૂકત ?

પ્રેમિક–પ્રેમિકાના પ્રણયપૂર્ણ–પ્રણય ઉદ્ભવિત્ વાર્તાલાપમાં વખત ઘણો વીતી ગયો પણ તેમને તે ઘણોજ અલ્પ લાગ્યો. લાંબો સમય માત્ર જ્ઞાનીઓજ જોઇ શકે છે. પ્રેમમાં જ્ઞાન હોતું નથી, તેથીજ પ્રેમીઓને તે અલ્પ લાગે છે. પ્રેમ એક બીજાના હૃદયને એકત્ર કરી દઇને તન્મય કરી દે છે. હાય, પ્રેમ ! જગત્માં જો ત્હારૂં એકલ્લાનુંજ અસ્તિત્વ હોત તો અહિંયાં કેવું સુખ હોત.

બન્ને વાતો કરે છે એટલામાં એક દાસીએ આવીને નરેન્દ્રને કહ્યું:–"ભાઈ ! તમને બા બોલાવે છે, ચાલો."

નરેન્દ્ર ચાલ્યો ગયો.

પ્રેમ જગત્માં મનુષ્યનાં હૃદયોને એકત્ર કરી દે છે–મનુષ્યને આત્મ–વિસર્જન કરવાની શિક્ષા આપે છે. નરેન્દ્ર અને સ્નેહલતાનાં હૃદયો એજ પ્રેમ–મહિમાના પ્રતાપે એકત્ર થયાં હતાં. પ્રેમને લીધેજ તે બન્નેના હૃદયમાં બીજી કોઈ પણ જાતની લાલસા–વાસના જણાતી ન્હોતી. ત્યાં આગળ "તમે અને હું" એકત્ર થઈ ગયાં હતાં.

એ પ્રમાણે એ નવ–દંપતિ દાંપત્યના મિલન–સુખમાં પોતાના દિવસો પસાર કરતાં હતાં.

ત્યાર બાદ થોડાએક દિવસો પછી મનમોહનરાયે પેન્સન લીધું. મનમોહનરાય પાસે તેના બાપની અઢળક દોલત હતી, તેમ તેમણે પોતે પણ સારા પૈસા એકઠા કર્યા હતા. તે સઘળા તેમણે તેમના જમાઇ નરેન્દ્રને આપી દઇ પ્રભુ ભજનમાં મનઃસંયોગ કર્યો.

નરેન્દ્ર બ્હેનને લઇને પોતાને ગામ ગયો. ત્યાં જઇને જોયું તો તેના બાપના ઘરનું નામ નિશાન પણ જણાતું નહોતું. માત્ર થોડી થોડી ઉભી રહેલી માટીની જીર્ણ ભીંતો જણાતી હતી. નરેન્દ્રે સન્યાસી

પાસેથી મેળવેલા ધન દ્વારા ત્યાં આગળ એક મ્હોટું મકાન બંધાવ્યું અને તેમાં ત્રણ વિભાગ બનાવ્યા. તેમાંના એકમાં તેણે અન્નપૂર્ણાની મૂર્તિ સ્થાપન કરી–તે દીન–દરિદ્રોને આશ્રય આપવા માટે બનાવવામાં આવ્યો હતો. બીજામાં સાવિત્રીની મૂર્તિ સ્થાપન કરી–તે વિધવા બ્રહ્મચારિણીઓને આશ્રય આપવા માટે રાખવામાં આવ્યો અને ત્રીજામાં રાધાકૃષ્ણની મૂર્તિ સ્થાપન કરી, તે દરિદ્ર દંપતિઓને આશ્રય આપવ માટે રાખ્યો.

કિશોરી સાસરે જઇને મણીલાલની મતિ ફેરવી લલિતા સાથે મિલન કરાવી આપી, મણીલાલ, લલિતા, તથા તેની સાસુને પોતાને ત્યાં લઇ આવી અને પહેલાંની માફક પ્રાણપણે તેમની સેવા શુશ્રુસા કરવા લાગી. રતનફોઇએ આવીને કિશોરીના આગ્રહથી વિધવા બ્રહ્મચારિણીઓના આશ્રમ ઉપર દેખરેખ રાખવા માંડી.

નરેન્દ્ર યોગવિદ્યાના બળથી તેના કાકા ગોપાળચંદ્રનો પક્ષાઘાતનો રોગ દૂર કરી તેમને સંસારી બનાવી તેમનું પિતાની માફક પાલન કરવા લાગ્યો. મણી પણ તેની સાથે સુખી થઇ. જેલમાંથી છુટ્યા પછી ધીરજે પણ નરેન્દ્રનો આશ્રય લીધો.

કિશોરી તેના ભાઇ અને ભોજાઇને લઇને કોઇવાર તેના ભાઇને સાસરે તો કોઇવાર પોતાને ઘેર રહીને દિવસો પસાર કરવા લાગી. ગરીબની સેવા તે તેના જીવનનો મહામંત્ર હતો. આશ્રમના સઘળા લોકો કિશોરીને મા કહીને બોલાવતા હતા. કિશોરીને જોતાં તેમનાં હૃદય માતૃભક્તિથી પૂર્ણ થઇ જતાં હતાં. કિશોરી પણ તેમને ખવરાવી પીવરાવી તેમની શુશ્રુષા કરી આત્મપ્રસાદ લાભ કરતી હતી. કિશોરી અત્યારે બન્ને હાથે ગરીબોને માટે સુવર્ણ વૃષ્ટિ કરતી હતી એમ કહીએ તો ચાલે.

નરેન્દ્રે જે મ્હોટું મકાન બંધાવ્યું હતું, ત્યાં બહુ લોકોને પ્રતિપાલન કરી સતશિક્ષા આપવામાં આવતી હતી: તે મકાનના આગ-

ળના ભાગ ઉપર સોનેરી અક્ષરોથી લખેલું હતું કે, " માનવજીવન વાયુ નથી, પ્રત્યેક ક્ષણે સંચય-સાધન કરે છે-કર્મ-બંધનની બેડીથી જકડાયલું છે. સર્વે સાવધાન થાઓ-જન્મ જન્માન્તર એ આ કર્મ-બંધનની લોખંડી બેડીના બંધનનું આકર્ષણ છે."

સમાપ્ત.

# સરસ્વતી.

આ નવલકથામાં હિંદુ સંસારમાં એક મરણને કાંઠે પહોંચેલો મુંબાઇનો બુઢ્ઢો શેઠિયો પોતાનો એક પગ ચેહમાં પડયા છતાં એક બાળકુમારીકા સાથે લગન કરી પોતાની ભવિષ્યની જીંદગી (બાકી શેની હોય તે ! !) સુખી કરવા ધારે છે. તેમ કરતાં તે બુઢ્ઢો કાઠિયાવાડી કન્યાદલાલોના પંજામાં ફસાઇ પૈસાનું પાણી કરે છે અને કન્યાને બદલે એક છોકરા સાથે તેનાં લગ્ન થાય છે. વધારામાં મુંબઇની હિંદુ ભોળી શેઠાણીઓ છોકરાંઓ લેવાની આશાએ ધુતારા સાધુ સંન્યાસીઓના પંજામાં કેવી રીતે ફસાય છે તેનું આબેહુબ ચિત્ર જોવું હોય તેમજ મુંબાઇના ભોળા અથવા તો મૂર્ખ શેઠિયાઓની શ્રીમંતાઇનો ખોટો ઉપયોગ થતો જોઈ જરૂર હસવું આવ્યા સિવાય રહેશે નહિ તેમજ સાધુના વેષમાં ફરતા ગઠીયાઓ પણ બાહોશ માણસોથી કેવી રીતે છેતરાય છે અને ફસાય છે તે ચિતાર જોવો હોય તો અવશ્ય આ ચોપડી વાંચો. પાકું સોનેરી બાઇન્ડીંગ હોવા છતાં **કીંમત** માત્ર રૂ. ૧–૪–૦ પોસ્ટેજ જુદું.

# જનસમાજમાં ખાસ વખણાયેલી
# નવલકથાઓ.



કુંદન અને કુસુમ
ભાગ ૧-થી-૮ દરેકની ૧-૦-૦
ગુર્જરી-મુંબાઈની શેઠાણી-સચિત્ર ૧-૮-૦
રતિસુંદરી—(સચિત્ર.) ૧-૮-૦
કુમુદકુમારી-(સચિત્ર.) ૧-૮-૦
રત્નગઢની રંભા-રણઘેલા રજપૂત. ૧-૮-૦
મિલન-મંદિર-(સચિત્ર.) ૧-૮-૦
વનવાસિની. ૧-૪-૦
સરોજસુંદરી-સુધરેલો જમાનો. ૧-૮-૦
માનવ-શયતાન. ૧-૮-૦
સ્ત્રીઓની રંગભૂમિ. ૧-૮-૦
સંસાર શેતરંજ ભાગ ૧ લો. ૧-૮-૦
સંસાર શેતરંજ ભાગ ૨ જો. ૧-૮-૦
કર્મ-બન્ધન યાને વિધવાની કર્મકથા. ૧-૮-૦
કુસુમલતા. ૧-૦-૦
પ્રેમપિંજર કે ખૂની ખંજર. ૧-૦-૦
કુલિન કાન્તા. ૧-૦-૦
સન્મિત્ર કે શયતાન? ૧-૦-૦
ભેદક ખૂન. ૧-૦-૦
કુસુમકુમારી. ૧-૦-૦
વસંત-વિહાર. (ગઝલો ભંડાર) ૧-૪-૦

મળવાનું ઠેકાણું:—

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર**

**૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.**